લુહાણા-બંધુ માસિકની ત્રીજા વર્ષની ભેટ.

# મહારાજ પ્રતાપાદિત્ય.

( ઐતિહાસિક નવલકથા. )



પ્રયોજક અને પ્રકાશક.

વ્રજલાલ જાદવજી ઠક્કર.

તંત્રી 'લુહાણા-બંધુ'-અમદાવાદ.

# મહારાજ પ્રતાપાદિત્ય.

( ઐતિહાસિક નવલકથા. )


પ્રયોજક અને પ્રકાશક,

**વ્રજલાલ જાદવજી ઠક્કર,**

તંત્રી 'લુહાણા-બંધુ' અમદાવાદ.



સોલ એજન્ટસ,

**એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કંપની,**

બુકસેલર અને પબ્લિશર,

કાલબાદેવી રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબાઇ.

પ્રથમાવૃત્તિ. ] [ ખ્રિસ્તાબ્દ ૧૯૨૦

મૂલ્ય રૂ. ૨-૦-૦

પ્રત ૧૧૦૦ ] [ વિક્રમાબ્દ ૧૯૭૬

અમદાવાદ ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.




# સ્વદેશભક્તિ.

સ્વદેશની ભક્તિ રે, કે કોઈ વિરલા જાણે.
સ્વતંત્રતાના રસની રે,
લ્હેજત કોઈ પ્રમાણે.....ટેક.

*        *        *        *

ત્રણે પદાર્થ છે દેશ ભક્તિમા,
ધર્મ અર્થ વળી કામ;
સ્વદેશ ભક્તને દેશની પ્રીતિ—
મોક્ષ એ, સુખ કેરું ધામ;
કે રૂચે નહિં બીજું રે,
ભરત એ દેશ અભિમાને........સ્વદેશની૦

માટે સ્વદેશીઓ બંધુ મા'રા,
ધરી અંતર આ ઉપદેશ,
ભરત ભૂમિ પામી ઉદય દિનોદિન,
ઉજળી રહે હંમેશ,
કે એમ કરો ઉદ્યમ રે,
ચુકો ન ચોટ નિશાને........સ્વદેશની૦

સ્વ. હ. હ. ધ્રુવ.

# અર્પણપત્રિકા.

---

## સ્વર્ગસ્થ ભાઇ વિષ્ણુદાસ જીવરાજ.

આપની સાહિત્યપ્રિયતા, ધર્મપ્રિયતા, પરોપકારિતા, દાનશીલતા વગેરે વિવિધ સદ્‌ગુણોથી મુગ્ધ થઇ આ નવલકથા આપના અમર આત્માને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. પરમકૃપાળુ પરમાત્મા સ્વર્ગમાં આપના આત્માને શાશ્વત શાન્તિ સમર્પણ કરે એવી અનન્ય પ્રાર્થનાસહ વિરમું છું.

પ્રયોજક.

ॐ तत्सत्परमात्मने नमः ।

# સ્વર્ગવાસી ભાઇ વિષ્ણુદાસ જીવરાજનો ટૂંક જીવનપરિચય.

हरिणापि हरेणापि ब्रह्मणा त्रिदशैरपि ।
ललाटलिखिता रेखा न शक्या परिमार्जितुम् ॥

અર્થાત્-લલાટમા જે રેખા લખેલી હોય છે તેને ટાળવાને હરિ, શંકર, બ્રહ્મા અને દેવતાઓ પણ સમર્થ નથી.

*　　*　　*　　*　　*

સ્વર્ગવાસી ભાઇ વિષ્ણુદાસનો જન્મ જામનગર તાબે ગોરાણા ગામમા સંવત ૧૯૪૬ મા જીવરાજ વિશ્રામ બદીયાણીને ત્યાં થયો હતો. બાલ્યાવસ્થાથી જ ધાર્મિક વૃત્તિનાં માતાપિતા તરફથી ભાઇ વિષ્ણુદાસને ધર્મ સંબંધીનું સારું શિક્ષણ મળેલું હોવાથી ક્રમશઃ તેમની ધર્મવૃત્તિ વિશેષ પ્રૌઢતાને પામી હતી. પોતાના વડિલ બંધુ નારણદાસ જીવરાજ સાઉથ આફ્રિકામાં ડેલાગોવાબેમા હોવાથી સંવત ૧૯૬૫ મા ભાઇ વિષ્ણુદાસ પણ ત્યાં જઇ વડિલ બંધુના કાર્યવ્યવસાયમા બની શકતી મદદ કરવા લાગ્યા. ડેલાગોવાબેમા પોતાના વડિલ બંધુ નારણદાસની પ્રકૃતિ સારી નહિ રહેતી હોવાથી ભાઇ વિષ્ણુદાસે તેમને દેશમા પાછા રવાના કર્યા તથા '**ईश्वरेच्छा बलीयसि**' એ સૂત્રાનુસાર ભાઇ નારણદાસ પોતાની પાછળ એક પુત્ર મૂકીને સ્વર્ગવાસી થયા. તેમના માતાજી હજી સુધી હયાત છે.

વડિલ બંધુનો સ્વર્ગવાસ થયા પછી તેમનાથી ન્હાના ભાઇ વલ્લભદાસને પોતાની ડેલાગોવાબેની દુકાને રાખી વિષ્ણુદાસભાઈ દેશમાં આવ્યા અને વડિલ ભાઇની ક્રિયા કર્યા પછી તેમણે પોતાનું લગ્ન કર્યું, તેમજ વડિલ ભાઈ નારણદાસે ગોરાણાથી બે માઇલના અંતરે કે જ્યાં છ ગામની સરહદ આવેલી હતી ત્યાં એક વાવ કરાવવા માંડી હતી; પરંતુ એ કાર્ય અપૂર્ણ રહેલું હોવાથી ભાઇ વિષ્ણુદાસે એથી અઢી હજાર રૂપિયા ખરચી એ કાર્ય પૂર્ણ કર્યું અને જે પાણીનો અવાડો ભરે તથા આગંતુકની આગતા સ્વાગતા કરે તે માણસ ખેતી કરીને પોતાનો નિર્વાહ ચલાવી શકે એ માટે તેમણે વાવની પાછળ ૬૦ વીઘાં જમીન ધર્માદા તરીકે આપી. તે સિવાય ભાઇ નારણદાસે ગામમાં શ્રી રામમંદિર બંધાવવા માંડ્યું હતું એ કાર્ય પણ તેમના જીવનકાળમાં પૂર્ણ નહિ થવાથી એ કાર્ય પૂર્ણ કરવાનું તેમના ભાઇએ હાથમાં લીધું છે.

ઝીંઝામાં તેઓ પોતાની બુદ્ધિ, કર્ત્તવ્યતત્પરતા, ઉદ્યમશીલતા, ગુણગ્રાહકતા અને પરોપકારપ્રિયતાથી દિનપ્રતિદિન પોતાના જીવનને વિશેષ ઉન્નત કરતા હતા; પરંતુ લલાટલિપિ ભિન્ન પ્રકારની હોવાથી એ નરરત્ન વિશેષ પ્રકાશમાં આવે તે પૂર્વે જ ઘણી ન્હાની ઉમ્મરમાં ઇન્ફ્લ્યુઅન્ઝાના રોગનો તેઓ ભોગ થઇ પડી આ સારશૂન્ય સંસારનો ત્યાગ કરી તા. ૨૬-૧૧-૧૮ એટલે સંવત ૧૯૭૫ ના કાર્તિક વદ આઠમને મંગળવારને દિવસે ઝીંઝામાં જ સ્વર્ગવાસી થયા. તેમના ચિરવિયોગથી તેમના સ્નેહીઓ તથા આત્મીય સ્વજનોના આત્માને અપાર શોક થયો છે તથા વિશેષ શોકનો વિષય એ છે કે, ભાઇ વિષ્ણુદાસને પોતાની પાછળ એક પણ સંતાન નથી.

ગોરાણાથી એક ગાઉને અંતરે જે વાવ છે તેમાં ભાઇ નારણદાસ

જીવરાજે શિલાલેખ નાખેલો હોઈ એનું 'નારાયણ વાવ' નામ રાખવામાં આવ્યું છે. વળી જે મંદિર બંધાવવામાં આવ્યું છે તે શ્રી રામચંદ્રજીનું છે; પણ તે બંધાઇ રહ્યા પછી તેનું નામ વિષ્ણુમંદિર રાખવાની ધારણા છે; ઈશ્વર એ શુભ ધારણા પાર પાડે એમ જ અમે ઇચ્છીએ છીએ.

અંતે પરમકૃપાળુ પરમાત્મા સ્વર્ગસ્થના આત્માને શાન્તિ આપો એવી એ પિતાને અનન્યભાવથી પ્રાર્થના કરી વિરમીએ છીએ.



# પ્રસ્તાવના.

हेतोः कुतोऽप्यसदृशाः सुजनाः गरीयः । कार्य्यंनिसर्गे गुरुः स्फुटमारभन्ते ॥ रत्नाकर ।

"સ્વભાવથી જ જે માણસો મહાન્ હોય છે તેઓ સ્વાભાવિક રીતે કોણ જાણે કયાએ કારણથી નિરંતર અત્યંત મહાન્ કાર્યનો જ પ્રારંભ કરે છે ?" રત્નાકર.

પ્રસ્તુત નવલકથા વાંચક બંધુઓના કરકમળમાં સાદર સમર્પણ કરતાં ઘણો આનન્દ થાય છે. શહેનશાહ અકબરના રાજત્વકાળ પ્રસંગે યશોહરમાં પ્રતાપાદિત્ય નામના એક મહાન્ સ્વદેશભક્ત પુરુષનો આવિર્ભાવ થયો હતો. સ્વદેશને મોગલોની પરાધીનતામાં પડેલો જોઇ, સ્વદેશવાસીઓ ઉપર ગુજરતો જુલ્મ જોઈ એ વીર પુરુષના અંતઃકરણમાં સ્વદેશોદ્ધારની ભાવના કેવી રીતે અંકુરિત થઇ હતી તથા ધીમે ધીમે તેણે પોતાની બુદ્ધિમત્તા, કર્તવ્યતત્પરતા, તેજસ્વીતા, દૂરદર્શિતા વગેરે સદ્ગુણોથી સમસ્ત બંગાળા દેશને કેવી રીતે સ્વાધીન કર્યો હતો તેનું સ્વદેશભક્તિપૂર્ણ ઐતિહાસિક વિવરણ આ નવલકથામાં આવેલું છે.

ગુજરાતી વાંચકો ઇતિહાસ વાંચવા તરફ વિશેષ લક્ષ્ય આપતા નહિ હોવાથી આ ઐતિહાસિક નવલકથાની અવતારણા કરવામાં આવી છે. વળી જે પ્રસંગ કિંવા કાળને અનુસરીને આ નવલકથાની યોજના કરવામાં આવી છે એ પ્રસંગે જે ભારતવર્ષમાં નિવાસ કરતી હિન્દુ મુસલમાન જાતિ વચ્ચે હમણાંના જેવો સંપ કિંવા ઐ-

ક્ય હોત તો ભારતના પ્રાચીન ઇતિહાસમાં કેટલું બધું પરિવર્તન જોઈ શકાત તેની કલ્પનના સહેલાઇથી થઇ શકે તેમ છે.

મહારાજ પ્રતાપાદિત્યના અંતઃકરણમાં સ્વભાવિક રીતે જ તેમની બાલ્યાવસ્થાથી સ્વદેશસેવાનો સંકલ્પ અંકુરિત થયો હતો તથા અડગ મનોબળ, અપાર પ્રભુતા, અપૂર્વ ગુણગ્રાહકતા, અચળ ધર્મપ્રિયતા, આદિ સદ્‌ગુણોથી તેઓ અંતે સમસ્ત બંગાળા દેશના એકચ્છત્ર નરપતિ કેવી રીતે થઈ શક્યા હતા તેનું વર્ણન આ નવલકથામાં આવેલું છે. તે ઉપરાંત યવનોનો અત્યાચાર, ગૃહશત્રુઓના પ્રપંચથી થયેલો સ્વદેશના સર્વસ્વનો નાશ, હિન્દુ રમણીની પતિભક્તિ, એક બાળિકાનો અતુલનીય સ્વદેશાનુરાગ વગેરે મનોમુગ્ધકર વિષયોના શાબ્દિક ચિત્રો પણ પ્રસ્તુત નવલકથામાં સમાવેશ થયેલો છે. આ નવલકથા ઐતિહાસિક હોવાથી એમાં કલ્પનાનો થોડો જ ઉપયોગ કરવામાં આવ્યો છે. ઐતિહાસિક વસ્તુ પ્રધાન હોઈ, કલ્પના ગોણ છે; છતાં એટલું તો કહેવું જોઇએ કે નવલકથા એ નવલકથા છે,—નવલકથા ઇતિહાસ નથી.

આ નવલકથા સુવિખ્યાત બંગાળી ગ્રંથકારકૃત 'બંગેર શેષ વીર પ્રતાપાદિત્ય' નામક ગ્રંથ ઉપરથી ગુજરાતીમાં અનુદિત કરવામાં આવી છે. પોતાના ગ્રંથ ઉપરથી ગુજરાતી અનુવાદ કરવાના હક્ક આપવા માટે એ ગ્રંથકાર મહોદયનો અત્રે અંતઃકરણપૂર્વક આભાર માનું છું. વળી આ નવલકથામાં માનનીય પંડિત શ્રીયુત સત્યચરણ શાસ્ત્રી મહાશયે લખેલા 'મહારાજ પ્રતાપાદિત્ય' નામક ઐતિહાસ ગ્રંથની પણ યથોચિત સહાયતા લેવામાં આવી છે. પોતાના ગ્રંથનો અનુવાદના કાર્યમાં ઉપયોગ કરવાનો હક્ક આપવા માટે હું શ્રીયુત સત્યચરણ શાસ્ત્રી મહાશયનો પણ આંતરિક આભાર માનું છું.

પ્રસ્તુત અનુવાદ કરવાનું કામ લગભગ આઠ દસ માસ પૂર્વે શુરુ કર્યું હતું; પરંતુ ભિન્ન ભિન્ન પ્રકારની સાંસારિક ઉપાધીઓ ઉપસ્થિત થવાથી તેના પ્રકાશન કાર્યમાં આટલો બધો વિલંબ થયો છે. છેલ્લાં ચાર પાંચ વર્ષથી કાગળો તથા છપામણીના ભાવમાં પાંચ છ ગણો વધારો થઈ ગયેલો હોવાથી પુસ્તકોનું મૂલ્ય પ્રથમ કરતાં સહજ વિશેષ રાખવાની નિરુપાયે ફરજ પડે છે. આ પુસ્તકનું કદ, કાગળ, પૂઠું વગેરે જોતાં તેનું મૂલ્ય વાંચકોને ઉચિત જ લાગશે. 'લુહાણા—બંધુ' માસીકના તૃતીય વર્ષના ગ્રાહકોને જ આ નવલકથાની રફ નકલો ભેટ આપવામાં આવી છે; માટે 'લુહાણા—બંધુ' માસિકના ગ્રાહકો સિવાય બીજા કોઇએ કૃપા કરી રફ નકલની માગણી કરવી નહિ.

અંતે જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ પુસ્તક પ્રકટ થાય છે એ પિતાનો આભાર માની વિરમું છું.

માંડવીની પોળ.
અમદાવાદ. તા. ૩૦—૫—૨૦

લિ.
સાહિત્યસેવક
વ્રજલાલ જાદવજી ઠક્કર.



# વિષયાનુક્રમણિકા.

## પ્રથમ ખણ્ડ-ઉષા.


| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું. | ત્રણ નવયુવક. | ૧ |
| ૨ જું. | યમુનાતટપર. | ૬ |
| ૩ જું. | પરિચય. | ૧૨ |
| ૪ થું. | પ્રતાપનું પૂર્વજીવન.... | ૧૭ |
| ૫ મું. | ઈશ્વરાધના | ૨૧ |
| ૬ ઠું. | હર્ષમાં વિષાદ. | ૨૭ |
| ૭ મું. | સ્વામી સ્ત્રી. | ૩૧ |
| ૮ મું. | વિચારનો સ્ફોટ. | ૩૭ |
| ૯ મું. | પિતાનો નિશ્ચય. | ૪૧ |
| ૧૦ મું. | વિદાય | ૪૫ |

## દ્વિતીય ખણ્ડ-મધ્યાન્હ.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ લું. | વિદેશગમન | ૪૯ |
| ૨ જું. | આગ્રાનો રાજદરબાર | ૫૫ |
| ૩ જું. | ફુલજાની... | ૬૧ |
| ૪ થું. | પ્રણયબંધન | ૬૫ |
| ૫ મું. | ફુલજાની અને સૂર્યકાન્ત | ૭૧ |
| ૬ ઠું. | પ્રણયી કે વિષયી?... | ૭૬ |
| ૭ મું. | જીવનયજ્ઞનું અનુષ્ઠાન | ૮૩ |
| ૮ મું. | ક્ષમાપ્રાપ્તિ | ૮૮ |
| ૯ મું. | ઉત્કલવિજય | ૯૩ |
| ૧૦ મું. | રાજધર્મ ... | ૯૭ |
| ૧૧ મું. | નિમંત્રણ ... | ૧૦૨ |
| ૧૨ મું. | રાજ્યાભિષેક | ૧૦૫ |
| ૧૩ મું. | ફુલજાનીની આત્મકથા | ૧૧૬ |
| ૧૪ મું. | ફુલજાનીની આત્મકથા(ચાલુ)... | ૧૨૩ |
| ૧૫ મું. | સ્વદેશસેવાનો સંકલ્પ... | ૧૩૦ |

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧૬ મું. | ભીષણ સંદેહ... ... ... ... ... | ૧૩૭ |
| ૧૭ મું. | ભીષણ હત્યાકાણ્ડ ... ... ... ... | ૧૪૪ |

## તૃતીય ખણ્ડ–સંધ્યા.



| | | |
|---|---|---|
| ૧ લું. | પુનઃ યમુના તટપર ... ... ... | ૧૪૯ |
| ૨ જું. | સંસારમાં સ્વર્ગનું પરિજાત ... ... ... | ૧૫૩ |
| ૩ જું. | વિશ્વાસઘાત... ... ... ... ... | ૧૫૭ |
| ૪ થું. | હિજલી વિજય ... ... ... ... | ૧૬૨ |
| ૫ મું. | સ્વદેશભક્ત કુમાર ... ... ... ... | ૧૬૮ |
| ૬ ઠ્ઠું. | આશ્રયદાન... ... ... ... ... | ૧૭૨ |
| ૭ મું. | ભીષણ કારાગારમાં ... ... ... ... | ૧૭૭ |
| ૮ મું. | કારાગારમાં ઇશ્વિરાધના ... ... ... | ૧૮૩. |
| ૯ મું. | પરીનું દર્શન ... ... ... ... | ૧૯૧ |
| ૧૦ મું. | કુમાર છટક્યો ... ... ... ... | ૧૯૮ |
| ૧૧ મું. | કારાગારમાંથી ઉદ્ધાર ... ... ... | ૨૦૬ |
| ૧૨ મું. | પુરષ્કારપ્રાપ્તિ ... ... ... ... | ૨૧૨ |
| ૧૩ મું. | પ્રથમ યુદ્ધ... ... ... ... ... | ૨૧૯ |
| ૧૪ મું. | દ્વિતીય યુદ્ધ ... ... ... ... | ૨૧૩ |
| ૧૫ મું. | તૃતીય યુદ્ધ. ... ... ... ... | ૨૨૬ |
| ૧૬ મું. | મોગલોનો પરાજય ... ... ... ... | ૨૩૧ |
| ૧૭ મું. | પ્રતિજ્ઞા પાલન. ... ... ... ... | ૨૩૪ |
| ૧૮ મું. | માર્ગમાં ... ... ... ... ... | ૨૩૯ |
| ૧૯ મું. | માનસિંહ બંગાળામાં. ... ... ... | ૨૪૫ |
| ૨૦ મું. | સ્વદેશદ્રોહ... ... ... ... ... | ૨૫૦ |
| ૨૧ મું. | નિરાશામાં આશા ... ... ... ... | ૨૫૫ |
| ૨૨ મું. | છેલ્લી વિદાય. ... ... ... ... | ૨૫૯ |
| ૨૩ મું. | પ્રચંડ પ્રતિહિંસા ... ... ... ... | ૨૬૪ |
| ૨૪ મું. | પ્રતાપનું પતન. ... ... ... ... | ૨૬૮ |
| | ઉપસંહાર ... ... ... ... ... | ૨૭૧ |

## રા. રા. વ્રજલાલ જાદવજી ઠક્કરે લખેલી અને સંપાદિત કરેલી નવલકથાઓ તથા અન્યાન્ય ગ્રંથો.

| નામ | ( સામાજિક નવલકથાઓ. ) | મૂલ્ય. |
|---|---|---|
| × | પ્રેમની પ્રતિજ્ઞા ... ... | ... ૦–૩–૦ |
| × | નિર્ભાગી કુસુમ ... ... | ... ૦–૪–૦ |
| § | સમાજ અથવા સુધાહાસિનીનું અનુસંધાન | ... ૧–૦–૦ |
| § | બંસરીબાલા ( સચિત્ર બીજી આવૃત્તિ ). | ... ૨–૮–૦ |
| § | મધુ–માલતી ( સચિત્ર ) ભાગ ૧–૨ | ... ૩–૦–૦ |
| § | ભાગ્યદેવીની ભયંકરતા! ( સચિત્ર ). | ... ૧–૪–૦ |
| § | સંસાર કે નરકાગાર ? ... | ... ૧–૪–૦ |
| § | સ્વર્ગમાં શયતાન !... ... | ... ૧–૪–૦ |
| § | પિશાચિની કે પ્રેમદા ? ... | ... ૧–૮–૦ |
| § | કંગાલ કેદી અથવા સ્નેહબંધન ભાગ ૧–૨ (સચિત્ર) | ૩-૧૨-૦ |
| § | દગાબાજ દુનિયા (સચિત્ર બીજી આવૃત્તિ.) | ... ૨–૪–૦ |
| | અંગના કે દેવાંગના ? ... | ... ૧-૧૨-૦ |
| § | મિલન–મંદિર ( સચિત્ર ) ... | ... ૨–૦–૦ |
| § | સરોજસુંદરી અથવા સુધરેલો જમાનો | ... ૧–૮–૦ |
| § | નવીન સંન્યાસી ... ... | ... ૦–૮–૦ |
| | **( ઐતિહાસિક નવલકથાઓ. )** | |
| § | રજુવેલા રજપૂતો ભાગ ૧ લો (સચિત્ર ત્રીજી આવૃત્તિ.) | ૨–૦–૦ |
| § | ” ” ૨ જો (સચિત્ર બીજી આવૃત્તિ.) | ૨–૦–૦ |
| | ચિત્તોડપર ચ્હડાઈ ... | ... ૧–૦–૦ |
| § | રાજનન્દિની અથવા હૃદયત્રિપુટી ... | ... ૧–૪–૦ |
| § | મહારાજ પ્રતાપાદિત્ય ... | ... ૨–૦–૦ |

ॐ तत्सत्परमात्मने नमः ।

# મહારાજ પ્રતાપાદિત્ય.

( ઐતિહાસિક નવલકથા. )

## પ્રથમ ખણ્ડ—ઉષા.

### પ્રકરણ ૧ લું.

#### ત્રણ નવયુવક.

સ્વભાવસુન્દર સુન્દરવનના નિબિડ અરણ્યમાં એક દિવસે ત્રણ નવયુવકો શિકાર કરવા ગયા હતા. એ ત્રણે યુવકો તેજસ્વી, સાહસિક અને પરાક્રમી હતા. તેમના શરીરના જેવું બળ હતું તેવું મનમાં સાહસ હતું. નિર્ભયતાથી તથા તેજસ્વીતાથી તેઓ એ ભયંકર હિંસ્ર પશુ પ્રાણીઓથી પરિપૂર્ણ ગંભીર અરણ્યમાં શિકાર કરવાને પ્રવૃત્ત થયા. તેમનાં શરીરપર બખ્તર હતાં, હાથમાં તીર ધનુષ્ય હતાં, કટિપ્રદેશમાં તેજોમયી તલ્વારો હતી. વીરવેશમાં સુસજ્જિત થઇને બીજા કોઈ વિષય તરફ દૃષ્ટિ કર્યા સિવાય અંતરના આનન્દથી યુવકો અરણ્યમાં માત્ર શિકારની જ શોધ કરવા લાગ્યા. આવી રીતે શોધ કરીને તેમણે ઘણાં જંતુઓનો શિકાર કર્યો. ઘણાં

જંતુઓ એ યુવકોનો ભયંકર પ્રતાપ જોઇને પ્રાણભયથી પલાયન કરી ગયાં. શિકાર પ્રસંગે પરસ્પર પરસ્પરને લક્ષ્ય કરીને પોતાના વીરત્વનો પરિચય કરાવવા લાગ્યા. કોઇએ કહ્યું:—"જો જો, એક જ બાણથી હું પાસેના આ જંગલી પાડાના મસ્તકને છેદી નાખું છું." કોઇએ કહ્યું:—"જો ભાઇ! સ્હામેથી એક ક્રોધોન્મત્ત વરાહ મ્હારાપર હુમલો કરવાને આવે છે. અહીંથી એક પગલું પણ પાછળ હટયા સિવાય પાષાણમૂર્તિની માફક સ્થિર થઇને હું આ તલ્વારથી તેના અંગના બે કડકા ?રી નાખીશ." ત્રીજા યુવકે કહ્યું:—"અને આ તરફ જુઓ [illegible]ા પ્રકાર છે! આ વૃક્ષની ડાળપર વીંટળાઇ રહેલો એક અજગર—ભયંકર કાળસર્પ પોતાની ભીષણ ફણા ફફડાવીને મ્હારા મસ્તકને લક્ષ્ય કરે છે તથા બીજી બાજૂએ પેલો વાઘ યમની માફક ઘુંટણીએ [illegible] છે—એક જ કૂદકો મારી તે મ્હારા અંગપર આક્રમણ કરવાના [illegible]ચારમાં છે; [illegible]તાં જુઓ તો ખરા કે, ગુરુકૃપાથી ક્ષણ માત્રમાં [illegible] હું આ [illegible] મહા શત્રુઓને કેવી રીતે મૃત્યુનો માર્ગ બતાવું છું!"

આવી રી[illegible] વિપુલ પરાક્રમથી ત્રણે યુવકો શિકારક્રીડા સમાપ્ત કરીને અરણ્યમાં[illegible] બ્હાર નીકળ્યા. અલ્પ કાળમાં જ તેઓ સુરક્ષિત સ્થળે ઉપસ્થિત [illegible]ા. થોડા અંતરે યમુનાનો જળપ્રવાહ કલકલ ધ્વનિ કરતો પ્રવાહિત [illegible]ા હતો. એક જણે કહ્યું:—"પ્રતાપ! ચાલ, આજે [illegible]ુનાના તટ પર બેસી ખુલ્લા મનથી આપણે ભગવાનના નામનું સ્મરણ કરીએ. પછી આપણે ઘર તરફ જઇશું."

"ભલે ત્યારે તેમ કરો." અમૃતપર કોને અરૂચિ હોય? સાકર કોને કડવી લાગે? ભાઇ શંકર! ત્હારું ગજું જેવું મીઠું છે તેવો જ ત્હારો પ્રાણ મિઠો—મધુર છે. તેથી જ કવચિત્ મ્હારા મનમાં એમ થાય છે કે, આવો મધુર પ્રાણ લઇ છેવટ સખી તું મ્હારા

ઉચ્ચ સંકલ્પને સફળ કરવામાં મ્હને મદદ કરતો રહીશ કે?"

"મ્હારો પ્રાણ કેવો મધુર કિંવા કોમળ છે એ તો ત્હેં આજે મ્હેં જે વરાહનો શિકાર કર્યો છે તે ઉપરથી જ જાણ્યું હશે. જો કહે તો હોય તો મ્હારા પ્રાણની બીજી વિશેષ મધુરતાનો હું તને પરિચય કરાવવાને તૈયાર છું. મ્હારી મધુરતાના વિશેષ પરિચયથી તું દિવ્યજ્ઞાન મેળવી શકીશ એમ હું ધારું છું."

આમ કહીને એ તેજસ્વી વીર યુવકે, એક તીક્ષ્ણ બાણ લઇ પોતાના એક નેત્રનો નાશ કરવાની તૈયારી કરવા માંડી. [illegible] એ બાણ ખેંચી લઇ પ્રતાપે લજ્જિત બની જઇને કહ્યું:—"[illegible]ઇ! આ અધમને સંપૂર્ણ શિક્ષણ મળ્યું છે—આ પ્રસંગે તું આ અધમ બંધુને ઉદારતાથી ક્ષમા આપ. હવેથી હું કદાપિ ત્હારા ચિત્ત મા[illegible] મ્હારા અંતરમાં સંશયનો સંચાર થવા દઇશ નહિ."

શંકરે મહજ અભિમાનસૂચક સ્વરે દઢતા [illegible] કરતાં કરતાં કહ્યું:—"પ્રતાપ! શું તું એમ સમજે [illegible] કે, એ ઉચ્ચ સંકલ્પ ત્હારા એકલાનો છે?—બીજા કોઇનો નથી [illegible] બીજું કોઇ એ ઉચ્ચ પથના પથિક થવા માટે આત્મોત્સર્ગ કરી [illegible] તેમ નથી? હું સારી રીતે જાણું છું કે, ત્હારો પ્રાણ ઉચ્ચ પ્રક[illegible] છે; [illegible]રંતુ તે સાથે તું ત્હારા મનમાં ખાત્રીપૂર્વક એમ સમજી રા[illegible] કે, આ ગરીબ બ્રાહ્મણ સંતાન પણ જીવનની છેલ્લી પળ સુધી ત્હારા મહાપ્રાણની સાથે આત્મપ્રાણ મેળવવાને સમર્થ થશે!"

આ વખતે પ્રતાપે પણ ઉત્તેજિત હ્રદયે કહ્યું:—"એ હું જાણું છું. મ્હને માલૂમ છે કે, તું જનની જન્મભૂમિનો સુપુત્ર છે. તું જ ખરો સ્વદેશભક્ત તેમ જ વીર છે. બંધુ! તું જ મ્હારું બળ, બુદ્ધિ અને વિશ્વાસ છે. કાર્યક્ષેત્રમાં હમ્મેશાં તું મ્હારો જમણો હાથ થઇ

રહીશ એવો મ્હને વિશ્વાસ છે; છતાં ભાઇ? કોણ જાણે કે શાથી ત્હારું આવું કરુણ મ્હોં જોઈ, આ મમતા પૂર્ણ નેત્રો જોઇ, ક્વચિત્ મ્હને એમ લાગે છે કે......,–ના હવે એ વાતનો હું મ્હારા મુખમાંથી ઉચ્ચાર સુદ્ધાં કરીશ નહિ. ત્હારા જેવા અભિન્નહૃદય બંધુના ચિત્તની દૃઢતા માટે જો મ્હારા મનમાં સંશય ઉત્પન્ન થાય તો તેથી મહા પાપ લાગ્યા સિવાય રહે નહિ.”

આમ કહી સ્નેહાતિશયથી પ્રતાપે શંકરને આલિંગન કર્યું. આ ..ન કરતાં કરતાં સજળનયને તેણે કહ્યું:–“ભાઇ! જીવનનું મહાવ્રત પ્રત્યેક ક્ષણે હૃદયમાં જાગ્રત રાખજે–તને મ્હારી બીજી કાંઇ પ્રાર્થના નથી.”

શંકરનો સ્વભાવ ધૈર્યશીલ હતો. તેણે હસીને કહ્યું:–“ભાઇ! રાજપુત્ર છે–હું પણ અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપું છું કે, ..શસેવાના મહામાર્ગ પરથી ત્હારો પગ ખસે નહિ–ત્હારું લક્ષ્ય બદલાય ..”

આ સમય ..તાપ પણ ધીમેથી હસ્યો. એમના એક બીજાના હાસ્યનો અર્થ .. બીજા સારી રીતે સમજી શક્યા.

આ વખ.. ..લા ત્રીજા યુવકે પ્રતાપને ઉદ્દેશીને કહ્યું:–“યુવરાજ! મ્હને તો કાંઇ કહ્યું નહિ! મ્હારા હૃદયપર તમારો અથાગ વિશ્વાસ છે કે? આજે હું મ્હને પોતાને પરમ ભાગ્યશાળી સમજાું છું.”

પ્રતાપે સ્મિત હાસ્ય કરીને ઉત્તર આપ્યો:–“ભાઇ! તું પણ હવે મ્હને શર્માવવાનો પ્રયત્ન કરીશ નહિ. અભિન્નહૃદય, પ્રાણાધિક શંકરે આજે મ્હને જે શિક્ષણ આપ્યું છે તેથી મ્હારા ચૈતન્યનો ઉદય થયો છે. આત્મહૃદયથી હવે હું કદાપિ તમારા ચિત્તની લઘુતા

દર્શાવવાનો પ્રયત્ન કરીશ નહિ. સૂર્યકાન્ત! તું પણ હારા પ્રાણુની મ્હારા જીવનયજ્ઞમાં આહૂતિ આપીશ એ વિશે મ્હને લેશ માત્ર શંકા નથી. પરમકૃપાળુ પરમાત્મા હારું કલ્યાણ કરો. હમ્મેશાં યાદ રાંખજે કે, આ વન જંગલમાં ભટકવું—મૃત્યુનો ભય રાખ્યા સિવાય ભયંકર હિંસ્ર જંતુઓનો શિકાર કરી આનન્દ મેળવવો એ સઘળું એ મહાયજ્ઞનું પૂર્વાનુષ્ઠાન કિંવા પ્રાથમિક આરંભ છે. ભાઇ સૂર્યકાન્ત! મ્હારી તને એક પ્રાર્થના છે કે, હવેથી કદાપિ તું મ્હને 'યુવરાજ' કહીને બોલાવીશ નહિ."

સૂર્યકાન્તઃ-કેમ યુવરાજ? શા માટે હું તમને 'યુવરાજ' કહીને ન બોલાવું? શું મહારાજ વિક્રમાદિત્ય રાજા નથી કે?

એક ગાઢ નિઃશ્વાસ મૂકીને પ્રતાપે કહ્યું:-" જળ વિનાની નદી જેવી હોય છે તેવા જ રાજ્ય વિનાના રાજા હોય છે!"

સૂર્યકાન્તઃ-ત્યારે લોકો મહારાજ વિક્રમાદિત્ય અને રાજા તન્રાયને યશોહરના અધીશ્વર માનતા નથી કે?

પ્રતાપઃ—શા માટે ન માને? હારો હિન્ [illegible] નોકર તને 'મહારાજ' કહીને નથી બોલાવતો કે? પણ એમ જ [illegible] માત્ર આ રાજ્યનો કર વસુલ કરવાને માટે મોગલોએ કૃપા કરી મ્હારા પિતા તેમ જ કાકાને 'રાજા'ની ઉપાધિ આપી છે. સાધારણ લોકો એમ જાણે છે કે, બાદશાહની કેટલી બધી કૃપા હશે પરંતુ આવા સામાન્ય રાજસંમાનથી શો લાભ છે? [illegible] જ જે રાજ્ય પાછું લઇ શકે તેમ છે-ઇચ્છા થતાં જે આ યશોહરનો શાસનભાર બીજાને સમર્પણ કરી શકે તેમ છે-કૃપા અને અવકૃપા જેની કલ્પનાપર આધાર રાખે છે તેની આપેલી રાજા-મહારાજા અમીર કિંવા વજીરની પદવીનું કાંઈ મૂલ્ય નથી. આવી પદવી આપવી એ

પોતાના કાર્યને પાર ઉતારવાની ચાલાકી કરવા જેવું છે. જેમને બિલકુલ સ્વાધીનતા નથી—જેમના હાથ પગ તથા મન સુદ્ધાં પરાધીનતાના બંધનમાં બંધાયલાં છે તેમને સંમાન કેવું ? મ્હારા પરમ પૂજનીય પિતૃદેવ અને કાકા મહાશય પણ આવી છોકરાને ભૂલાવે એવી પદવી લઇને પોતાને ભાગ્યશાળી સમજે છે એ જ મ્હારું દુર્ભાગ્ય છે. આમ હોવાથી જ હું મ્હને 'યુવરાજ' સંબોધનનો ઉપયોગ કરીને બોલાવવાને તને ના કહું છું.

તેજસ્વી પ્રતાપનાં વિશાળ નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. ...ના અંતરમાં પણ અત્યંત વ્યથા થઇ. સંકટના સાથી શંકરના ...ી પણ ટપટપ કરતાં અશ્રુબિંદુઓ સરી પડવા લાગ્યાં. તેણે ...:—" સ્વદેશ સેવાનું જે મહાવ્રત ત્હેં સ્વીકાર્યું છે તેમાં તને સંપૂર્ણ ફળતા મળો. ત્હારા મનોરથ સાર્થક થાઓ. ત્હારાથી જાણે કે ........"

પ્રતાપ વ... જ બોલી ઉઠ્યો:—" શંકર ! ચાલ, યમુના તટપર ત્હને ત્હારા મુ...શ્વર ભજન સાંભળું. ચાલ સૂર્યકાન્ત."

## પ્રકરણ ૨ જું.

### યમુના તટપર.

જે યમુનાના પવિત્ર તટપ્રદેશપર શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાની મધુર બંસરીના નાદથી ગોપિકાઓને ઘેલી બનાવી દીધી હતી એ યમુનાના શોભા સૌન્દર્યનું વર્ણન નિર્જીવ લેખિનીથી થવું સર્વદા અશક્ય છે. આવું શોભા સૌન્દર્ય જોવા છતાં લોકો

સૌન્દર્યપૂજાથી વંચિત રહે છે." ઉપર આસમાની અનન્ત આકાશ-કાળા મેઘ ઉપર મેઘ તથા તેના ઉપર પણ મેઘ એવી રીતે મેઘની અનન્ત શ્રેણી ચાલે છે અને નીચે વિશેષ વિસ્તારમાં યમુના કાળા જળને હૃદયપર ધારણ કરી, શ્યામ સ્વરૂપથી કલકલ અવાજ કરતી સાગર તરફ દોડી જાય છે. બન્ને બાજૂએ ઉંચાં વૃક્ષો એક બીજાની શાખાઓ સાથે સ્નેહભાવથી મળી જઇ સ્થિરતાથી પોતાની ઘટાનો વિસ્તાર કરી ઉભાં રહ્યાં છે. તે પણ કાળાં જણાય છે. સૂર્ય ભગવાન્ અસ્તાચળમાં ઉતરી પડવાની તૈયારી કરી રહ્યા છે. બગલાંનું ટોળું પોતાના માળા તરફ ઉડી જતું નજરે પડે છે. પ્રકૃતિએ વિશેષ ગંભીર રૂપ ધારણ કર્યું છે. અસ્ત થતાં દિનકર મણિનાં રંગબેરંગી ... વૃક્ષની ઘટાનો ભેદ કરી ધીમે ધીમે અદૃશ્ય થતાં જાય છે અને સૂર્ય સ્વયં જાણે ક્રમે ક્રમે યમુનાના જળપ્રવાહમાં ડૂબી જાય છે.

પ્રકૃતિના આવા શાન્ત સ્નિગ્ધ ગોધૂલિ સમયે, આ પરમ પ્રા... પદ ક્ષણે જગતના કોલાહલને દૂર રાખી ત્રણે બંધુ... આ પરમ... ણીય સ્થાને આવી પહોંચ્યા. હમણાં તેમણે પ્રથમ ... પોતાના વા... વેશનો ત્યાગ કર્યો હતો. થોડા અંતરે નોકરો તેમ... અશ્વ અને વસ્ત્રો લઇને તેમની રાહ જોતા હતા. એ સ્થળે જ ... આ વેશ બદલીને આવ્યા છે.

વાંચકબંધુઓ એ સ્મરણમાં રાખવું કે, આ લગભગ સાડા ત્રણસો વર્ષ પૂર્વેનો બનાવ છે. એ પ્રસંગે મોગલ રાજત્વના ...-દયનો આરંભ હતો. આ ઘટનાનું સ્થાન બંગદેશાધીન સુન્દરવનમાં આવેલા યશોહર નગરનો સરિતાતટ હતો.

નયનરંજક લીલી હરિયાળીથી શોભી રહેલા સરિતાતટપર આવી ત્રણે બંધુઓ બેઠા. અલ્પકાળમાં જ તેમનો સઘળો શ્રમ દૂર થઇ ગયો.

યમુનામાં કલકલ તાન ચાલી રહ્યું હતું. થોડે દૂર આવેલી નૌકામાં માછીઓ વિચિત્ર ગાન લલકારી રહ્યા હતા. મધુર વાયુ સ્વચ્છંદતાથી વિહરતો હતો. ઉપર ઉદાર અનન્ત આકાશ આવેલું હતું. સમાન ધર્માવલંબી ત્રણ યુવકો પ્રકૃતિના એ ખુલ્લા સ્થળે બેસીને અપાર આનન્દનો ઉપભોગ ભોગવવા લાગ્યા. શંકર ગદ્દગદ કંઠે, દિશાઓને કંપાવી, સર્વને મંત્રમુગ્ધ બનાવી દઇને ગાવા લાગ્યો કેઃ—

“ પાષાણી પાષાણુ પ્રાણુ વિગળિત થશે કયારે ?
દુઃખની આ રજનીનું, સુપ્રભાત થશે કયારે ?
જનની સંતાન ત્હારાં, પોકારે છે વારે વારે;
બંધન પરતંત્રતાનાં, ત્રુટી જશે કહે કયારે ?
સ્થિતિ આ દુઃખદ દેખી, જીવ બળી ખાક થાયે,
પરાધીનતા હે માતા ! ક્ષણિક ન સહેવાયે.
દેશસેવા માતસેવા, મોક્ષના છે મીઠા મેવા,
ચાખ્યા અને ચાખીશું, સદૈવ અમે એ જ દેવા. ”

ધણા સ્વરે આરંભીને શંકર આ સંગીત ગાવા લાગ્યો. સંગીતનો સૂર । ઉચ્ચ થવા લાગ્યો. ગાયક અને શ્રોતા એ ગાનના શ્રવણથી ધન્ય થ ા. ગાન ગાતાં ગાતાં શંકરનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ઝરવા લા શંકર તેમજ પ્રતાપ પણ તન્મય બની જઇને અશ્રુવિસર્જન કરતા હતા. છેવટે એક નિશ્વાસ મૂકીને પ્રતાપે કહ્યુંઃ— “ભાઇ શંકર ! મા ખરેખરી પાષાણી જ છે ! નહિ તો આટલી સાધના આરાધના કરવા છતાં તેના અંતરમાં દયા ન ઉપજે કે ? ”

શંકરઃ—ભાઇ ! એ જો કે પાષાણી છે તો પણ દયામયી, કરુણામયી માતા છે. ભક્ત અભિમાનથી પોતાની ઇચ્છામાં આવે તેમ બોલે છે; પરંતુ માતાની દયાનો પાર નથી. એક વખત બરાબર ધ્યાન દઇને

બોલાવ જોઇએ—માતા પોતાનાં સંતાનપર કદાપિ નિર્દય થતી નથી.

સૂર્યકાન્તઃ—શંકર ! ત્હારું હૃદય એવું કોમળ છે કે, ગાન ગાતાં જ ત્હારાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગે છે; તેથી જ મ્હને એવો વિચાર થાય છે કે, તું કેવી રીતે શિકાર કરે છે !

પ્રતાપઃ—માતાને ધ્યાન ધરીને બોલાવવી જોઇએ એ બરાબર છે; પરંતુ એવી રીતે બોલાવતાં તો શીખ્યો નહિ. અરેરે ! બાલ્યાવસ્થાથી જ હું માતૃહીન છું—માતાના પ્રેમનો પરિચય હું મેળવી શકયો નથી; પરંતુ બોલાવ્યા સિવાય માતાનો સ્નેહ સંપાદન કરી શકાય છે કે બાઈ ?

શંકરઃ—અવશ્ય સંપાદન કરી શકાય છે; છતાં આપણે બોલાવ્યા સિવાય સ્થિર રહી શકતા નથી. આવી શક્તિ અને અધિકાર છે તેથી જ મનુષ્ય સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ જીવ છે તથા બીજાં પ્રાણીઓ એટલા માટે જ મનુષ્યથી ઉતરતાં છે.

પ્રતાપઃ—માને બોલાવવાથી અસ્વસ્થ તેમ જ અશાન્ત ચિ[illegible] સ્વસ્થ થાય છે—પછી વાસનાના અગ્નિથી હૃદય બળતું નથી અ[illegible] અપાર શાન્તિનો આસ્વાદ અનુભવી શકાય છે; છતાં હું દુર્ભાગી છું—માતાને બોલાવતાં શીખ્યો નહિ અને આ જીવનમાં શાન્તિ પણ મેળવી શકયો નહિ. રાત્રે દિવસ હું અશાન્તિના અગ્નિમાં બળી મરું છું !

સૂર્યકાન્તઃ—મ્હને એમ લાગે છે કે, વાસના જ સકળ દુઃખનું મૂળ છે. વાસનાની નિવૃત્તિથી જ સુખ અનુભવી શકાય છે.

શંકરઃ—એ વાત ખરી છે; પરંતુ જો વાસના ન હોય તો માણસ ઉભો પણ રહી શકે નહિ. ભગવાનની લીલા કેવી છે તે જુઓ! તેણે પ્રાણમાં વાસના રાખેલી હોવા છતાં વાસનાની નિવૃત્તિમાં જ સુખ છે !

પ્રતાપઃ—પરંતુ હું સુખને તુચ્છ સમજીને યમુનાના જળમાં આ જીવનલીલાનો અંત લાવી શકું તેમ છું; છતાં જીવનના આરંભમાં જે વાસનાનું મ્હારા પ્રાણમાં પોષણ થયેલું છે તેને હું દૂર કરી શકું તેમ નથી !—વાસનામાં સુખ નથી કે ?

સૂર્યકાન્તઃ—ભાઇ! વાસનાની તૃપ્તિ નથી તેમ જ તેનો અંત પણ નથી. જીવ જગતમાં મનુષ્યની એક વાસના શાન્ત થાય છે કે તત્કાળ બીજી ઉત્પન્ન થાય છે. આ જેવી રીતે તરંગ પછી તરંગ ચાલ્યા જાય છે તેવી જ રીતે વાસનાના તરંગો પણ માનવના પ્રાણમાં નિરંતર ઉત્પન્ન થયા કરે છે ! વળી કેટલી વાસનાઓ પૂર્ણ .. છે ? જીવનની કેટલી આકાંક્ષાઓ સફળ થાય છે ? આમ હોવાથી જ્ઞાની વ્યક્તિ વાસનાની નિવૃત્તિ કરીને સુખ અનુભવે છે.

શંકરઃ—એના મૂળમાં બીજી વાત પણ છે. મનુષ્યના ભાગ્યમાં -૧ ન મળતું નથી તેનું બીજું પણ કારણ છે. અનેક સમયે આપણા મનું લક્ષ્ય આત્મપ્રતિષ્ઠા હોય છે; પરંતુ ભાઇ ! સદૈવ એટલું નરણમાં રાખજે કે, ખરું સુખ આત્મપ્રતિષ્ઠામાં નહિ પણ આત્મોત્સર્ગ અથવા આત્મવિસર્જનમાં છે. જો ખરા સુખના અધિકારી થવાની ત્હારી ઇચ્છા હોય તો વાસનાનો ત્યાગ નહિ કરતાં, પારકાના મંગળ-મંદિરમાં તું આત્મોત્સર્ગ કરજે; તેથી જ તું અપાર સુખ અનુભવી શકીશ.

પ્રતાપઃ—શંકર ! ત્હારું કહેવું સર્વથા સત્ય છે. આત્મોત્સર્ગ કર્યા સિવાય મનુષ્યજાતિથી સુખ મેળવી શકાતું નથી. મ્હારી વાસના મ્હારા પોતાના માટે નહિ; પરંતુ સમસ્ત બંગાળા દેશ માટે—જનની જન્મભૂમિ માટે છે. આ વાસના પૂર્ણ નહિ થાય કે? સ્વદેશસાધનાના મહાયજ્ઞનું સાર્થક નહિ થાય કે ?

શંકરઃ—દેવતાના મંદિરમાં દેવતા જ રક્ષણ કરશે. તું તથા હું ગર્જના કરતા મહા સમુદ્રના પ્રચણ્ડ તરંગોમાંથી એક પણ તૃણ

લઇ શકીએ એમ છીએ કે ? એમાં જ નિર્ભય મનુષ્યનું લક્ષ્ય હોય છે. એ લક્ષ્યનો ભંગ થતો નથી તો જ અગ્રેસર થઈ શકાય છે. આ આશા પૂર્ણ નહિ થાય કે ?

પ્રતાપઃ—આવો ભાઇ ! આપણે ત્રણે જણ મળી ત્રણે જણનું હૃદય એક જ વાસનાથી પૂર્ણ કરીએ. ભાઈ ! ત્રણે જણા એક સાથે એક બીજાના હૃદયને આલિંગન કરી એક મહાપ્રાણમાં ડુબી જઇએ ! સંધ્યાના આ નિર્મળ આકાશ તરફ નજર કરી જુઓ ! જુઓ કે આકાશ કેવું સુન્દર છે ! આ તરંગમયી યમુનાનું હૃદય કેટલું બધું સુન્દર છે ! આ અરણ્ય પણ કેવું સુન્દર છે ! આપણા પ્રાણની વાસના પણ એવી રીતે સુન્દર જ છે ! સઘળું સુન્દર તેમ .. શોભામય છે !

શંકરઃ–હવે એ સઘળા સૌન્દર્યના સાર–એ પરમસુન્દરને અંતરમાં વિચારો તેથી અંતર આનન્દિત, પ્રાણ પુલકિત અને ચિત્ત શાન્ત થશે.

પછીથી શંકર ભક્તિગદ્ગદ કંઠે ગાવા લાગ્યો કેઃ–

## ( પ્રભાતી તાલ દાદરા. )

આજ સખી શામસુંદર બંસિયા બજાવે. ટેક.
મોર મુકુટ સિર ચડાય પગમેં નૂપુર સુહાય;
બંસી મુખમેં લગાય મધુર મધુર ગાવે. આજ૦ ૧
યમુનાકો રુકત વાર પક્ષી ગણ મૌન ધાર;
ધેનુ મુખ ઘાસ ડાર ધુનિમેં મન લાવે. આજ૦ ૨
બ્રહ્મા સુરરાજ શેષ, શંકર ગૌરી ગણેશ,
ધાર ધાર મનુજ વેષ બૃંદાવન આવે. આજ૦ ૩
બંસી ધુન સુન અપાર, ભૂલે મુનિ મન બિચાર,
બ્રહ્માનંદ ગોપનાર તનમન બિસરાવે. આજ૦ ૪

# પ્રકરણ ૩ જું.

## પરિચય.

રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય હમણાં પરલોકની ચિંતામાં નિમગ્ન થઈ ગયા હતા. માત્ર હરિસ્મરણ કરવામાં જ તેમના દિવસો પસાર થતા હતા. માણસો મારફત રાજ્યનો કર ઉઘરાવી, તે રકમ બાદશાહને મોકલી આપીને તેઓ નિરંતર નિશ્ચિંત રહેતા હતા. આટલી ઉમ્મરે કૂટ રાજનીતિની આલોચના ની, પોતાની પ્રભુતાનો વિસ્તાર કરવો, સમ્રાટ્ અકબર સાથે ટક્કર ઝીલા કોઇ પણ રીતે સ્વાધીનતા મેળવવાનો પ્રયત્ન કરવો તથા ગોળા ગોળીઓ અને તલવારોનો આશ્રય સ્વીકારવો વગેરે કાર્યો તેમનાથી કોઇ પણ રીતે બની શકતાં નહોતાં; તેથી તેમના મનનું તેજ, ઉત્સાહ, ઉદ્યમ, અભિમાન વગેરે સર્વ અદૃશ્ય થઇ ગયું હતું. સમ્રાટ્ અકબરે આપેલી 'રાજા' ની ઉપાધિથી તથા પ્રજાજનોના 'મહારાજ' સંબોધનથી તેઓ પોતાને સંપૂર્ણ સંમાન મળેલું સમજતા હતા. હમણાં તેઓ સર્વ પ્રકારે નિશ્ચિંત હતા; છતાં પૂર્વે એક દિવસ એવો પણ હતો કે, જ્યારે ગૌડાધિપતિ સુલેમાન અને તેના પુત્ર દાઉદની સ્વાધીનતાની મહત્ત્વાકાંક્ષા, અદ્દ્ભુત સાહસ અને આશ્ચર્યજનક વીરત્વ—સમ્રાટ્ અકબરની સાથે પ્રતિદ્વન્દ્વિતા, હાસ્યમુખે મૃત્યુને આલિંગન,—આ સઘળાં સાહસિક કાર્યો જોઇને તેમનું મન ઉત્તેજિત બની જતું હતું; પરંતુ હવે એવા દિવસો નહોતા. વયોવૃદ્ધિની સાથે સાથે એ સઘળું હવે આકાશ કુસુમ સમાન લાગતું હતું. ત્યાર પછી વીરવર દાઉદના જન્નતનશીન થયા પછી બંગાળામાંથી પઠાણોની શક્તિ મોગલોદ્વારા ચિરકાળ માટે અદૃશ્ય થઈ ગઇ હતી—એ સઘળી ભૂતકાળની કથા,

બન્ને વૃદ્ધ ભાઇઓને હવે સ્વપ્ન સમાન ભાસતી હતી. હવે તેઓ શાન્તિ તથા ઇશ્વરાધનામાં જ આનન્દ અનુભવતા હતા. તેઓ માત્ર પૂજા, અર્ચના, શાસ્ત્રપાઠ, સદાલોચના વૈષ્ણવ કવિઓની કવિતા તથા સંગીતની ઉપાસનામાં નિર્મળ આનન્દ અને પરમ તૃપ્તિનો ઉપભોગ કરતા હતા. સુવિખ્યાત વૈષ્ણવ કવિ ગોવિન્દદાસ તથા એ સમયના અન્યાન્ય કવિઓ સુદ્ધાં એ બન્ને ભાઇઓના ચિત્તને આનન્દિત રાખવાનો સદૈવ પ્રયત્ન કરતા હતા..

આ સ્થળે અમે એક વાત કહી રાખીએ છીએ કે એમનો ધર્મ શક્તિ ઉપાસનાનો હતો. ગૃહમાં દેવી ભગવતીની મૂર્ત્તિ પણ હતી; પરંતુ અંતરમાં તથા લૌકિક આચારમાં તેઓ વિષ્ણુભક્તિનો જ વિશેષ પરિચય કરાવતા હતા. કારણ તેઓ એમ જાણતા હતા કે, એક માત્ર શ્યામસુન્દર—શ્રીકૃષ્ણ અભેદ—છે એ જ માત્ર સત્ય છે તથા નિત્ય સનાતન પૂર્ણબ્રહ્મ છે, છતાં જે મૂર્ત્તિના ધ્યાનમાં જેનો જે પ્રમાણે અનુરાગ થાય છે તેણે એ મૂર્ત્તિની ઉપાસના કરવી એ જ ઉત્તમ છે. કહેવાની જરૂર રહેતી નથી કે, સાધારણ શક્તિ અને વૈષ્ણવથી જ વિક્રમાદિત્ય અને વસન્તરાયના ધર્મજીવનની ઘણી ઉન્નતિ થઇ હતી. સમ્રાટ્ અકબરના અનુગ્રહથી તેની આધીનતામાં એ બન્ને બંધુઓએ સુન્દરવનમાં આવેલા યશોહર વિભાગનો શાસનાધિકાર મેળવ્યો હતો. આ જમીનદારીની આવક પુષ્કળ હતી.

આ ઐતિહાસિક તત્વ વાંચતાં કદાચ કોઇ રસિક વાંચકબંધુ વિરક્ત થશે; પરંતુ એ વિરક્તિ વેઠી લીધા સિવાય ખરી હકીકત સ્પષ્ટતાથી સમજી શકાય તેમ નથી; તેથી ઇચ્છા ન હોય તો પણ ધૈર્ય ધારણ કરી આ થોડું ઐતિહાસિક વર્ણન વાંચવાની સહૃદય વાંચકબંધુઓને નમ્ર વિનંતિ કરવામાં આવે છે.

કવિવર ભારતચંદ્રે જે યશોહર દેશનું વર્ણન કર્યું છે તે જ આ યશોહર છે. આપણી આ નવલકથાનો જે નાયક છે તેના સંબંધી કવિવર ભારતચંદ્રે પોતાનાં ઘણાં કાવ્યો લખ્યાં છે, તથા એ કાવ્યોમાં તેણે મહારાજ પ્રતાપાદિત્યના સદ્‌ગુણની ઘણી પ્રશંસા કરેલી છે.

યશોહર એ અતિ પ્રાચીન નગર હોઇ અનેક પુરાણોમાં પણ તેનો નામોલ્લેખ જોવામાં આવે છે. વળી એમ પણ કહેવાય છે કે, આદર્શ સતી દક્ષ દુહિતા—વિશ્વમાતાનું એક અંગ આ સ્થળે પડવાથી આ સ્થાન પુણ્યમય તીર્થ તરીકે ગણાય છે. આ પુણ્યમયી યશોહર નગરી વિક્રમાદિત્યના પિતા ભવાનન્દનાં જીવનકાળમાં સર્વ પ્રકારે ઉન્નત થઇ હતી. એ સમયના એના ઐશ્વર્યનો પાર નહોતો. ધન્ય ધાન્યાદિથી તે પરિપૂર્ણ હતી. આ ઈ૦સ૦ ૧૫૬૦—૭૦ ના અરસાની વાત છે. પઠાણ સરકારનું ઘણી પ્રામાણિકતાથી કાર્ય કરીને ભવાનન્દ પઠાણ બાદશાહના પ્રિય પાત્ર થઈ પડયા હતા. પિતા તથા કાકાનું અનુસરણ કરીને વિક્રમાદિત્ય તથા વસન્તરાય પણ કાળક્રમે દાઉદની કૃપા મેળવી શક્યા હતા. એ વિશે બીજું કાંઇ કહેવા કરતાં એટલું જ કહેવું બસ થશે કે, આ વિક્રમાદિત્ય અને વસન્તરાય નામ પણ દાઉદે જ રાખ્યાં હતાં. તેમનાં અસલ નામ યથાક્રમે શ્રીહરિ અને જાનકીવલ્લભ હતાં. આ તરફથી જ્યારે મોગલો અને પઠાણો વચ્ચે ભીષણ યુદ્ધનો આરંભ થયો ત્યારે સુબુદ્ધિસંપન્ન ભવાનન્દે નિશ્ચિંત થવાના હેતુથી દાઉદ પાસેથી યશોહર પ્રદેશ જાગીર તરીકે મેળવી પરિવાર સાથે ત્યાં જઇને રહેવા માંડ્યું. પઠાણ બાદશાહ દાઉદે પણ યુદ્ધનું કેવું પરિણામ આવશે એ ચોક્કસ નહિ હોવાથી પોતાની સઘળી દ્રવ્યસંપત્તિ યશોહરમાં ભવાનન્દને સોંપી રાખી. એ સમયથી જ ભવાનન્દના પરિવારના સૌભાગ્યસૂર્યનો ઉદય થયો. તેઓ બંગાળી કાયસ્થ હતા.

પછી યથાસમયે મોગલો અને પઠાણોના યુદ્ધે વિશેષ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. નરરક્તથી વસુંધરા કલુષિત થઇ. યથાકાળે મોગલ-કુળતિલક સમ્રાટ્ અકબરના કંઠપ્રદેશમાં વિજય-વૈજયન્તી શોભવા લાગી. તે સમગ્ર ભારતવર્ષનો બાદશાહ બન્યો.

દાઉદની માફક શહેનશાહ અકબરે પણ યશોહર નગરનો શાસનભાર તથા રાજકીય કર વસુલ કરવાનું કાર્ય વિક્રમાદિત્ય અને વસન્તરાયને અર્પણ કર્યું.

વિક્રમાદિત્ય અને વસન્તરાય ભાઇ હતા તેઓ કાકાના છોકરા હોવા છતાં તેમનો એક બીજાની સાથે સહોદરના કરતાં પણ વિશેષ સ્નેહસંબંધ હતો. એ સ્નેહની સીમા નહોતી. એક ભાઇ બીજા ભાઇને માટે પ્રાણાર્પણ કરવામાં પણ પાછી પ્હાની કરે તેમ નહોતો. વિક્રમાદિત્ય મ્હોટો હતો અને વસન્તરાય ન્હાનો હતો. બન્ને ભાઇ એક બીજાની સાથે સલાહ કરીને રાજકાર્ય કરતા હતા. આ સમયે ભવાનન્દ વૃદ્ધાવસ્થા ભોગવતા હોવાથી તેઓ એક રીતે જોવા જતાં રાજકાર્યની જંજાળમાંથી મુક્ત રહેતા હતા; છતાં એમના પરિપકવ અને અનુભવી મસ્તિષ્કમાં એટલી બધી બુદ્ધિ હતી કે, જ્યારે વિક્રમાદિત્ય અને વસન્તરાય કંઇ મહાન્ ગંભીર રાજનૈતિક પ્રશ્નની ગુંચવણમાં પડતા ત્યારે તેઓ સહેલાઇથી એ પ્રશ્નનો ખુલાસો કરી નાખતા હતા અને તેમની ચિંતા દૂર કરતા હતા.

છેવટે યમદૂતના આમંત્રણથી વૃદ્ધ ભવાનન્દે આ ફાની સંસારનો પરિત્યાગ કરી પરલોકપ્રયાણ કર્યું; પરંતુ પરલોકપ્રયાણ કરતાં પૂર્વે એક અલૌકિક લક્ષણવાળા, રાજજનોચિત સુદર્શન પ્રિયતમ પૌત્રનું મુખ જોવાનું દુર્લભ સૌભાગ્ય તેમને પ્રાપ્ત થયું હતું. વળી તેમણે પોતે જ પોતાના એ પ્રિય પૌત્રનું નામ **પ્રતાપાદિત્ય** રાખ્યું હતું. પ્રતાપાદિત્યનો જન્મ ઇ.સ. ૧૫૬૮માં થયો હતો.

દિવસો પછી મહિના, મહિના પછી વર્ષ પસાર થઇ ગયાં. યથા સમયે વિક્રમાદિત્ય અને વસન્તરાય પણ વૃદ્ધ થયા. વૃદ્ધ થયા પછી તેમણે પરલોકની ચિંતામાં લક્ષ્ય આપ્યું. તેમની પરલોકની ચિંતાનું વર્ણન અમે કરી ચુક્યા છીએ તેથી અત્રે તેનો પુનરુલ્લેખ કરવાની આવશ્યકતા નથી.

હવે આ શાન્તિપ્રદ, સુસ્થિર પરલોકની ચિંતાની સાથે એક ભયંકર અશાન્તિપ્રદ, અસ્થિર તથા ઉન્મત્તકર આલોકની ચિંતાનું સંઘર્ષણ થયું. પ્રશાન્ત, સ્થિર શુદ્ધ સરોવરની સાથે એક અત્યંત અશાન્ત, અસ્થિર તથા વાયુના જોરથી ચંચળ બનેલા વિશાળ વારિધિનો સમાવેશ થયો. ચંદ્રિકાથી પ્રકાશી રહેલી, મલયવાયુની સુવાસથી સુવાસિત બનેલી કુંજકુટિરમાં એકાએક મધ્યાન્હકાળના સૂર્યદેવનાં પ્રચંડ તાપે પ્રવેશ કર્યો. એ તાપની જ્વાળાથી ચાંદની અદશ્ય થઇ ગઇ—વાયુ શાન્ત થઈ ગયો, પુષ્પો સુકાઇ ગયાં અને કુંજકુટિર લાલચોળ બની ગઇ. હવે મધુર સુર છેડનારી બંસી વાગી નહિ, કાવ્યસુધાનું પાન કોઇ કરી શક્યું નહિ. અમૃતરસ વર્ષાવનારી બંસીને બદલે ભયાનક રણવાદ્ય વાગી ઉઠયાં, કવિતામૃતને બદલે નરરક્ત પ્રવાહિત થવા લાગ્યું, સંગીતને બદલે ભીષણ આર્ત્તનાદ થવા લાગ્યા. આવી રીતે બંગાળાના ઇતિહાસમાં યુગાંતર ઉપસ્થિત થયો.

બંસી બજાવીને, કાવ્યો રચીને, સંગીત ગાઇને ઘણા દિવસો સુખશાન્તિ તથા આનન્દમાં પસાર કર્યા છે; આજે એક વખત ખુલ્લા મનથી—હૃદયની મલિનતા દૂર કરીને આવો ભાઈ! આવો—આપણે એ પ્રાતઃસ્મરણીય, પુણ્યશ્લોક મહા પુરુષનાં ગુણગાન ગાઈ આ તુચ્છ જીવનનું સાર્થક કરીએ!

# પ્રકરણ ૪ થું.

## પ્રતાપનું પૂર્વજીવન.

બંગાળી વીર છે, બંગાળી બહાદુર યોદ્ધા, બંગાળીઓ સ્વદેશની—જનની જન્મભૂમિની સ્વાધીનતાનું રક્ષણ કરનાર છે, બંગાળીઓ સમસ્ત બંગાળાના સ્વાધીન રાજાધિરાજ છે–એ વાત વર્ત્તમાનકાળમાં બંગાળીઓને કેવી લાગશે એ તો ઈશ્વર જાણે! કેમ કે આજકાલ સર્વત્ર એવું જ સાંભળવામાં આવે છે કે–બંગાળીઓ દુર્બળ છે, બંગાળીઓમાં બાહુબળનો સર્વથા અભાવ છે, બંગાળીઓના મનમાં સાહસ નથી, હૃદયમાં ઉત્સાહ નથી. બંગાળીઓ ભીરુ, નામર્દ અને નિસ્તેજ છે. બંગાળીઓને લાકડીઓ ફેરવતાં આવડતું નથી, બંગાળીઓને તલ્વાર પકડવાનું જ્ઞાન નથી, બંદુકનો અવાજ સાંભળવામાં આવતાં બંગાળીઓ મુર્ચ્છિત બની જાય છે—આગ્નેય અસ્ત્રનું નામ માત્ર સાંભળીને બંગાળીઓ ભયભીત બની જાય છે; તેથી બંગાળીઓ નિર્બળ તેમ જ ભીરુ છે. આવા પ્રકારના ભિન્ન ભિન્ન દોષોનો ઉલ્લેખ કરીને એક વર્ગ કે જેની સંખ્યા ઘણી વધારે છે તે પોતાની વિજ્ઞતા અને દૂરદર્શિતાનો પરિચય કરાવે છે; તેથી અમને એમ લાગે છે. કે, બંગાળીઓ વીર છે, યોદ્ધા છે, સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરનાર છે, બંગાળીઓ બંગાળાના સ્વાધીન રાજાધિરાજ—રાજરાજેશ્વર છે એ હકીકત વાંચકોને વ્યાજબી લાગશે કે? પાઠકો શું તેઓના આજન્મ સંસ્કારનું વિસ્મરણ કરી શકશે? બાલ્યાવસ્થામાં બંગવિદ્યાલયમાં અને યુવાવસ્થામાં અંગ્રેજી વિદ્યાલયમાં, બંગાળીઓના ચરિત્ર સંબંધી તેમને જે શિક્ષણ મળ્યું છે, અંગ્રેજી ઇતિહાસ લેખ-

કોના તથા એ અંગ્રેજ લેખકોને અનુસરી બંગાળી ઐતિહાસિકોએ જે ગ્રંથો લખ્યા છે તે ઇતિહાસ ગ્રંથો કંઠસ્થ કરીને તેમણે પોતાના પૂર્વજો માટે જે સિદ્ધાંત સ્વીકાર્યો છે તે આ સામાન્ય લેખકનો ગ્રંથ વાંચવાથી દૂર થશે કે? તેઓ પોતાના મનમાંથી ઘણા દિવસથી ઉત્પન્ન થયેલા પોતાના સિદ્ધાંતને અસત્ય સમજશે કે?

લોકશિક્ષકના આસનપર બેસી અનેક જણ બંગાળીઓની ભીરુતા સાબિત કરવાનો પ્રયત્ન કરે છે એ અતિશય દુર્ભાગ્યનો તેમ જ શોકનો વિષય છે. અંગ્રેજ ઇતિહાસ લેખકોએ બંગાળીઓને જે ભાવથી ચીતર્યા છે—પંડિતપુંગવ મેકોલે સાહેબે બંગાળી.સમાજ માટે જે ભાવ પોતાના જાતિબંધુઓ સમક્ષ દર્શાવ્યો છે એ હૃદયવિદારક વિડંબનાની વાત છે. કેટલાક બંગાળી લેખકો પણ એ સઘળી વાતોનો પ્રતિધ્વનિ કરી કાવ્ય તથા ઇતિહાસમાં પોતાના સદ્દગુણોનો પ્રકાશ કરે છે! આ વિશે માત્ર એટલું જ કહેવું બસ થશે કે, પ્રતાપનું ચરિત્ર અંકિત કરતાં કોઈ કોઈ સ્વદેશભક્ત મહાત્માએ એ સરળ માર્ગનું અનુસરણ કર્યું છે! તેથી જ અમને એવી શંકા રહે છે કે, બંગાળી વાંચકો આ બંગાળીની ચરિત્ર-કથા વાંચશે કે?—તથા વાંચીને તેની સત્યતાપર વિશ્વાસ મૂકશે કે?

તેઓ વાંચે યા ન વાંચે—વિશ્વાસ મૂકે કિંવા ન મૂકે, છતાં ગ્રંથકાર પોતાનું કર્તવ્ય શક્તિ તેમ જ બુદ્ધિ અનુસાર બજાવવામાં પાછી પ્હાની નહિ જ કરે.

પ્રતાપાદિત્ય વિક્રમાદિત્યનો એકનો એક પુત્ર હતો. તે રૂપવાન્, વિદ્વાન્ અને વિવિધ ગુણોથી ગુણવાન્ હતો. તેના જેવી તીક્ષ્ણબુદ્ધિ અને ઉત્કૃષ્ટ મેધા ભાગ્યે જ કોઈનામાં જોવામાં આવતી હતી. તે એક વખત જેનું દર્શન કરતો કિંવા તે જે કાંઈ સાંભળતો તે તેના અંતરમાં તત્કાળ મુદ્રાંકિત થતું હતું. તેનો બાલ્યકાળ ગૌડનગરમાં જ પસાર થઇ ગયો હતો.

ગૌડનગરમાં જ પ્રતાપાદિત્યના શિક્ષણનો આરંભ થયો હતો. ફારસી તથા સંસ્કૃત સાહિત્યમાં તેણે પ્રશંસનીય પ્રવીણતા મેળવી હતી. ત્યાર પછી પુરસ્ત્રીઓની સાથે યશોહરમાં તેનું આગમન થયું હતું. યશોહરમાં આવ્યા પછી તેને શિક્ષણ આપવાનું કાર્ય એક યોગ્ય શિક્ષકને સોંપવામાં આવ્યું હતું. અસ્ત્રવિદ્યા, મલ્લવિદ્યા તથા યુદ્ધવિદ્યામાં તેણે અતિ અલ્પકાળમાં જ પ્રવીણતા મેળવી હતી. શિક્ષકવર્ગ બાળકની અસામાન્ય પ્રતિભા જોઇને અવાક્ બની જતો હતો. છેવટે પ્રકૃતિનો પ્રિય પુત્ર પ્રતિભાવાન્ પ્રતાપ પોતે જ પોતાનો શિક્ષક બન્યો. તે પોતાના આશ્ચર્યજનક વિચારબળથી ટૂંક સમયમાં જ સર્વ વિષયોમાં પારદર્શિતા પ્રાપ્ત કરી શકયો.

સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ—સર્વ બાળક તરફ એકાગ્રદષ્ટિથી જોઇ રહેવા લાગ્યાં. બાલ્યાવસ્થાથી જ પ્રતાપ તેજસ્વી, સાહસિક અને સ્વાધીનતાપ્રિય થયો. તે જ્યારે ગૌડનગરમાં રહેતો હતો ત્યારથી જ તેના અંતરમાં સ્વાધીનતાનું બીજ ઉત્પન્ન થયું હતું. કાળક્રમે એ બીજ અંકુરિત તથા કાંડયુકત થઇને ફળ ફુલથી સુશોભિત થયું હતું.

ગૌડેશ્વર સુલેમાન અને દાઉદનું ચરિત્ર પ્રતાપના બાળશિક્ષણનું મુખ્ય ઉપકરણ થયું હતું. સુલેમાન તથા દાઉદનું અદ્‌ભુત પરાક્રમ, તેમની અદમ્ય સ્વાધીનપ્રિયતા, ઉડીયાવાસી હિન્દુ નરપતિઓ સાથેનાં તેમનાં ભીષણ યુદ્ધ, અસામાન્ય કષ્ટસહિષ્ણુતા વગેરે વિષયોની વાતો અત્યંત આગ્રહથી પ્રતાપ પોતાના પિતા તથા પિતામહના મુખેથી સાંભળતો હતો. એ આગ્રહનું દર્શન કરી મહાવિદ્વાન્ ભવાનન્દ બાળકનું પરિણામ કેટલાક અંશે સમજી શકતા હતા. એ વિષયનો વિચાર ઉપજતાં જ વૃદ્ધનાં નેત્રામાંથી આનન્દાશ્રુઓ સરી પડતાં હતાં. તેઓ સ્નેહાતિશયથી પ્રતાપને પોતાના હૃદય સાથે ચાંપતા હતા, તથા તેના

મુખપર ચુમ્બન કરી અંતઃકરણપૂર્વક એવો આશીર્વાદ આપતા હતા કેઃ—"ભાઇ! તું દીર્ઘાયુ થા,—નિરંતર સુખી રહે તથા આ વિશ્વસંસારમાં અક્ષય કીર્ત્તિ ફેલાવી જા!" જો પ્રતાપ બીજી કોઇ વાતની જીદ કરતો તો વૃદ્ધ તેને ભીષણ યુદ્ધની કથા સંભળાવીને તેની એ જીદ અથવા આગ્રહને ભૂલાવી શકતા હતા.

પછીથી પ્રતાપ જ્યારે સહજ મ્હોટો થયો ત્યારે તે સમજી શક્યો કે, પૃથ્વીની સઘળી વીરજાતિ સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યા કરે છે; સ્વદેશની સ્વાધીનતાનાં રક્ષણાર્થે વીર પુરુષો પ્રાણાર્પણ કરવામાં પણ પાછી પ્હાની કરતા નથી. વિધિના વિધાનથી આ પ્રસંગે એક મહાપ્રાણ બાળકનું પ્રતાપ સાથે મિલન થયું. જાણે કે કોઇ અજાણ્યા દેશમાંથી, એક અપૂર્વ જ્યોતિ આવીને પ્રતાપની હૃદયજ્યોતિમાં ભળી ગઈ. જાણે કે જન્મેજન્મનું ચિરપરિચિત્ત એક સુખ આવીને પ્રતાપ સમક્ષ ઉપસ્થિત થયું.

પ્રથમ દર્શને જ જાણે કે તેઓ એકબીજાને સારી રીતે ઓળખી શક્યા—બન્ને જણા એકબીજાના મનની વાત સમજી શક્યા—બન્નેના ભાવનાપૂર્ણ પ્રાણ એકત્રિત થઇ ગયા. એક પ્રાણ થઇને—એક દેહ તથા એક મન થઇને બન્ને એકબીજાને વ્હાલા લાગ્યા. એક જીવનવ્રતથી ઉભયે ઉભયને આત્મસમર્પણ કર્યું. તેમણે **'कार्यं साधयामि वा देहं पातयामि'** એ મહાન્ પ્રતિજ્ઞા કરી. આ મહાપ્રાણ બાળકનું નામ શંકર ચક્રવર્તી હતું. શંકર એક દરિદ્ર બ્રાહ્મણનો પુત્ર હતો. પ્રતાપે પોતાના આ પ્રાણોપમ બંધુનો સઘળો ભાર પ્રસન્નતાપૂર્વક સ્વીકારી લીધો.

જોત જોતાંમાં ત્રીજો પણ એક બાળક આવી મળ્યો. પ્રતાપે તેને પણ પોતાના જીવનવ્રતનો સાધક બનાવ્યો. તેણે તેની સાથે આત્મહૃદયનો વિનિમય કર્યો. એ સૌભાગ્યવાન્ બાળકનું નામ સૂર્યકાન્ત ગુહ હતું.

ત્રણે બંધુઓ એક જ ભાવમાં તન્મય બની જઇ એક મહાયજ્ઞની વિરાટ કલ્પના કરવા લાગ્યા.

એ ત્રણે વેગવતી ધારાઓ કેવા પ્રચંડ તેજથી અને અવિશ્રાન્ત ગતિથી સાગર તરફ દોડવા લાગી એ કોઇના જોવામાં આવ્યું નહિ !



## પ્રકરણ ૫ મું.



### ઇશ્વિરાધના.

એક દિવસે મધ્યાન્હાકાળ વીતી ગયા પછી રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય મિત્રમંડળ તથા અમાત્યાદિ સાથે બેસી ભગવાનનું ભજન કીર્ત્તન સાંભળતા.હતા. ગાયક પોતાના ભાવમાં તન્મય બની જઇ, સુમધુર કંઠે દિશાઓને કંપાવી મૂકતો હતો. સકળ જનો તન્મયતાથી એ સંગીતસુધાનું પાન કરતાં હતાં. ગાયક એક ઉત્તમ કવિ તથા સાધક હતો. સર્વે જનો તેની ઘણી ભક્તિશ્રદ્ધા કરતાં હતાં. આમ હોવાથી તે મુક્ત પ્રાણથી, મુક્ત તાનથી સર્વેને મંત્રમુગ્ધ બનાવી દઇ પોતાનું રચેલું એક સાધના સંગીત ગાતો હતો. સંગીતના પ્રત્યેક સ્વરગ્રામમાં, પ્રત્યેક મિલન તાનમાં જાણે કે અમૃતની વૃષ્ટિ થતી હતી. ગાયક કવિશ્રેષ્ઠ ગોવિન્દદાસ સ્વતઃ હતો. તે ગાતો હતો કેઃ—

"ભજહું રે મન નન્દનન્દન, અભય ચરણારવિન્દ રે;
દુર્લભ માનુષ જનમે સતસંગે, તરહ એ ભવસિંધુ રે.
શીત આતપ વાત બરિખને એ દિન યામિનિ જાગિ રે;
વિફલે સેવિનુ કૃપણ દુરજન, ચપલ સુખ સબ લાગિ રે.

એ ધન યૌવન પુત્ર પરિજન, કિવા આછે ઇથે પરતીત રે;
કમલદલજલ જીવન ટલમલ, ભજહું હરિપદ નિત રે.
શ્રવણ કીર્ત્તન સ્મરણ વંદન, પાદસેવન દાસ્ય રે;
પૂજન સખીજન આત્મનિવેદન ગોવિન્દદાસ અભિલાષ રે. ”

ધર્મપ્રાણ વિક્રમાદિત્ય અને વસન્તરાય ધર્મપ્રાણ કવિના મુખે તેનું જ રચેલું સાધના સંગીત સાંભળીને મંત્રમુગ્ધ બની ગયા. તેમનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. અન્ય શ્રોતાઓનાં નેત્રોમાંથી પણ અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. થોડા સમય સુધી સર્વે ચુપ રહ્યા. રાજા વિક્રમાદિત્યે ઉઠીને ભક્તિ તથા શ્રદ્ધાસહ કવિના કંઠમાં પુષ્પમાળા પહેરાવી દીધી, અને ભક્તિગદ્દગદ કંઠે તેણે કહ્યું:–“ભાગ્યવાન્! પૂર્વજન્મના અપાર પુણ્યબળથી જ તમને આ દુર્લભ કવિજીવન પ્રાપ્ત થયું છે. તુચ્છ મણિમુક્તા કરતાં આ પુષ્પમાળા જ તમારે માટે યોગ્ય ઉપહાર છે. તમારા સંગીતનું મૂલ્ય થઇ શકે તેમ નથી.”

વસન્તરાયે ઉઠી કવિને સ્નેહાતિશયથી આલિંગન કર્યું, અને કહ્યું:–“બંધુ! હજી તમે સંગીત ગાઓ. મ્હારી પિપાસા હજી સુધી શાન્ત થઇ નથી.”

રાજા વસન્તરાય પણ એક કવિ તેમ જ ગાયક હતો. તેણે ઘણાં ગાન રચેલાં હતાં. તે કવિને પોતાના પ્રાણ કરતાં પણ વિશેષ વ્હાલો હતો. ગોવિન્દદાસ તેનો એક મુખ્ય સ્નેહી હતો. અનેક વખતે તેઓ એક બીજા એક બીજાની સાથે પ્રાણનો પ્રતિધ્વનિ મેળવી શકતા હતા.

પુનઃ સુધામય સંગીત ચાલવા લાગ્યું. આ વખતે એક કવિના કંઠ સાથે બીજા કવિના કંઠનો સંયોગ થયો. વસન્તરાય આત્મવિહ્વળ બની જઇને ભક્તિ ગદ્દગદકંઠે ગોવિન્દદાસની સાથે સંગીત ગાવા લાગ્યો. સભામંડળમાં આનન્દનો પ્રવાહ વહેવા લાગ્યો.

ત્યાર પછી વિદ્યાપતિના સુધાસમુદ્રનું મંથન થવા લાગ્યું. ગોવિન્દદાસે દ્વિતીય ગાન ગાવા માંડ્યું:—

" સખિ કિ પુછસિ અનુભવ મોય,
સોઇ પીરિતિ અનુરાગ બાખાનિતે
તિલે તિલે નૂતન હોય.
જનમ અવધિ હામ રૂપનેહારિનુ
નયન ના તિરપિત ભેલ;—

આ સમયે વસન્તરાય અંતરના આવેગને વશ થઇ બોલી ઉઠ્યો:– " અહાહા ! જીવનના આરંભ કાળથી જ એ રૂપમાધુર્યનું દર્શન કર્યા કરું છું; છતાં હજી સુધી જાણે કે નયન તૃપ્ત થયાં નથી!–તેથી જ એ છબી હૃદયમાં ધારણ કરી રાખી છે; પરંતુ તેથી મ્હને સંપૂર્ણ તૃપ્તિ થઈ નથી ! "

આટલું બોલતાં બોલતાંમાં વૃદ્ધનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. પછીથી સહજ સ્વસ્થ થતાં તે પોતે પણ ગોવિન્દદાસ સાથે ગાવા લાગ્યો કે:—

જનમ અવધિ હામ રૂપ નેહારિનુ
નયન ના તિરપિત ભેલ;
સોઇ મધુર બોલ શ્રવણહિ શુનનુ
શ્રુતિપથે પરશ ના ગેલ.
કત મધુ યામિની રભસે ગોંયાયનુ
ના બુઝનુ કૈછન કેલિ;
લાખ લાખ યુગ હિયે હિયે રાખનુ
તબુ હિયા જુડ઼ન ના ગેલિ.

કત વિદગધ જન રસે અનુમગન
અનુભવ—કાહુના પેખ;
**વિદ્યાપતિ** કહ પ્રાણ જુડાઇતે.
લાખે ના મિલિલ એક."

વિક્રમાદિત્યે નયનજળ સ્વચ્છ કરી નાખી એક નિઃશ્વાસ મૂકીને કહ્યું:—"ખરું છે; લાખ મનુષ્યોમાં એવું ભાગ્યવાન્ એક પણ મનુષ્ય જોવામાં આવતું નથી. કવિ! તમે ધન્ય છો! લોકોના અંતરના પણ અંતરમાં પ્રવેશ કરીને તેના અંતરની છબી તમે પ્રકાશિત કરી છે! ગાઓ કવિરાજ! ગાઓ! ભાઈ વસન્તરાય! તમે પણ કવિરાજની સાથે ગાઓ. તમારે મુખે મહાકવિની આ મધુર પદાવલિ સાભળતાં સાંભળતાં મ્હારા જીવનની છેલ્લી ક્ષણ ઉપસ્થિત થાય એવી જ મ્હારી ઇચ્છા છે. હરિ હે! કૃપા કરો નાથ!"

વસન્તરાયે વડિલ ભ્રાતાના મનોભાવને સમજી જઇ ગોવિન્દદાસને કાંઈ સંકેત કર્યો. ભ્રાતૃમંડળમાં કરુણા રસનો પ્રવાહ પ્રવાહિત કરીને બન્ને કવિ ગાવા લાગ્યા કેઃ—

"જતને જતેક ધન, પાપે બૅાટાઇનુ
મેલિ પરિજન ખાય;
મરણકે બેરિ હેરિ કોઇ ના પુછઈ
કરમ સંગે ચલિ જાય.
એ હરિ બંધો તુયા પદ—નાય;
તુયા પદ પરિહરિ, પાપ—પયોનિધિ,
પાર હવો કોન ઉપાય.
જાવંત જનમ હામ, તુયા પદ ના સેવિનુ
યુવતી મતિમય મેલિ;

અમૃત તેજિ કિયે, હલાહલ પીયનુ
સંપદે વિપદહિ ભેલિ.
ભણુહુ વિદ્યાપતિ સેહ મને ગુણિ,
કહિલે કિ વાઢવ કાજે;
સાઁઝક બેરિ સેબ કોઇ માગઈ
હેરઇતે તુયા પદ લાજે."

અશ્રુજળથી અભિષિક્ત થઇને બન્ને ગાયકોએ ગાન પૂર્ણ કર્યું. વિક્રમાદિત્ય પણ રુદન કરીં કરીને આકુળવ્યાકુળ બની ગયો. શ્રોતાઓમાંથી પણ કેટલાક રુદન કરવા લાગ્યા. વસન્તરાયે ગદ્‌ગદકંઠે વિક્રમાદિત્યને કહ્યું:–"વડિલ ભ્રાતા! આપણા દિવસ હવે પૂર્ણ થવા આવ્યા છે. આ જીવનસંધ્યા સમયે સલજ્જ ભાવથી આપણે ભગવદ્‌ ભજન કરીએ છીએ. આજ સુધી આપણે મોહાંધકારમાં હતા એ ક્ષોભ કેવી રીતે દૂર થઇ શકે તેમ છે?"

વિક્રમાદિત્યે વસન્તરાયને આલિંગન કરીને કહ્યું:–"વસન્ત! ભાઇ! એ માટે શોચ કરવાની શી જરૂર છે? આ વિષયમાં ખરું પૂછો તો હું જ કંગાલ છું. મ્હેં મ્હારું સમસ્ત જીવન વિષયમોહમાં વ્યતીત કર્યું છે. આ અંતિમ કાળે જ હું પરકાળની ચિંતામાં પડેલો છું. વળી હજી પણ સર્વ પ્રસંગે આપણે ચિત્તને સ્થિર રાખી શકીએ છીએ કે? છતાં તમારા જેવા ભાઇની પ્રાપ્તિથી હું મ્હારા જીવનનું સાર્થક થયું સમજું છું. ભાઇ! તમારા આ અપૂર્વ ધર્મભાવે મ્હારા એક સંતપ્ત જીવનને પણ મધુમય બનાવી દીધું છે! ભાઇ! આજે મ્હને કેવો અપૂર્વ આનન્દ થયો છે!" આટલું બોલ્યા પછી વિક્રમાદિત્યે ગોવિન્દદાસ તરફ દૃષ્ટિ ફેરવીને કહ્યું:–" ચાલવા દો કવિવર! ચાલવા દો. હે હરિ! આ રંકનું અવશિષ્ટ આયુષ્ય આવા ભાવમાં જ પસાર કરજો!"

આ સમયે ગોવિન્દદાસ એકલો ગાવા લાગ્યો કેઃ—

"તાતલ સૈકતે વારિ બિન્દુ સમ
સુત-મિત-રમણી સમાજે,
તોહે વિસરિ મન તાહે સમપિનુ
અબ મજુ હવ કોન કાજે.
માધવ હામ પરિણામ નિરાશા;
તહુ જગતારણ, દીન–દયામય;
અતએ તોહારિ વિશોયાસા.
આધ જનમ હામ, નિન્દે ગોંયાયનુ
જરા શિશુ કતદિન ગેલા;
નિધુવને રમણી— રસ–રંગે માતનુ
તોંહે ભજવ કોન વેલા.
કત ચતુરાનન, મરિ મરિ જાવત,
ન તુયા આદિ અવસાના;
તોહે જનમિ પુન, તોહે સમાવત,
સાગર લહરી સમાના.
ભણયે વિદ્યાપતિ, શેષ શમન–ભયે,
તુંયા વિનુ ગતિ નહિ આરા;
આદિ અનાદિક, નાથ કહાયસિ,
અબ તારણ ભાર તોહારા."

ગાન સમાપ્ત થયું. સર્વે માણસો ભકિતભાવમાં તન્મય બની ગયા હતા. તેઓ સર્વે બાહ્યસૃષ્ટિનું વિસ્મરણ કરી પરબ્રહ્મ પરમાત્માનું ધ્યાન ધરી રહ્યા હતા. છેવટે રાજા વિક્રમાદિત્યે હરિનામનો ધ્વનિ કર્યો એટલે સભામાં બેઠેલા બીજા માણસો પણ હરિધ્વનિ કરવા લાગ્યા.

સંધ્યાકાળ થવા આવ્યો હતો. આસમાની આકાશમાં પંખીઓ પોતપોતાના માળા તરફ દોડી જતાં હતાં. એવામાં એકાએક બાણથી વીંધાયલું એક પક્ષી જે સ્થળે ઉપરોક્ત ભગવદ્ભક્તોએ હરિ ભજનની ધૂન ચલાવવા માંડી હતી એ સ્થળની પાસે જ આવીને પડ્યું. પક્ષી અંતકાળની વખતે વેદનાથી તરફડવા લાગ્યું. તેના ન્હાના શરીરના થોડા લોહીથી એ સ્થળની જમીન ભીંજાઇ હતી પણ જીવ બચાવવાની આશાથી એ પક્ષીએ બાણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ જે બાણ તેનાં ન્હાના શરીરને વીંધી નાખી આરપાર પેસી ગયેલું હતું એ બાણમાંથી તે કેવી રીતે નીકળી શકે? એનો સઘળો પ્રયત્ન વૃથા થઈ પડ્યો, તથા વિના વિલંબે એ પંચત્વ પામ્યું.

---

## પ્રકરણ ૬ ઠું.

## હર્ષમાં વિષાદ.

ઉપરોક્ત બનાવ અલ્પકાળમાં જ બની ગયો. સંગીતસુધાનું પાન કરવામાં તન્મય બનેલા વિક્રમાદિત્ય વગેરેની નજરે એ બનાવ પડ્યો. એથી સર્વનો અંતરાત્મા વ્યથિત થયો સર્વના કાનમાં હજી સુધી એ સંગીતના સૂરના રણકારા વાગતા હતા. વિક્રમાદિત્ય દયાજનક દૃષ્ટિથી એ પક્ષી તરફ જોઇ શોકસૂચક સ્વરે બોલી ઉઠયોઃ—"અહા ! બાણથી વીંધાયલા પક્ષીનો પ્રાણ કેવી રીતે ટકી શકે?! આવું નિષ્ઠુર કાર્ય કરનાર કોણ છે?"

આમ કહી વિક્રમાદિત્યે વસન્તરાયના મ્હોં તરફ જોયું, તથા પૂછ્યુંઃ—"પ્રતાપે તો આ કાર્ય નહિ કર્યું હોય?"

આ પ્રશ્નના ઉત્તરમાં વસન્તરાયે એક નિશ્વાસ મૂક્યો. વિક્રમાદિત્યે પુનઃ કહ્યું–" હા હા–મ્હને એમ જ લાગે છે કે, નિષ્ઠુર પ્રતાપે જ આ પક્ષીના પ્રાણનો નાશ કરેલો હોવો જોઇએ. તેના સિવાય બીજા કોઇથી આવું ઘાતકી કૃત્ય થઈ શકે એવો સંભવ નથી."

વસન્તરાયે પુનઃ એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો. વિક્રમાદિત્યે કહ્યું:– "ભાઇ! મ્હારી ધારણા યથાર્થ છે કે કેમ તેની તપાસ કરાવો જોઇએ."

વસન્તરાયે એક અનુચરને નેત્રસંકત કર્યો કે તત્કાળ એ અનુચર તપાસ કરવા ચાલ્યો ગયો. વિક્રમાદિત્યે કહ્યું:–" ભાઈ વસન્ત! તમને કાંઈ સમજાયું કે ? મ્હારો ગુણિયલ પુત્ર શિકારે ગયો હતો, એવી ખબર તેણે ઘેર પાછા આવીને આપી છે! તેણે પોતાની શસ્ત્રવિદ્યાની નિપુણતાનો પરિચય કરાવ્યો છે; સમજ્યા ? હે મધુસૂદન ! હે વિભુ ! ત્હારી આવી જ ઇચ્છા હતી કે શું ? "

આ સમયે શિકારીની તપાસ કરવા ગયેલો અનુચર પાછો આવ્યો તથા રાજા વિક્રમાદિત્યની ધારણા યથાર્થ છે એમ તેણે સંકેતદ્વારા વસન્તરાયને જણાવ્યું. વસન્તરાય પણ પ્રતાપ માટે ચિંતાતુર બની ગયો; છતાં પોતાના મનનો ભાવ છુપાવી રાખીને તેણે કહ્યું:–" વડિલ બંધુ! એ વિશે આપ શોક કિંવા ચિંતા કરશો નહિ. ગમે તેમ તો પણ પ્રતાપ હજી બાળક છે. તેના ઉપર ક્રોધ કરીને આપ દુઃખી થશો નહિ. જેમ જેમ મ્હોટો થતો જશે તેમ તેમ તેની મતિગતિમાં સુધારો થશે. "

આ સમયે સભામાં બેઠેલા અન્યાન્ય માણસો વસન્તરાયનો સંકેત થવાથી એ સ્થળેથી ચાલ્યા ગયા. માત્ર રાજા વિક્રમાદિત્ય અને વસન્તરાય એ સ્થળે ચોકમાં ફરવા લાગ્યા. ફરતાં ફરતાં વિક્રમાદિત્યે ક :–" કેમ મ્હારી ધારણા યથાર્થ છેને ? તમે જે માણસને તપાસ

કરવા માટે મોકલ્યો હતો તે માણસ હજી સુધી પાછો કેમ આવ્યો નહિ ?”

વસન્તરાય નીચું જોઇ રહ્યો. વિક્રમાદિત્ય વિશેષમાં કહેવા લાગ્યોઃ— “એ માણસ શું મ્હોં લઇને અત્રે પાછો આવે ? જેવું મ્હારું ભાગ્ય! ભાઈ વસન્તરાય ! મ્હને જ્યોતિષશાસ્ત્રપર વિશ્વાસ છે. જ્યોતિષીએ પ્રતાપ માટે જે ભવિષ્ય ભાખ્યું છે એ માટે નિરંતર મ્હને ચિન્તા રહે છે. એને રવિસ્થાને ચતુર્થ અંશે રાહુ છે, શનિ તથા મંગળનો સ્પષ્ટ યોગ છે. તથા તેમનાપર બૃહસ્પતિ અને શુક્રની દૃષ્ટિ બિલ્કુલ નથી. એનું ભવિષ્ય કેવું ભયંકર નીવડવાની સંભાવના છે તે હવે વિચારી જુઓ ! એ શિકાર કરે છે તેથી મ્હને જે નારાજી થાય છે તેનું કારણ તો તમે સારી રીતે જાણો છો. એ ક્યારે શું કરી બેસશે તેનો મ્હને ઘણો ભય રહે છે ! જીવનના અંતકાળે શું હું પુત્રના હાથે જ માર્યો જઇશ ? ગમે તો મ્હારો કે તમારો—બન્નેમાંથી એકનો જીવ જશે જ ! બીજું કોણ પ્રતાપના પિતૃસ્થાને છે ? ભાઇ ! વિચારી જુઓ કે, એની આ કોષ્ઠીનું ફળ ખરું નીવડશે તો પછી આ રાય પરિવારનું કેવું હૃદયવિદારક શોચનીય પરિણામ આવશે ?”

વસન્તરાયઃ—ના ભાંઇ ! આપ એ માટે ભય કિંવા ચિંતા રાખશો નહિ. કોષ્ઠીમાં તે પિતૃઘાતક નીવડશે એવું સ્પષ્ટ નથી. વળી બીજી પણ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે. જ્યારે પ્રતાપની ખોટી બાજૂનો જ આપણે વિચાર કરીએ છીએ ત્યારે પછી એની સારી બાજૂનો પણ સૂક્ષ્મદૃષ્ટિથી વિચાર કરવો જોઇએ. સારી બાજૂ જોવા જતાં વૃષરાશિમાં ચંદ્ર, કર્કટમાં બૃહસ્પતિ અને નવમાધિપતિ લગ્નમાં સમસ્ત શુભ ગ્રહોની દૃષ્ટિ છે. એનું ફળ એકછત્ર સ્વતંત્ર નરપતિ છે. શું આપ એવો વિશ્વાસ રાખો છો કે, સાહસિક પ્રતાપ ભવિષ્યમાં

એક દિવસે રાજરાજેશ્વર—સર્વ પ્રકારે સ્વતંત્ર નરપતિ થઈને જનની જન્મભૂમિનું મુખ ઉજ્વળ કરશે? જો આ પ્રકાર સંભવિત થાય તો પ્રતાપની પિતૃદ્રોહિતાનો વિચાર કરવો પડે ખરો!

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી કાંઈ વિચાર કરીને વિક્રમાદિત્યે કહ્યું:—"એ વાત પણ સર્વાંશે અસંભવ હોય એમ હું ધારતો નથી."

વસન્તઃ—ભાઇ! મ્હને તો એ વાત અશક્ય લાગે છે. હમણાં સમ્રાટ્ અકબર સમસ્ત ભારતવર્ષનો સ્વાધીન નરપતિ છે. જે શક્તિબળથી વીરશ્રેષ્ઠ રજપૂતો અને પઠાણો પણ તેને શરણે થયા છે એ શક્તિબળનો નાશ પ્રતાપ કયા બ્રહ્માસ્ત્ર બળથી કરી શકશે? ભાઇ! કોઠીનું ફળ કદાપિ ખરું નીવડવાનું નથી.

વિક્રમઃ—તેમ જ થાઓ. મ્હારા વંશમાં કોઇ પણ પિતૃઘાતક નીવડીને રાજેરાજેશ્વર ન થાય એમ જ હું ઇચ્છું છું. અરેરે! એ વિષયની કલ્પના અંતરમાં ઉત્પન્ન થતાં શરીર કંપી ઉઠે છે. ગમે તેમ હોય; પણ પ્રતાપ માટે મ્હારી શંકા દિન પ્રતિદિન પ્રબળ થતી હોવાથી તેને કોઇ અન્ય સ્થળે મોકલી દેવાનું હું વ્યાજબી ધારું છું. તેનું કારણ સ્પષ્ટતાથી માલૂમ પડે છે. જેમ જેમ તેનું વય વધતું જાય છે તેમ તેમ તેનું સાહસ, તેજ, બળ અને તે સાથે નિષ્ઠુરતામાં પણ વધારો થાય છે. આવી સ્થિતિ હોવાથી જો લાંબા સમય સુધી તેને બીજા કોઇ સ્થળે મોકલવામાં નહિ આવે તો કોઈ પણ પ્રકારે તેનો સ્વભાવ સુધરશે નહિ. વિદેશવાસમાં સગાંસંબંધીઓના વિયોગને લીધે મનુષ્યનું અંતઃકરણ સ્વાભાવિક રીતે જ સહેજ ઉદાર થાય છે. પ્રતાપનું મન પણ એવી રીતે ઉદાર થશે એટલે પછી તેના ભાવિ ચરિત્ર માટે શંકા રાખવાનું કારણ રહેશે નહિ. કેમ ભાઇ!

આ વિશે તમારો શો અભિપ્રાય છે? પ્રતાપને થોડા કાળ માટે ઘણા દૂર આવેલા દેશમાં મોકલવો એ તમને ઠીક લાગે છે કે નહિ?

વસન્તરાય આ વાક્યોનો કાંઇ સ્પષ્ટ ઉત્તર આપી શક્યો નહિ; કેમ કે વડિલ ભ્રાતા તરફ તેની અચળ ભક્તિ હતી. પોતાનો જ્યેષ્ઠ બંધુ જ્યારે આમ કહે છે ત્યારે તેના કથનમાં કાંઇ વિશેષત્વ હોવું જોઇએ એમ જ વસન્તરાયને લાગ્યું. વળી બીજી તરફથી તેનો પ્રતાપ ઉપર અપાર પ્રેમ હોવાથી ઘણા કાળ માટે તેને દૂર દેશમાં મોકલી દેવા માટે તેનું અંતઃકરણ સંમત થયું નહિ. આવી સ્થિતિમાં તેણે વિશેષ કાંઇ નહિ કહેતાં માત્ર એટલું જ કહ્યું કેઃ—" ભાઇ! બે દિવસ સૂધી આ વિષયનો વિચાર કર્યા પછી આપ આપને ઠીક લાગે તેમ કરજો; છતાં તેને દૂર દેશમાં મોકલતાં પહેલાં આપણી પાસે રાખીને આપણે તેની મતિગતિ સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. હજી એ બાળક હોવાથી વિદેશમાં તેને ઘણું દુઃખ પડશે."

છેવટે જે બનવાનું હતું તે બન્યું. વિધાતાના વિધાનને કોણ મિથ્યા કરી શકે?

---

# પ્રકરણ ૭ મું.

## સ્વામી સ્ત્રી.

યશોહરનો રાજમહાલય અત્યંત સુન્દર તથા મનોહર હતો. એ રાજમહાલયમાં કરવામાં આવેલું શિલ્પ-કાર્ય માનવ શિલ્પવિદ્યામાં કેટલી સીમા સૂધી પ્રવીણતા પ્રાપ્ત કરી શકે છે તેનો પરિચય કરાવતું હતું. વિશાળ સ્તંભો અને ઉંચી દિવાલો-

પર છો ચુનાથી બનેલી ઘણી લતાઓ, ફળો, ફુલો વગેરે જોવામાં આવતું હતું. એ પ્રાસાદનું ગગનસ્પર્શી ઉચ્ચ શિખર વિવિધ રંગથી રંજિત થઇને તથા વિવિધ શિલ્પથી સંયુક્ત થઇને રાયવંશની કીર્ત્તિની ઘોષણા કરતું હતું. પાષાણુમાંથી કોતરી કાઢેલી મૂર્ત્તિઓ સકળ પ્રાસાદની ચારે તરફ રાખવામાં આવેલી હોઇ તે શિલ્પીઓના અસામાન્ય કળા નૈપુણ્યનો પરિચય કરાવતી હતી. આ બધી બ્હારની શોભા જેવી રીતે અવર્ણનીય હતી તેવી જ રીતે રાજપ્રાસાદની અંદરની શોભા પણ અદ્ભુત હતી. એ સમયના હિન્દુ રાજાના અંતઃપુરની શોભાનું વર્ણન નિર્જીવ લેખિનીથી થઇ શકે તેમ નથી. વાંચકબંધુઓએ પોતાના મન સાથે જ તેની કલ્પના કરી લેવી.

એ અંતઃપુરના એક સુરમ્ય ઓરડામાં બેસી પ્રતાપ તન્મયતાથી એક તસ્વીર જોઈ રહ્યો હતો. એ તસ્વીર અત્યંત સુન્દર તેમજ ચિત્તાકર્ષક હતી. તેને દિવાલ સાથે જડી લેવામાં આવી હતી. એ સ્થળે બીજી પણ ઘણી નયનરંજક તસ્વીરો હતી; પરંતુ પ્રતાપની દૃષ્ટિ બીજી કોઇ તસ્વીર તરફ નહિ આકર્ષાતાં માત્ર ઉપરોક્ત એક જ તસ્વીર તરફ સ્થિર થઈ ગયેલી હતી. ઘણા સમય સુધી આવી રીતે એકાગ્ર દૃષ્ટિથી એ તસ્વીરનું દર્શન કરતાં કરતાં પ્રતાપનાં વિશાળ તેમ જ તેજસ્વી નયનયુગલમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. એ તસ્વીર તરફ સ્થિરદૃષ્ટિથી સજળનયને જોઇ રહીને પ્રતાપ કહેવા લાગ્યોઃ—"ધન્ય છે તમને! ક્ષત્રિયકુળમાં તમે જ અમર છો! સુકુમાર બાલ્યાવસ્થામાં સોળવર્ષની ઉમ્મરે તમે જે અલૌકિક વીરત્વનો પરિચય કરાવ્યો છે તેનું સ્મરણ કરવામાં પણ પુણ્ય છે. હું કમભાગ્ય છું. મ્હારું જીવન ધૃણિત તથા અધમ છે. અઢાર વર્ષની મ્હારી ઉમ્મર થયેલી હોવા છતાં હું ઘરમાં બેસી રહી, સ્ત્રીના વસ્ત્રનો પાલવ પકડી માત્ર ભોગવિલાસમાં

જ મ્હારું આયુષ્ય પસાર કરું છું. ક્યાં તમારું અસામાન્ય શૌર્ય અને ક્યાં તમારા એ અલૌકિક વીરત્વનો આકણાંશ ? તમે માનુષ્ય હતા અને હું પણ માનુષ્ય છું; છતાં આ અધમ અદ્યાપિ તમારા જેટલી યોગ્યતા મેળવી શક્યો નથી."

આટલું બોલતાં બોલતાંમાં એ મહાપ્રાણ નવયુવક રડી પડયો. રડતાં રડતાં વિશેષ ઉત્તેજિત બની જઇને તે કહેવા લાગ્યોઃ-"શું માતા ભવાની તેના આ દુર્ભાગી સંતાનપર પ્રસન્ન નહિ થાય? જનની જન્મભુમિને હું પરાધીનતાના બંધનમાંથી મુક્ત નહિ કરી શકું? સમસ્ત બંગાળમાં હું સ્વરાજ્યની સ્થાપના નહિ કરી શકું?"

"શા માટે નહિ કરી શકો?—અવસ્ય કરી શકશો!" અત્યંત રૂપવતી એક કિશોરીએ સજળનયને વીણાના જેવા મધુર કંઠે આ શબ્દો ઉચ્ચારતાં એ ઓરડામાં પ્રવેશ કર્યો. એ નવયૌવનાએ કિરમજી રંગની સોનેરી પાલવવાળી સાડી પહેરેલી હતી. તેના દેહમાંથી ચન્દનની સુગંધિ આવતી હતી. તેના કોમળ હાથમાં પુંષ્પ તથા બિલ્વપત્ર હતાં. એ મનમોહિની સુન્દરી મુક્તકંઠે કહેવા લાગી:— "શા માટે નહિ કરી શકો?—અવસ્ય કરી શકશો! જો હું યથાર્થ સતી હોઉં—મનસા, વાચા અને કર્મણાથી ભગવતીની સાધના આરાધના કરતી હોઉં તો હું અભિમાનપૂર્વક કહું છું કે તમારી આ આશા ફળવતી થશે—મોગલોના હાથમાંથી તમે જ સ્વદેશનો ઉદ્ધાર કરી શકશો!"

પ્રતાપે સજળનયને આગંતુક સુન્દરી તરફ જોયું. કોઈ આશાનાં વચનો સંભળાવી સાંત્વના આપતું હોય એવો તેને ભાસ થયો હતો. પછી તેણે જોયું કે, આશા-મૂર્ત્તિમતી, તેના જીવનસર્વસ્વ સ્વરૂપિણી પદ્મિની હતી!

પદ્મિનીએ કહ્યું:–" પ્રાણાધિક પ્રિયતમ ! આવા એકાન્ત સ્થળે બેસી એકાગ્રદષ્ટિથી આ તસ્વીર તરફ જોઇ શા માટે રુદન કરો છો ?"

પ્રતાપે ઉત્તેજિત હૃદયે એ મનોહારિણી પ્રતિમાના કંઠને વળગી પડીને સહજ સ્વસ્થ થયા પછી કહ્યું:–" પદ્મિનિ ! સાંભળ. આજે આ શયનગૃહમાં બેસી તન્મય ચિત્તે હું આકાશ પાતાળના વિચાર કર્યા કરતો હતો. એવામાં એકાએક મ્હારી દૃષ્ટિ આ તસ્વીર તરફ આકર્ષાઇ. પૂર્વે આ તસ્વીરનું મ્હેં ઘણી વખત દર્શન કર્યું છે; પરંતુ તેથી આજના જેવો ભાવ પૂર્વે કદાપિ મ્હારા અંતરમાં ઉપજ્યો નથી. જો; કૌરવોના અધર્મ યુદ્ધમાં પણ આ વીર બાળક કેવી અદ્દ્‌ભુત તેજસ્વીતાથી પોતાના પરાક્રમનો પરિચય કરાવે છે ! સપ્તરથિમાં સપડાયલો હોવા છતાં કેવા અદ્દ્‌ભુત વીરત્વથી તે પોતાનો માર્ગ સ્વચ્છ બનાવે છે ! આમ હોવા છતાં આ બાળકની ઉમ્મર માત્ર સોળ વર્ષની છે. અર્જુનનો પ્રાણાધિક પ્રિય, સુભદ્રાના નયનનો તારો, બાળિકા ઉત્તરાના જીવનસર્વસ્વ સ્વરૂપ અભિમન્યુ સર્વના સ્નેહ-પાશને છિન્ન કરી હસતો હસતો મૃત્યુને આલિંગન કરે છે ! બીજી તરફથી હું યુવાવસ્થામાં પણ ઘરમાં બેસી રહી આળસુ તરીકે મ્હારા દિવસો વીતાડું છું ! અરેરે ! બંગાળીઓનો પરાધીનતામાંથી કોઇ ઉદ્ધાર નહિ કરી શકે ? પ્રિયા ! એટલા માટે જ આ વીરવરની તસ્વી-રનું દર્શન કરતાં કરતાં મ્હારાં ચક્ષુઓમાંથી અશ્રુજળની વૃષ્ટિ થાય છે. છેવટે જ્યારે ખુલ્લા હૃદયથી રુદન કરીને હું જગજ્જનનીને મ્હારી મર્મવ્યથા જણાવતો હતો ત્યારે ત્હેં આવીને મ્હારું સાંત્વન કર્યું છે !"

પ્રેમમયી પદ્મિનીએ પતિનાં સજળ નયનો પર પોતાનાં નયનો સ્થાપિત કરીને કહ્યું:–" હૃદયેશ્વર ! આ હાથથી ચીતરવામાં આવેલી તસ્વીરના દર્શનથી તમારા અંતરમાં સ્વદેશસાધનાના પ્રચણ્ડ તરંગ

ઉપસ્થિત થયા છે ત્યારે આજે મ્હારા હૃદયની તસ્વીરનું દર્શન કરવાથી તમારો હૃદયસિંધુ કેટલો બધો ઉછળશે તેની કલ્પના હું કરી શકતી નથી ! ”

પ્રતાપે પદ્મિનીને સઘળી હકીકત સ્પષ્ટતાથી કહેવાનો આગ્રહ કર્યો એટલે પ્રફુલ્લમુખી પદ્મિની કહેવા લાગીઃ—“ આ ઘરમાં પ્રવેશ કરતાંની સાથે જ મ્હેં કહ્યું છે કે, તમે જ બંગાળીઓના જીવનનું કલંક દૂર કરશો—તમે જ સ્વદેશને સ્વાધીન કરશો! જો મ્હારાં આ વચનો મિથ્યા ઠરે તો તમે મ્હારા મુખનું દર્શન પણ કરશો નહિ ! ”

પ્રતાપે પ્રેમપૂર્વક પત્નીના અધરોષ્ઠપર ચુમ્બન કરીને કહ્યુંઃ— “ પદ્મિનિ ! ત્હારું પદ્મિની નામ કેવી રીતે સાર્થક થાય છે તે હું જોઇશ ! રજપુત રમણી ભીમસિંહની પદ્મિની જેવી રીતે સતીશિરોમણિ હતી તેવી જ રીતે તું પણ સતી પ્રતિમા છે ! સતીના વાક્યની સત્યતા કેવી રીતે થાય છે તે હું જોઇશ ! ”

પદ્મિનીએ પતિના ચરણોને સ્પર્શ કરીને કહ્યુંઃ—“ જો તમારા ચરણોમાં મ્હારી આંતરિક ભક્તિ હોય તો હું માતા ભવાનીનું સ્મરણ કરીને કહું છું કે, તમે જ સ્વદેશને સ્વાધીન કરી શકશો તથા રાજરાજેશ્વરના નામથી ઓળખાશો ! એ શુભ દિવસ હવે પાસે આવી પહોંચ્યો છે ! ”

આમ કહીને પદ્મિનીએ પતિના હાથમાં માતાના પ્રસાદી—પુષ્પ અને બિલ્વપત્ર આપ્યાં. એ પુષ્પ તેમ જ બિલ્વપત્રનો પોતાના મસ્તક સાથે સ્પર્શ કરીને પ્રતાપે ઉત્તેજિત કંઠે કહ્યુંઃ—“ સતિ ! ત્હારી દેવીપૂજા વૃથા ન થાય એ ધ્યાનમાં રાખજે ! સ્નાન કરી રહ્યા પછી વિશુદ્ધ આચારથી દેવીપૂજા કરી આવીને આજે ત્હેં મ્હને જે અમૃતમય વચન સંભળાવ્યાં છે એવાં અમૃતમય વચનોથી એક માત્ર શંકર

સિવાય બીજું કોઇ મ્હને સંજીવિત કરી શકતું નથી! પ્રાણેશ્વરિ! આ સ્થળ, આ સમય અને તું સ્વતઃ સાક્ષી છે,–હવે હું જોઉં છું કે મ્હારી સાધના કેવી રીતે અલ્પ કાળમાં સફળ થાય છે!"

આ સમયે એ મહિમામયી સાધ્વી રમણીએ અત્યંત દૃઢતાથી કહ્યું–"પ્રાણેશ્વર! ઉપર દેવતા છે–સ્હામે તમે પોતે છો તથા મ્હારા ગર્ભમાં સંતાન છે–એ ત્રણેને સાક્ષી તરીકે રાખીને હું કહું છું કે, તમે શાન્ત થાઓ–તમારા અંતઃકરણની કામના સફળ થશે. કાલે રાત્રે માતા ભવાનીએ મ્હને સ્વપ્નમાં દર્શન આપીને એવું કહ્યું છે, તથા આજે પૂજા સમયે મ્હારી સંપૂર્ણ જાગ્રત દશામાં માતાજીએ સ્પષ્ટ રીતે એ વાત પ્રકાશિત કરી છે!"

આ વચનો સાંભળી આનન્દથી અધીર બની જઇને પ્રતાપે પદ્મિનીને પુનઃ દૃઢતાથી આલિંગન કર્યું, તથા તેના મુખપર ચુમ્બન કરીને કહ્યું:–"પ્રાણેશ્વરિ! ત્હારી માતૃપૂજા સાર્થક થઇ છે–ત્હારી સ્વામીભક્તિ સાર્થક થઇ છે! સતિ! ત્હારા કલ્યાણથી આજે હું કૃતાર્થ તેમ જ ધન્ય થયો છું. હું આશીર્વાદ આપું છું કે, ત્હારા ગર્ભમાંનું સંતાન ત્હારો રત્નગર્ભા તરીકે સર્વત્ર પરિચય કરાવો!"

પછી સહજ સ્વસ્થ થઇને પ્રતાપે કહ્યું:–"પ્રિયા! માતાજીની આ મહા વાણી કોઇ પણ રીતે પ્રકાશિત ન થાય એની તું સાવધાનતા રાખજે!"

પદ્મિનીએ સ્મિતમુખે કહ્યું:–"સ્વામિન્! એ માટે તમે તદ્દન નિશ્ચિંત રહેજો."

# પ્રકરણ ૮ મું.

## વિચારનો સ્ફોટ.

પ્રતાપ બાલ્યાવસ્થામાં હતો ત્યારથી જ તેની મમતામયી માતાનો પરલોકવાસ થયો હતો. વિક્રમાદિત્યે બીજી વખત લગ્ન કર્યું નહોતું. પ્રતાપ તેની કાકી પાસેથી માતૃસ્નેહ મેળવી શકતો હતો. એક દિવસે તેની કાકીએ તેને બોલાવીને કહ્યું:—“ભાઇ! ત્હારાપર મહારાજનો ઘણો વિરક્ત ભાવ જોવામાં આવે છે. તું શિકાર કરવા જાય છે, શંકર, સૂર્યકાન્ત વગેરેની સાથે મલ્લયુદ્ધ કરે છે—હમ્મેશાં બંદુક તલ્વાર લઇ મરજી થાય ત્યાં ફર્યા કરે છે તેથી મહારાજ ત્હારાપર ઘણા નારાજ રહે છે. ત્હારા કાકા ત્હારો પક્ષ સ્વીકારીને જો તેમને કાંઇ કહે છે તો તેથી તેઓ વિશેષ વિરક્ત થાય છે. જો, મ્હારી પાસે તો જેવો રાઘવ છે તેવો જ તું છે; તેથી જ આવાં કાર્યોમાં પ્રવૃત્ત નહિ થવાની હું તને સૂચના કરું છું. અરેરે! તું જ બ્હેનનું માત્ર એકનું એક રત્ન—તેની જીવનસ્મૃતિ છે; તેથી જો ત્હારાપર કોઇ નારાજ થાય છે તો મ્હને ઘણું દુઃખ લાગે છે. બ્હેન સ્વર્ગમાં ગયેલાં હોવાથી તેમને આ સઘળું જોવું પડતું નથી; પરંતુ હવે આવું મ્હારાથી જોવાતું નથી. ભાઇ! હવેથી તું મહારાજની ઇચ્છા વિરુદ્ધ વર્તીશ નહિ.”

પ્રતાપઃ—કાકીબા! હું રાજપુત્ર છું—રાજવંશમાં મ્હારો જન્મ થયો છે તેથી જો હું શિકાર ન કરું, મલ્લયુદ્ધ ન કરું, બંદુક તલ્વારનો ઉપયોગ કરતાં ન શિખું તો કેવી રીતે મ્હારા દિવસો પસાર કરું?

કાકીએ કહ્યું:—“કેમ, મહારાજ તો એમ કહે છે કે, તેમની

આટલી મ્હોટી જમીનદારી હોવા છતાં તું તેની તપાસ કેમ રાખતો નથી ? તેઓ કહે છે કે, ‘ અમે હવે આ સંસારમાં થોડા દિવસ માટે છીએ. વળી બાળકોમાં સર્વથી મ્હોટો પ્રતાપ છે—અમારી ગેરહાજરીમાં યશોહરના રાજપાટની સંભાળ તેને જ રાખવી પડશે. ”

આ વાક્યો સાંભળી પ્રતાપ સહજ હસ્યો. કાકીએ પૂછ્યું:- “ ભાઇ ! તું હસે છે કેમ ? ”

પ્રતાપઃ—કાકી, તમે મ્હારાં માતા સમાન છો. તમારી પાસે મનની વાત મ્હારે શા માટે છુપાવવી જોઇએ ? ‘યશોહરનું રાજપાટ’ એ શબ્દો સાંભળવાથી મ્હને હસવું આવે છે ! મોગલ બાદશાહના અનુગ્રહને ભોગવવા સિવાય એમાં બીજું શું છે ? જે દિવસે બાદશાહનો આ અનુગ્રહ દૂર થશે તે દિવસે આપણી સ્થિતિ અને યશોહરની પ્રજાની સ્થિતિ વચ્ચે કાંઇ ફર્ક રહેશે નહિ. સંપૂર્ણ સ્વાધીન રાજા થયા સિવાય રાજ્ય કેવું ! તેથી જ કાકી, હું મ્હારા વડિલોની વાત સાંભળી હસ્યો છું—એથી આ બાળકનો કાંઈ અપરાધ જણાય તો તે માટે ક્ષમા આપજો—”

કાકીએ કહ્યું:—“ ભાઇ ! વિશેષમાં મ્હેં એમ પણ સાંભળ્યું છે કે, ત્હારા જન્મસ્થાનમાં ખરાબ ગ્રહ પ્રબલ થયા છે. તેનું ફળ—ના, એ વાતનો હું મ્હારા મુખે ઉચ્ચાર સુદ્ધાં કરી શકું તેમ નથી. એટલા માટે જ મહારાજ તથા ત્હારા કાકા તને શાન્તશિષ્ટ થયેલો જોવાને ઇચ્છે છે. ”

આ વાક્યોના ઉત્તરમાં પ્રતાપે હસીને કહ્યું:—“ હા હા—એ વાત ક્વચિત્ ક્વચિત્ મ્હારા સાંભળવામાં પણ આવે છે; છતાં કાકીબા ! હું પિતૃઘાતક નીવડીશ એ વાત તમને સત્ય લાગે છે કે ? ”

આ વખતે કાકી વિચારમાં પડી ગઈ. સહજ લજ્જિત ભાવથી

તેણે કહ્યું:—“ ના ભાઇ ! એ પાપકથાપર હું વિશ્વાસ મૂકતી નથી. મ્હેં જેવું સાંભળ્યું છે તેવું તને કહ્યું છે. અહા ! જેનું મુખ જોવામાં આવતાં શત્રુ પણ મિત્ર બની જાય. તેમ છે તેના હાથે આવું મહા-પાપ થાય એમ હું સ્વપ્નમાં પણ ધારી શકું નહિ. ”

કાકી અને ભત્રિજા વચ્ચે આ પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં વસન્તરાયે એ ગ્રહમાં પ્રવેશ કર્યો. કાકાને જોઇ તેમને નમન કરી પ્રતાપ એક બાજૂએ ઉભો રહ્યો. વસન્તરાયે કહ્યું:–“ પ્રતાપ ! તું ત્હારા સાથીઓનો ત્યાગ કર. મહારાજ ધીમે ધીમે ત્હારાપર વિશેષ વિરક્ત થતા જાય છે. ”

પ્રતાપે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી મૃદુસ્વરે કહ્યું:–“ એ સાથીઓનો શો અપરાધ છે તે આપ વિચારી જુઓ ! ”

વસન્તરાયઃ–મહારાજનું કહેવું એવું છે કે, એમની સોબતથી જ ત્હારા સ્વભાવ તથા ત્હારા આચાર વ્યવહારમાં પરિવર્ત્તન થતું જાય છે. તું સ્વેચ્છાચારી થાય છે. તેઓ એમ કહે છે કે, ‘ જો પ્રતાપ સોબતથી બગડતો ન હોય તો તે મ્હારો પુત્ર હોવા છતાં આવો નિષ્ઠુર કેમ થાય છે ? ’

પ્રતાપે એક નિશ્વાસ મૂકીને કહ્યું:—“ કાકા મહાશય ! મ્હેં નિષ્ઠુરતાનું શું કાર્ય કર્યું છે ? ”

વસન્તઃ—શિકાર કરવાના બ્હાને વિના કારણ પશુ પંખીઓનો જીવ લેવો–વનમાં જઈ અવાચક પ્રાણીઓને હયરાન કરવાં–બંદુક તલ્વારો લઇ ફરવું તથા ‘ સ્વદેશને સ્વાધીન કરીશ–સ્વદેશને સ્વાધીન કરીશ ’ એવા પોકાર કર્યા કરવા–વગેરે મહારાજને ગમતું નથી. તું શાન્ત શિષ્ટ થઇ જમીનદારીના કાર્યમાં ધ્યાન આપે એવી જ તેમની આંતરિક ઇચ્છા છે. તેઓ કહે છે કે, ત્હારે પ્રજાની ફરિયાદો સાંભળી તે

દૂર કરવી જોઇએ, બાદશાહનું યથોચિત સંમાન કરતાં શિખવું જોઇએ. જો તું એમ કરીશ તો તેમનું અવશિષ્ટ આયુષ્ય સુખશાન્તિમાં પસાર થશે !

આ સમયે પ્રતાપે સહજ દૃઢતાથી કહ્યું:—"તેઓ એકલા જ આમ કહે છે કે? આપનો મત મ્હને અનુકૂળ છે ને ?"

વસન્તરાયે મસ્તક હલાવી ઉત્તર આપ્યો:—"ના ના–મ્હારો મત તને અનુકૂળ છે એમ ત્હારે સમજવાનું નથી; હું પણ એ સઘળાં કાર્યો કરવાનો તને નિષેધ કરું છું."

આ સમયે પ્રતાપે સંકુચિત બની જઈ એક નિશ્વાસ મૂકીને કહ્યું:—"કાકા મહાશય! હવે મ્હને એમ લાગે છે કે, માત્ર એક ભગવાન્ સિવાય મ્હારી મદદે બીજું કોઈ નથી! ગમે તેમ હોય–હું એ મહાપ્રભુની સહાયતા મેળવીને મ્હારો માર્ગ અનુકૂળ કરીશ."

વસન્તરાયે આ સમયે પ્રતાપના શરીરપર હાથ ફેરવતાં ફેરવતાં સ્નેહસૂચક સ્વરે કહ્યું:–"ભાઇ! તું વિના કારણ દુરાગ્રહી થઇને સર્વને દુ:ખી કરે છે. પ્રતાપ! આવી બાલ્યાવસ્થામાં તને એવો તે શો અભાવ છે કે જે તું મ્હારી તથા મહારાજ પાસેથી પૂરણ કરી શકે તેમ નથી? કહે જોઇએ કે, ત્હારા મનનો શો વિચાર છે?"

પ્રતાપ:—મ્હારા અંતરનો વિચાર હું પ્રકટ કરીશ તો પણ તે સર્વાંશે આપ સમજી શકશો નહિ.

વસન્ત:–છતાં તું કહે તો ખરો!

આ સમયે પ્રતાપે થોડા કાળ સુધી સ્તબ્ધ રહ્યા પછી કહ્યું:–"કાકા મહાશય! આપની જ્યારે સાંભળવાની જ ઇચ્છા છે ત્યારે હું મ્હારો વિચાર આપના સમક્ષ પ્રકટ કરું છું. મોગલ બાદશાહના અનુગ્રહથી માત્ર યશોહર પ્રદેશપર સત્તા ચલાવી સંતુષ્ટ રહેવું એ મ્હારાથી

સહન કરી શકાય નહિ એવો વિષય છે. મ્હારી ક્ષુધા વિશ્વનો ગ્રાસ કરે એવી હોવાથી તે માત્ર યશોહરની દીનહીન પ્રજાનું લોહી પીને પરિતૃપ્ત થાય તેમ નથી. આ તુચ્છ યશોહરમાં બેસી, સામાન્ય જમીનદારીનો હિસાબ કરી—એ રકમ અન્યને આપી દઇને હું મ્હારા મનને સંતોષી શકું તેમ નથી. મ્હારા એવા સ્વભાવથી કદાચ જો મ્હને આપના સર્વના સ્નેહથી વંચિત થવું પડશે તો મ્હારા દુર્ભાગ્યે હું સર્વના સ્નેહથી વંચિત થવાને તૈયાર છું !"

વસન્તરાયે દુર્ગાનામનું મનમાં સ્મરણ કરી, ભીતિપૂર્ણ દૃષ્ટિથી ચોતરફ જોઇને કહ્યું:–"ત્યારે તું સ્વદેશને સ્વાધીન બનાવી સ્વાધીન નરપતિ તરીકે વિશ્વસંસારમાં પરિચિત થવાની ઇચ્છા રાખે છે કે?"

પ્રતાપે એક નિશ્વાસ મૂકીને કહ્યું:–"આપના આ પ્રશ્નનો સદુત્તર હમણાં હું આપી શકતો નથી,–ભવિષ્યમાં એક દિવસે આપીશ!"

---

## પ્રકરણ ૯ મું.

### પિતાનો નિશ્ચય.

ધીમે ધીમે વસન્તરાયના મનમાં પ્રતાપની કોઠીના ફળાફળની વાર્ત્તાનું સ્મરણ થઇ આવ્યું. યથાક્રમે તેણે પ્રતાપના ભવિષ્યનો પોતાના મનમાં વિચાર કરી જોયો. વિચાર કરતાં કરતાં ભવિષ્યમાં બનનાર બનાવનું તે પોતાની દૃષ્ટિ સમક્ષ જાણે કે દર્શન કરી શકવા લાગ્યો, અને તે સાથે જ વૃદ્ધ વસન્તરાયનું સર્વાંગ કંપી ઉઠ્યું.

વિક્રમાદિત્ય સાથે વસન્તરાયની પ્રતાપ માટે ઘણી વાતચિત થઇ. વિક્રમાદિત્યે પુત્રને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. પુત્ર વિનયપૂર્વક

પિતા પાસે ઉપસ્થિત થયો. વિક્રમાદિત્યે પોતાના મનની સઘળી હકીકત પ્રકાશિત કર્યા સિવાય પુત્રને માત્ર એટલું જ કહ્યું કેઃ—" પ્રતાપ! તને થોડા દિવસ માટે આગ્રા મોકલવાનો મ્હેં વિચાર કર્યો છે. આગ્રામાં આપણો જે મુખ્ય નોકર છે તેનું કાર્ય હવેથી ત્હારે કરવાનું છે. યશોહરનો સઘળો પત્રવ્યવહાર ત્હારી માર્ફત જ સમ્રાટ્‌ને પહોંચાડવામાં આવશે. આગ્રામાં ત્હારે અહીંના પ્રતિનિધિ તરીકે રહેવાનું છે. તેથી ત્હારું ભવિષ્ય અત્યંત ઉજ્વળ થવાની સંભાવના છે. સમ્રાટ્ અકબર ગુણગ્રાહી તથા ધર્મપરાયણ છે. તેનું અંતઃકરણ ઉચ્ચ ભાવનાઓથી પરિપૂર્ણ છે. જો તું વિશેષ કાર્યકુશળતા દર્શાવી સમ્રાટ્ અકબરના અંતરાત્માને પ્રસન્ન કરી શકીશ તો ભવિષ્યમાં એક મહાન્ પુરુષ તરીકે પ્રખ્યાતિ મેળવી શકીશ. વળી જીવનના મૂલ્યવાન્ સમયે તું ઘરમાં બેસી રહીને ત્હારો સમય આળસમાં વીતાડે એ બિલ્કુલ હિતાવહ નથી. દેશભ્રમણથી ત્હારા જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થશે, અને ત્હારું અંતઃકરણ પણ ક્રમે ક્રમે ઉદાર થશે. હું શુભ દિવસ નક્કી કરીને તું નિર્વિઘ્ને આગ્રા જઇ શકે એ માટે સઘળી ગોઠવણ કરીશ. તું પણ તૈયાર થઈ રહેજે."

પિતાનાં વચનોનો બિલ્કુલ પ્રતિવાદ કર્યા સિવાય ધીમેથી એક નિશ્વાસ મૂકી પ્રતાપે કહ્યુંઃ—"જેવી આજ્ઞા." પછી તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યુંઃ—" હે મંગળમય પરમેશ્વર! તમે જે કાંઇ કરો છો તે જીવ જગતના કલ્યાણાર્થે જ કરો છો. એવો જે મ્હારો વિશ્વાસ છે તે સદૈવ મ્હારા મનમાં સ્થિર થઇ રહે તેમ કરજો!"

પ્રતાપના ત્યાંથી વિદાય થયા પછી વસન્તરાયે અંતરના ઉંડાણમાંથી એક નિશ્વાસ મૂકીને કહ્યુંઃ—" વડિલ બંધુ! ગમે તેમ પણ પ્રતાપ હજી સુધી બાળક છે. એટલા બધા અંતરે આવેલા આગ્રા રાજ્યમાં જઇ તે નિશ્ચિંતતાથી રહી શકશે કે? વળી આગ્રા એક મહાન્ રાજ-

નૈતિક ક્ષેત્ર છે. કૂટબુદ્ધિ અમીર ઉમરાવો વિવિધ પ્રકારના પ્રાપંચિક ઉપાયોથી પોતાના પ્રભુત્વને દૃઢ કરવાના પ્રયત્નમાં પ્રવૃત્ત રહે છે. એવા રાજદરબારમાં પ્રતાપ જેવો એક બાળક પોતાના બુદ્ધિબળથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે એ શું આપને સંભવિત્ત લાગે છે? આમ હોવાથી જ આ વિષયનો વિશેષ ઉંડો વિચાર કરવામાં આવે તો સારું."

વિક્રમાદિત્યઃ—ભાઈ વસન્તરાય! જે વિચાર કરવાનો હતો તે મ્હેં કર્યો છે. પ્રતાપને દૂર દેશમાં મોકલ્યાં સિવાય બીજું કાંઇ કરવું મ્હને ઠીક લાગતું નથી. એને આંગ્રા મોકલવાથી મ્હને પણ દુઃખ થશે; પરંતુ તેમ કર્યાં સિવાય છુટકો નથી. દિવસે દિવસે એ વિશેષ સ્વેચ્છાચારી થતો જાય છે. લોકોના મુખમાંથી એના આચાર વ્યવહાર માટે ભિન્ન ભિન્ન પ્રકારની વાતો સાંભળવામાં આવે છે; તેથી મ્હને એનું પરિણામ ઠીક લાગતું નથી. શું વૃદ્ધાવસ્થામાં છેવટે પોતાના જ પુત્રને હાથે આ પ્રાણનો નાશ થશે?

થોડા સમય સુધી વિક્રમાદિત્યે નિસ્તબ્ધ રહ્યા પછી પાછું કહેવા માંડ્યું:—"વળી તમારી પાસે તેણે પોતાના મનનો જે વિચાર દર્શાવ્યો છે તેથી મ્હારી શંકા વિશેષ દૃઢ થઇ છે."

વસન્તરાયે કહ્યું:—"પરંતુ ભાઇ! પ્રતાપને જોતાં તેનાં વચન પર વિશ્વાસ મૂકી શકાતો નથી. તેની વિશાળ છાતી, આજાનુલંબિત બાહુ, તેજસ્વી નયનયુગલ, સર્વ સુલક્ષણયુક્ત રાજોચિત મુખચંદ્ર—એ સર્વનું દર્શન કરતાં એવા સુન્દર રૂપમંદિરમાં પિશાચનો નિવાસ હોય એ સર્વથા અશક્ય લાગે છે."

વિક્રમાદિત્યઃ—એ તો હું પણ જાણું છું. એકના એક પુત્રને દૃષ્ટિથી દૂર કરવામાં આવતાં મ્હારું ચિત્ત અશાન્ત બની જશે એ

સુદ્ધાં હું વિચારી શકું છું; છતાં ભાઈ! ક્વચિત્ તેના ભયંકર ભવિષ્યનું જ્યારે સ્મરણ થઇ આવે છે ત્યારે હું મ્હારા વિચાર પ્રમાણે વર્તવામાં જ શ્રેયનો સમાવેશ થયેલો સમજું છું.

પછી કાંઇ વિચાર કરીને વિક્રમાદિત્ય પાછો કહેવા લાગ્યોઃ– “ભાઇ વસન્તરાય! એ પણ તમે બરાબર જાણજો કે, જો પ્રતાપના લલાટમાં વિધાતાએ મહા સંમાન લખી રાખ્યું હશે–જો પ્રતાપ એક દિવસે સમસ્ત બંગાળાનો સ્વાધીન મહારાણો થઇને રાજરાજેશ્વર તરીકે ઓળખાવાનો હશે તો મ્હેં પોતે જ એના એ માર્ગને અનુકૂળ કરી આપ્યો છે, અથવા તો વિધાતાએ મ્હને એવી બુદ્ધિ આપી છે. નહિ તો આટલા કાળ પછી તેને આગ્રા મોકલવાનો વિચાર મ્હારા મનમાં ક્યાંથી ઉપજે? મ્હેં પ્રતાપને સમ્રાટ્ અકબર પાસે મોકલવાનો જે નિર્ણય કર્યો છે તેનું પરિણામ કેવું આવશે એ હમણાં કોણ કહી શકે તેમ છે? ભાઈ! મ્હને એમ લાગે છે કે, એક ઉદ્દેશ સિદ્ધ કરવા જતાં પ્રતાપના એક મહાવ્રતના ઉદ્યાપનનો માર્ગ મ્હેં અનુકૂળ કર્યો છે. સ્વાભાવિક રીતે જ પ્રતાપ તેજસ્વી, કાર્યતત્પર અને બુદ્ધિમાન્ છે–શહેનશાહ અકબર તેને કેવી દૃષ્ટિથી જોશે એ હાલ તરત કોણ કહી શકે તેમ છે! જુઓ, મનુષ્ય વિચારે છે અને વિધાતા કાર્ય કરે છે. માનવ ઘડે છે અને દેવતા ભાંગે છે. કદાચ વિધાતા પ્રતાપને તેના મહાવ્રતની સાધના કરવાની અનુકૂળતા આપવાના ઉદ્દેશથી જ આગ્રા લઈ જતા હશે તો તે કોણ જાણે છે! પ્રતાપના જેવા સર્વ સુલક્ષણસંપન્ન પ્રતિભાવાન્ યુવકનું શહેનશાહ અકબર સાથેનું મિલન વૃથા નહિ થાય એમ હું ધારું છું. વસન્તરાય! હું શું કરી શકું તેમ છું? મહાજનોએ જે કાંઈ કહ્યું છે તે જ સાર છે—તે જ સત્ય છે;—

'त्वया हृषिकेश ! हृदि स्थितेन,
यथा नियुक्तोऽस्मि तथा करोमि ।'

ધર્મપ્રાણ વસન્તરાય પણ ભક્તિગદ્ગદ અંતરથી પોતાના મન સાથે બોલ્યો કે,—

"त्वया हृषिकेश हृदि स्थितेन
यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥"

## પ્રકરણ ૧૦ મું.

### વિદાય.

પ્રતાપે તેના સુખદુઃખની સમભાગિની, ચિત્તની શાન્તિદાયિની, પ્રાણોપમા પત્ની પદ્મિની પાસે પિતાના આદેશ પ્રકટ કરીને કહ્યું:—"પ્રિયતમે ! હવે મ્હને વિદાય આપ. જો માતાજી મ્હારી અભિલાષા પૂર્ણ કરશે તો જ પુનઃ હું સ્વદેશમાં આવીશ; નહિ તો આપણી આ છેલ્લી મુલાકાત છે."

પદ્મિનીએ સજળનયને તથા ગદ્ગદ કંઠે કહ્યું:—"પ્રાણેશ્વર ! આવા અમંગળ શબ્દોનો ઉચ્ચાર કરશો નહિ. તમે સફળમનોરથ થઇને હસતા હસતા પુનઃ આ ચરણસેવિકા પાસે ઉપસ્થિત થશો એવી મ્હારી ખાત્રી છે. અરેરે ! જેને માતા નથી હોતી તેનું સંસારમાં કોઇ નથી ! જો માતાજી હયાત હોત તો મહારાજ આજે તમને દૂર દેશમાં મોકલવાની વાત મુખમાંથી ઉચ્ચારી પણ શકત કે ?"

પ્રતાપે પ્રેમાતિશયથી પદ્મિનીના અધરોષ્ઠપર ચુમ્બન કરીને કહ્યું:—"સતિ ! એ માટે શોક કરીશ નહિ—કાર્યોદ્ધાર માટે ત્હારી

પ્રતિમાને કલ્પનાબળથી હૃદયમાં સ્થાપિત કરીને હું અગાધ સમુદ્રના જળમાં પણ પ્રવેશ કરી શકું તેમ છું,–થોડા કાળ માટે વિદેશમાં રહેવું એ તો એક સામાન્ય વિષય છે! ચંદ્રમુખિ! ત્હારું પ્રેમમય મુખ જોઇ હું મ્હારું સઘળું દુઃખ ભૂલી જાઉં છું,–પિતાના આ નિષ્ઠુર વ્યવહારને પણ હું ભૂલી જઇશ. મ્હેં તો ઘણી વખત તને કહ્યું છું કે, જ્યાં સુધી હું સંપૂર્ણ સ્વાધીન નહિ થઇ શકું ત્યાં સુધી કુટુંબ સુખ ભોગવવાનું મ્હારા ભાગ્યમાં લખાયલું નથી. જો, પિતાજી અને કાકા મહાશય નિરંતર મ્હને સંદેહયુક્ત દૃષ્ટિથી જુએ છે. મ્હારા જન્મકાળના કેટલાક એવા ગ્રહ તેમના જોવામાં આવ્યા છે કે જેથી તેમનો સંશય બિલ્કુલ દૂર નહિ થતાં ઉત્તરોત્તર વધતો જાય છે. વળી જો ખરી રીતે જ મ્હારા ભાગ્યમાં પિતૃહત્યાનું મહા પાપ લખાયલું હશે તો તે આવા માનવી પ્રયત્નોથી નિષ્ફળ થઇ શકશે કે ?"

સાધ્વી સહધર્મિણીએ કરુણાપૂર્ણ દૃષ્ટિથી પતિના મ્હોં તરફ જોઈ રહીને કહ્યું:–" હું શું કહું ? એ વડિલ જનોની નિન્દા કરી પાપનો સંચય કરવાને હું ઇચ્છતી નથી; છતાં તેઓ તમારા જેવા નિષ્કલંક પૂર્ણચંદ્ર ઉપર આવા ભીષણ કલંકને કેમ મૂકે છે ? પ્રિયતમ ! એટલા માટે જ તેઓ તમારો કૌશલથી આ યશોહર રાજ્યમાંથી બહિષ્કાર કરે છે કે ? જો તેમ જ હોય તો જેવી તમારી ગતિ તેવી જ આ ચરણસેવિકાની ગતિ ! આ દાસીને તમે તમારી સાથે લઇ જાઓ."

પ્રતાપે કિંચિત્ મ્લાન મુખે કહ્યું:–" ના પ્રિયા ! હમણાં તું મ્હને આવો આગ્રહ કરીશ નહિ. એમની જેમ ઇચ્છા હોય તેમ એમને કરવા દે. મ્હારી એવી ખાત્રી છે કે, આટલા કાળના અંતરે મ્હારી કાળરાત્રિ પૂર્ણ થઈ છે ! આ યશોહરના સામાન્ય રાજપાટને હું અત્યંત તુચ્છ સમજું છું. આત્મબળથી તથા ઇશ્વરકૃપાથી એક દિવસે

હું એક એવા રાજ્યનો અધીશ્વર થઈશ કે જેના પ્રભાવથી, સેંકડો વીર, હજારો યોદ્ધા તથા લાખો નરનારીઓ હૃદયપૂર્વક પ્રીતિની પુષ્પાંજલિનો મ્હને ઉપહાર આપશે ! એ અતુલ સૌભાગ્યના અધિકારી થવા માટે મા જગજ્જનની મ્હને બોલાવે છે ! પ્રાણેશ્વરિ ! ત્હારા કલ્યાણથી જ માતાજીની આ મહાવાણી હું સાંભળું છું. સતિ ! તું ધૈર્ય ધારણ કરીને થોડા કાળ માટે અત્રે જ રહે. કાર્યોદ્ધાર કરી હું સત્વર અત્રે પાછો આવી પહોંચીશ."

પદ્મિની બીજું કાંઇ બોલ્યા સિવાય સજળનયને બીજા ઓરડામાં જઇને છ માસના એક સુકોમળ શિશુને લઈ આવી, તથા એ બાળક તેણે પ્રતાપના હાથમાં આપ્યું. પ્રતાપે એ શિશુના કોમળ અધરપર ચુંબન કરીને કહ્યું:–" પ્રાણેશ્વરિ ! મ્હારી ગેરહાજરીમાં આ શિશુ ત્હારું સાંત્વનાસ્થળ થશે. આ શિશુને ઉદ્દેશીને પૂર્વે એક દિવસે મ્હેં તને જે આશીર્વાદ આપ્યો હતો એ આશીર્વાદ નિષ્ફળ નહિ થાય એવો મ્હને વિશ્વાસ છે. એની આકૃતિ બરાબર ત્હારા જેવી જ છે. આવું મળતું મ્હેં કોઈ સ્થળે મ્હારા જોવામાં આવ્યું નથી. આ પુત્રે મ્હારા સૌભાગ્યોદયની સૂચના કરી છે–તેથી હું એનું નામ **ઉદયાદિત્ય** રાખું છું. ઉદયને પાસે રાખી તું સર્વે પ્રકારે નિશ્ચિંત રહેજે !"

ત્યાર પછી પ્રતાપ તેના પ્રાણોપમ બંધુ શંકર તથા સૂર્યકાન્તને મળ્યો, તથા આગ્રાના પ્રવાસનો સઘળો બંદોબસ્ત કરી ઠરેલા દિવસની તે રાહ જોવા લાગ્યો. કાળ કાંઇ કોઇની રાહ જોઇને બેસી રહેતો નથી. નક્કી કરવામાં આવેલો દિવસ ઉપસ્થિત થયો. પ્રતાપે સર્વેની પાસેથી વિદાય લીધી. ઘેરથી નીકળતાં પૂર્વે તેણે અંતઃપુર તરફ આવેલા દેવાલયમાં પ્રવેશ કર્યો. ભક્તિપૂર્વક માતા ભવાનીનું ધ્યાન ધરીને તેણે સ્વગત કહ્યું:–" મા ! આ ભક્તની મનોકામના

પૂર્ણ કરજો. જનનિ ! જન્મભૂમિની દુર્દશાના દૂર કરવાના ઉદ્દેશથી, અંતરમાં અતિ ઉચ્ચ આશા લઇને આજે હું સ્વદેશમાંથી એક રીતે નિર્વાસિત થાઉં છું. માતાજી, આ રંક ભક્તનું સંમાન સાચવજો. કાર્યોદ્ધાર કરી અત્રે આવી મ્હને તમારી પૂજા કરવાનો યોગ આપજો. તમારૂં કાર્ય તમે જ કરજો. વળી જો તમે મ્હને વિડંબિત કરશો તો હું અત્રે પાછો આવીશ નહિ, અને તમારી પૂજા પણ કરીશ નહિ. માતાજી, જ્ઞાનોદય થયો ત્યારથી જ હું જનનીનું મ્હોં જોઇ શક્યો નથી. તમે જ મ્હારાં સ્નેહમયી, કરુણામયી અને દયામયી માતા છો. તમારા સિવાય આ તમારા સંતાનની અભિલાષા કોણ પૂર્ણ કરશે ?"

આટલું બોલતાં બોલતાંમાં પ્રતાપનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. પ્રતિમા મૂર્તિનાં નેત્રોમાં પણ જાણે કે, અશ્રુજળ ભરાઇ આવ્યું. એ અશ્રુજળ કેવું હતું તેની ખરેખરા ભક્ત સિવાય બીજું કોઇ કલ્પના કરી શકે તેમ નથી. પ્રતાપ સમજી શક્યો કે, માતા ભવાનીએ તેની પ્રાર્થના સાંભળી છે. આશાતુર હૃદયે તે મંદિરમાંથી બ્હાર નીકળ્યો.

મંદિરના દ્વાર પાસે ઉપસ્થિત થતાં પ્રતાપ બીજી એક મોહિની મૂર્ત્તિને જોઇ શક્યો. ક્ષણકાળ સુધી ઉભય ઉભયના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યાં. પરસ્પર પરસ્પરને ગાઢ આલિંગન કરી પરસ્પરના મુખનું ચુમ્બન કરવા લાગ્યાં. પ્રતાપે સંકેતથી એવું કહ્યું કે, "સતિ ! ત્હારી ભગવતીપૂજા સાર્થક થઇ છે—માતાજી પ્રસન્ન થયાં છે !"

પ્રતાપ વિદાય થયો. બંગાળાના સૌભાગ્યસૂર્યનો ઉદય થવાની સૂચના થઇ. પ્રકૃતિ પોતાના કાર્યના ઉદ્ધારાર્થે પોતાના પુત્રને અન્ય સ્થળે લઇ જવા લાગી.

પ્રાણોપમ બંધુ શંકર અને સૂર્યકાન્ત પ્રતાપના સાથી થયા. તેઓ ત્રણે જણા એક સુન્દર નૌકામાં બેઠા. માણસો તથા અન્ય ઉપયોગી

સામગ્રી સાથે લઇ તેઓ છેલ્લી નૌકામાં બેઠા. યશોહરનાં આબાલવૃદ્ધ વનિતા યમુનાનાં તીરપર ઉભાં રહી સજળનયને પ્રતાપ તરફ જોઇ રહ્યાં. વૃદ્ધ રાજા વસન્તરાય પ્રિયતમ ભત્રિજાને થોડે સુધી નૌકામાંગે પહોંચાડી ચિંતાતુર ચિત્તે યશોહર તરફ પાછો ફર્યો.

આવી રીતે પ્રતાપના જીવનનાટકના એક અંકની પરિસમાપ્તિ થઇ.

# દ્વિતીય ખણ્ડ—મધ્યાન્હ.

## પ્રકરણ ૧ લું.

### વિદેશગમન.

સુવિસ્તૃત સુસજ્જિત નૌકામાં બેસી પ્રતાપ પોતાના સહચરો સાથે ભાગીરથીની બન્ને બાજુનું દર્શન કરતો આગ્રા તરફ આગળ વધવા લાગ્યો. વિશાળ ગંગામાં પ્રત્યેક ક્ષણે અસંખ્ય તરંગો ઉપસ્થિત થઈ તત્કાળ વિરામી જતા હતા. સૂર્યનાં કિરણો જળમાં નૃત્ય કરતાં હતાં.

જળમાર્ગે પ્રવાસ કરવાથી સ્વાભાવિક રીતેજ આનન્દ થાય છે. તદુપરાંત પ્રતાપ આજે જીવનનું જે ઉચ્ચ લક્ષ્ય સફળ કરવાના સદુદ્દેશથી અગ્રેસર થતો હતો એ લક્ષ્યના ગંભીર વિષયની આલોચનાથી, બંધુયુગલની આંતરિક અકપટ સહાનુભૂતિથી એ આનન્દ સેંકડોગણો વધી ગયો. ઉપર ઉદાર અનન્ત આકાશ આવેલું હતું, અને નીચે તરંગરંગમયી પરમ પુણ્યમયી ભાગીરથી મધુર સંગીત ગાતી ગાતી અગ્રગામિની થતી હતી. આ સ્થળે જનમાનવનો અશાન્તિ

ઉત્પન્ન કરનાર કોલાહલ નહોતો, સંસારની શઠતા નહોતી. આ પરમ પવિત્ર પુણ્યતીર્થ સ્થળે આવતાં મનુષ્ય પોતાની ક્ષુદ્રતાનું વિસ્મરણ કરી પરમાનન્દ અનુભવી શકે તેમ હતું. મહાપ્રાણ પ્રતાપ આટલા દિવસ સુધી સંદેહના નિકૃષ્ટ કારાગૃહમાં કેદી થઇ પડીને જે અસહ્ય કષ્ટ અનુભવતો હતો એ કષ્ટ આજે દૂર થઇ ગયું. પિંજરમાં સપડાયલું પક્ષી આજે પિંજરમાંથી મુક્ત થઈ ઇચ્છાનુસાર આકાશમાં ઉડવા લાગ્યું.

સમયને સમજી જઇ ધર્મપ્રાણ શંકર પોતાના અમૃતમય કંઠે ગાવા લાગ્યો કેઃ—

"દીન પર દયા કરો ભગવાન;
તમારા ચરણમાં જીવન મરણમાં
અર્પી રાખું મમ પ્રાણ......દીન.
તરંગ તુફાને તણાઇ ન જાઉં,
હરનિશ ગુણ તમારા ગાઉં,
સુખ દુઃખ સઘળું તમને જણાવું,
એવું કરો વિભુજી વિધાન.........દીન."

સંગીત સાંભળી પ્રતાપ અને સૂર્યકાન્ત આનન્દિત અને આશ્વસ્ત થયા. પછી ત્રણે બંધુ વચ્ચે વિવિધ પ્રકારની વાતચિત ચાલવા લાગી. પ્રતાપે કહ્યું:—"ભાઇ શંકર,—અને ભાઇ સૂર્યકાન્ત! આટલા દિવસ પછી દેવતા આપણાપર પ્રસન્ન થયા હોય એમ મ્હને લાગે છે. આપણા જીવનવ્રતના ઉદ્યાપનનો માર્ગ સ્વચ્છ થયો હોય એવી જ મ્હારી ધારણા છે."

વળી થોડા સમય સુધી ચુપ રહ્યા પછી સહજ હસીને તેણે કહ્યું:—"જુઓ, વૃદ્ધાવસ્થાને લીધે મ્હારા પિતાજીને હિતાહિતનું જ્ઞાન

રહ્યું હોય એમ લાગતું નથી. હવે તેમને મૃત્યુનો ઘણો ભય લાગે છે. એ ભય એટલો બધો પ્રબળ થઇ પડયો છે કે, હું પિતૃઘાતક નીવડીશ એવા અશક્ય સંદેહને આધીન થઇને તેમણે જનની જન્મભૂમિમાંથી મ્હને બહિષ્કૃત કર્યો છે. આ ષડ્યંત્રના મુખ્ય નાયક મ્હારા પિતૃવ્ય છે એવું હું સમજી શક્યો છું. ભલે તેમણે તેમને જેમ ઠીક લાગ્યું છે તેમ કર્યું છે; પરંતુ હવે હું મ્હારી મહત્વાકાંક્ષાને ફળવતી કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરીશ. પિતાજી તથા કાકા મહાશયનું આ કપટ કારસ્થાન મ્હારા માટે સારું જ નીવડશે એમ મ્હને લાગે છે."

વાયુ અનુકૂળ હોવાથી નૌકા ઝડપથી માર્ગક્રમણ કરવા લાગી. પ્રતાપ, શંકર અને સૂર્યકાન્ત નૌકાના ઉપરના ભાગમાં બેસી સ્વદેશની સ્થિતિનું દર્શન કરવા લાગ્યા. ત્રણે જણા એક જ વિષયની આલોચના કરવામાં નિયુક્ત થયેલા હતા. કેવી રીતે સમસ્ત બંગાળા પુનઃ સ્વાધીન થઈ શકે–ક્યા ઉપાયથી સુવર્ણભૂમિ બંગાળામાં બંગાળીઓનાં આધિપત્યનો વિસ્તાર થઇ શકે–ક્યા કોશલથી વીર બંગાળીઓ પ્રબળ શક્તિશાળી મોગલોની વિરુદ્ધ અસ્ત્ર ધારણ કરી, સમસ્ત જગતને બંગાળીઓના બાહુબળનો પરિચય કરાવી પોતાના નામની વિજયપતાકા ઉડાવી શકે એ વિષયો પરત્વે ત્રણે બંધુઓ એકાગ્રચિત્તે આલોચના કર્યા કરતા હતા.

જોત જોતાંમાં નૌકા ગૌડ* નગરની સરહદમાં ઉપસ્થિત થઇ.

* "The name of Gauda of Gaur is, I believe, derived from Guda or Gur, the common name of molasses or raw sugar, for which this Province has always been famons."

—*Cunningham's Archæcological Survey of India Reports, Vol. XV.*

આ ગૌડ પૂર્વે એક દિવસે બંગાળાની મુખ્ય રાજધાની હતું. એક દિવસે આ ગૌડનો પ્રતાપ અને પ્રતિષ્ઠા સમસ્ત વિશ્વમાં વ્યાપ્ત થયેલાં હતાં. હિન્દુ નરપતિઓના આધિપત્ય સમયે આ મહા નગરી જ્ઞાનમાં, વિજ્ઞાનમાં, શિલ્પમાં, સૌન્દર્યમાં તથા ઐશ્વર્યમાં ઘણી ઉન્નતિએ પહોંચેલી હતી; પરંતુ અરેરે ! એનાં એ દિવસોનો હમણાં અંત આવી ગયો છે. કાળચક્રના અનિવાર્ય પરિવર્તનથી એ સ્થાન હમણાં સ્મશાન સમાન બની ગયું છે.

આ સઘળી પૂર્વસ્થિતિનું સ્મરણ થઇ આવતાં પ્રતાપ સજળનયને બન્ને બંધુઓને ઉદ્દેશીને કહેવા લાગ્યો:—"ભાઇ શંકર અને સૂર્યકાન્ત ! શું કરવાથી હિન્દુઓ પોતાની પૂર્વ સ્થિતિને પ્રાપ્ત કરી શકે તેમ છે ? શું કરવાથી બંગાળાના એ શુભ દિવસો પુનઃ ઉપસ્થિત થઇ શકે તેમ છે ? જુઓ, આ ગૌડ નગરની પૂર્વે એક દિવસે કેવી અસામાન્ય શોભા હતી ? આજે તેનું કેવું ભયંકર પરિવર્તન થઈ ગયું છે ! માત્ર ગૌડ નહિ પરંતુ સમસ્ત બંગાળા દેશ—હિન્દુસ્તાનનો સર્વશ્રેષ્ઠ અંશ હમણાં મોગલોની આધીનતાના બંધનમાં બંધાયલો છે. હિન્દુ વીરો હમણાં શૌર્ય, વીર્ય, માન, અભિમાન વગેરેનો ત્યાગ કરી મોગલોના દાસત્વને જ જીવનનું પરમ કર્તવ્ય સમજી બેઠા છે. જે એ ચાર હિન્દુ રાજાઓ છે તેઓ માત્ર નામના જ રાજા છે—મોગલ શાહેનશાહના અનુગ્રહથી જ તેઓ રાજસત્તા ચલાવી શકે છે. તેઓ યુદ્ધનાં ઉતરી સ્વદેશને સ્વાધીન કરવા માટે સર્વથા ઉદાસ છે. આવી સ્થિતિમાં મ્હારી ઉચ્ચ અભિલાષા સફળ થશે કે કેમ એ તો કેવળ ઇશ્વર જાણે છે."

વીર પ્રતાપનું વીર હૃદય ક્ષણ કાળ માટે આશાથી તથા ક્ષણ કાળ માટે નિરાશાથી અસ્થિર થઈ જવા લાગ્યું. આ સમયે ધૈર્યવાન્

શંકરે કહ્યું:–" ભાઈ પ્રતાપ ! અંતઃકરણપૂર્વક ઇષ્ટદેવને જે પ્રાર્થના શુદ્ધ બુદ્ધિથી કરવામાં આવે છે તે અવશ્ય પૂર્ણ થાય છે. કયા ઉપાયથી કેવી રીતે એ પૂર્ણ થાય છે તે માત્ર ઇષ્ટદેવ જ જાણે છે. જો આપણે તેનો આગળ પાછળનો વિચાર કરવા બેસીએ છીએ તો અંધકાર સિવાય બીજું કાંઇ જોઇ શકતા નથી."

પ્રતાપઃ–ખરું છે, એમાં કિંચિન્માત્ર પણ સંદેહ નથી; છતાં ભાઇ! તું જાણે છે કે,–જ્યાં સુધી મનમાં એક પ્રકારનું પ્રબળ બળ હું મેળવી શકીશ નહિ ત્યાં સુધી અટલ આસ્થાથી મ્હને પોતાને સ્થિર રાખી શકીશ નહિ.

શંકરઃ–હવે સત્વર અટલ આસ્થા મળશે. મ્હને એમ લાગે છે કે, શહેનશાહની મુલાકાત આપણી સર્વ અભિલાષાને પૂર્ણ કરશે.

પ્રતાપઃ–એ આશાને અંતરમાં સ્થાન આપીને જ મ્હેં જન્મભૂમિનો ત્યાગ કર્યો છે. માતા ભવાનીએ પણ જાણે કે મ્હારા કાનમાં એ જ વાત કહી છે; છતાં મન સંશયયુક્ત રહે છે ! ના ભાઇ ના, હજી સુધી હું ત્હારી માફક જગજ્જનનીના ચરણમાં સંપૂર્ણ રૂપે આત્મસમર્પણ કરતાં શિખ્યો નથી. માતાજી મ્હને મનોબળ આપે એવી અનન્ય ભાવથી મ્હારી તેમને પ્રાર્થના છે.

નૌકા ઝડપથી ચાલી જતી હતી. યથા સમયે નૌકા આગ્રા નગર નજીક જઇ પહોંચી. હિન્દુઓનું અધઃપતન અને મોગલોના પૂર્ણ અભ્યુદયનો દેખાવ ત્રણે સ્વદેશભક્ત યુવકોના અંતરાત્માને વ્યથિત કરવા લાગ્યો. પ્રતાપ પોતાના મન સાથે કહેવા લાગ્યોઃ– "અરેરે! આ કેવું દુર્ભાગ્ય ! આ જેમનો દેશ છે–જેમની જન્મભૂમિ છે તેમને ખાવાને અન્ન મળતું નથી–પહેરવાનાં વસ્ત્રો મળતાં નથી અને જેઓ વિજેતા છે, બળવાન્ છે તેઓ જ ભાગ્યના

ઐશ્વર્યથી વિહ્વળ બની ગયા છે. સ્વાધીનતાના લીલાક્ષેત્ર, વીરત્વના સજીવ સ્થાન, પૃથિવીના નન્દન કાનન–હિન્દુસ્તાનની આ કેવી હૃદય-વિદારક દુર્દશા થયેલી છે! હિન્દુઓ ઉપર ઇશ્વરનો શા માટે ભીષણુ અભિશાપ છે! હે ઇશ્વર! હે મંગળમય પરમાત્મા! તમારી સૃષ્ટિમાં આવું શા માટે બને છે? આ દુઃખનો અંત આવે એવો એક પણુ ઉપાય નથી કે શું? વિજયી જાતિ અન્ય જાતિને તિરસ્કારયુક્ત દૃષ્ટિથી શા માટે જુએ છે? શું આ પતિત હિન્દુ જાતિનો પુનઃ ઉદ્ધાર નહિ થઇ શકે? શું પુનઃ હિન્દુ જાતિ સિંહ બળથી બળવાન્ બનીને મોગલોની વિરુદ્ધ તલ્વાર નહિ ઉંચકી શકે? પુનઃ શું સઘળા હિન્દુઓ એકત્રિત થઇને ગૃહવિચ્છેદનું વિસ્મરણુ કરી સ્વદેશને સ્વાધીન કરવાને સમર્થ નહિ થઇ શકે? ઉન્નતિ અવનતિ, હ્રાસ વૃદ્ધિ, પ્રકાશ અંધકાર–એ સર્વે તો તમારા નિયમ છે; છતાં હિન્દુઓના ભાગ્યમાં તમારા એ નિયમ કેમ ખરા નીવડતા નથી?"

પ્રતાપનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. શંકર અને સૂર્યકાન્તના મનની પણુ પ્રતાપના જેવી જ સ્થિતિ હતી. તેઓ પણુ વારંવાર ગાઢ નિશ્વાસ મૂકી પરમાત્માના–સર્વાંતર્યામીના ચરણોમાં પોતાની હૃદયવ્યથા નિવેદન કરતા હતા.

યથાસમયે ત્રણે બંધુ આગ્રા જઇ પહોંચ્યા. આટલા દિવસે તેમના ભાવનામય જીવનનું કર્મમય જીવનમાં રૂપાંતર થયું.



# પ્રકરણ ૨ જું.

## આગ્રાનો રાજદરબાર.

શુભ દિવસે, શુભ ક્ષણે વિવિધ પ્રકારની મૂલ્યવાન્ સામગ્રીસહ —વીરવર પ્રતાપ શહેનશાહ અકબરના રાજદરબારમાં ઉપસ્થિત થયો. અત્યાર સુધી તે પોતાના મન સાથે જે સ્થાનની કલ્પના કરતો હતો તે સ્થાનનો પ્રત્યક્ષ દેખાવ આજે તેના જોવામાં આવ્યો. એ દેખાવ જોવામાં આવતાં તેના મનમાં એક નવીન ભાવ ઉત્પન્ન થયો. કોઇ જાણી શકે નહિ એવી રીતે ક્ષણ કાળ માટે તે કંપી ઉઠયો.

આ દરબાર મોગલકુળતિલક શહેનશાહ અકબરનો હતો. જો કે સામાન્ય જનોની દૃષ્ટિએ એ દરબારનું સૌન્દર્ય સ્વર્ગીય સૌન્દર્ય જેવું લાગતું હતું; પરંતુ પ્રતાપને તેથી વિરુદ્ધ ભાસ થયો. તેણે જોયું કે, દરબારના શિરોદેશપર આવેલું મણિમુક્તાજડિત ચન્દ્રાતપ–હજારો હિન્દુઓના લોહીથી બનેલું હતું. શહેનશાહનું સુવર્ણમય સિંહાસન–અસંખ્ય નર નારીઓના શોકાશ્રુજળથી તૈયાર થયું હતું. વળી જે વિજયમુકુટ મસ્તકપર ધારણ કરી રાખી અકબર સમસ્ત ભારતવર્ષનો કર્ત્તા હર્ત્તા તથા ભાગ્ય વિધાતા બન્યો હતો એ મણિરત્નજડિત મુકુટ –સ્વાધીનતાનું એ ઉજ્વળ ચિહ્ન નજરે પડતાં વીરવર પ્રતાપના અંતરમાં દારુણ દાવાનળ સળગી ઉઠયો; છતાં તેણે પોતાના મનોભાવને મુખપર પ્રકટ થવા દીધો નહિ. પ્રતાપે ક્ષણ માત્રમાં જ અત્યંત તીક્ષ્ણ દૃષ્ટિથી દરબારની એ શોભાનું દર્શન કરી લીધું. દર્શન કરીને તે સર્વ પ્રકારે સ્વસ્થ થયો. સ્થિર દૃષ્ટિથી તે ચારે દિશાઓ તરફ જોવા લાગ્યો. શહેનશાહ અકબરના બહુ મૂલ્યસિંહાસનથી થોડા થોડા અંતરે બીજા અમીર ઉમરાવો તથા સરદારો વગેરેનાં આસનો

તેમની યોગ્યતા પ્રમાણે ગોઠવવામાં આવ્યાં હતાં. પ્રતાપ યથાવિધિ કુરનીસ બજાવી બાદશાહ પાસે ઉપસ્થિત થયો. એક મુખ્ય પ્રધાને પ્રતાપને સવિશેષ પરિચય કરાવ્યો. સમ્રાટે નિયમાનુસાર શિષ્ટાચાર બતાવી પ્રતાપને આસનપર બેસવાને કહ્યું.

તીક્ષ્ણ બુદ્ધિવાળો પ્રતાપ ઘણા થોડા દિવસમાં જ સમ્રાટ્‌ના મુખ્ય મુખ્ય નોકરોને મળી ગયો. તેમને મળી જઇને તેણે મોગલોની રીતિ નીતિ, વ્યવહાર પદ્ધતિ, સ્વભાવ સંસ્કાર વગેરે સઘળું જોઇ લીધું. કયા વિષયમાં મોગલો ચઢીઆતા છે અને કયા વિષયમાં ઉતરતા છે એ સંબંધીનું તેણે આવશ્યકીય જ્ઞાન મેળવી લીધું. આવી રીતે ક્રમાન્વયે પ્રતાપ સમ્રાટ્‌ના દરબારના ભૂષણ સ્વરૂપ, બીરબલ, ટોડરમલ્લ, માનસિંહજી, ફૈજી, અબુલ ફજલ તથા યુવરાજ સેલિમ વગેરેની સાથે પરિચિત થઇ ગયો. લોકચરિત્ર હૃદયંગમ કરવામાં અર્થાત્ સમજવામાં પ્રતાપ પ્રથમથી જ ચતુર હતો. વાતચિત કરી પોતાનાં મધુર વચનોથી તે અન્યના હૃદય ઉપર સહેલાઇથી અધિકાર મેળવી શકતો હતો. આમ હોવાથી તે અનાયાસે સર્વના સ્નેહને સંપાદન કરી શકયો—સર્વનું પ્રિયપાત્ર થઇ પડયો. સર્વના મનના ભાવને પણ તે થોડા ઘણા અંશે સમજી શકયો.

હવે માત્ર બાદશાહને સ્નેહ સંપાદન કરવાનું કાર્ય અવશિષ્ટ રહ્યું. વિધાતાના કૃપાકટાક્ષથી પ્રતાપની એ ઇચ્છા પણ સત્વર સફળ થઇ. એક દિવસે સામાન્ય બનાવ બનવાથી તે સમ્રાટ્‌ના હૃદય પર પ્રબળ અધિકાર મેળવી શકયો અને ત્યારથી જ તેની મહત્વાકાંક્ષા ધીમે ધીમે સફળ થવા લાગી.

ગુણગ્રાહી સમ્રાટ્ અકબર એક દિવસે પ્રધાન, મંત્રી, સામંત સરદારો વગેરેની સાથે દરબારમાં બેઠો હતો, તથા કવિઓ અને વિદ્વાનો

સાથે કાવ્યની ચર્ચા કરી તૃપ્તિ મેળવતો હતો. રાજકવિ ફૈઝી અને અબુલ ફજલ વિવિધ કવિતાઓ અને ફારસી ગઝલો ગાઇ સંભળાવી સમ્રાટ્‌ના ચિત્તને આનન્દિત કરતા હતા. દરબારમાં બેઠેલા અન્યાન્ય અધિકારીઓ કવિયુગલનાં કાવ્યો સાંભળી તે તરફ પોતાની સહાનુભૂતિ દર્શાવતા હતા. આ સ્થળે જો અમે શહેનશાહ અકબરના દરબારના કેટલાક મુખ્ય માણસોનો વાંચકબંધુઓને ઐતિહાસિક પરિચય કરાવીશું તો તે અપ્રાસંગિક નહિ જ ગણાય. અબુલ ફજલનો જન્મ ઈ. સ. ૧૫૫૧ ના જાન્યુઆરી માસની ૧૪ મી તારીખે આગ્રામાં થયો હતો. તે એક આરબ વંશમાં ઉત્પન્ન થયો હતો. એ આરબ વંશ પંદરમા સૈકામાં સિન્ધુ દેશમાં અને ત્યાર પછી હિન્દુસ્તાનમાં પ્રતિષ્ઠિત થયો હતો. અબુલ ફજલનો પિતા શેખ-મુબારક ( ૧૫૦૫-૧૫૯૩ ) એ યુગનો એક પ્રખ્યાત દાર્શનિક અને નિબંધ લેખક હતો. તે એક ધર્મરાજ્યવાદી હતો. તે ઇમાન માહદીના શુભાગમનની રાહ જોયા કરતો હતો. સોળમાં સૈકામાં આ ધર્મરાજ્યવાદીઓ ભારતવર્ષમાં સર્વત્ર પોતાના મતનું આંદોલન કરતા હતા. જોનપુરનો સૈયદ મીર મહમ્મદ તેઓમાં મુખ્ય હતો. મક્કા તીર્થમાંથી પાછા આવતી વખતે બલુચિસ્તાનમાં તેનું મૃત્યુ થયું હતું. ( ૧૫૦૫ ) બીજા કેટલાક મુસલમાન યોગીઓ પણ પોતાને માહદી તરીકે ઓળખાવતા હતા. ધર્મરાજ્યવાદીઓમાં સેખ મુબારક સવિશેષ ઉત્સાહી હતો; તેથી જ વીસ વર્ષ સુધી તેને પ્રાચીન તંત્રના સુન્નીઓનો અત્યાચાર સહન કરવો પડયો હતો; કેટલીક વખતે તો તેઓએ તેને તેનું ખૂન કરવાનો ભય સુદ્ધાં દર્શાવ્યો હતો; પરંતુ ઇ. સ. ૧૫૬૭ માં 'ફૈઝીના સાહિત્યિક' નામથી પ્રખ્યાત મુબારકના જ્યેષ્ઠ પુત્ર અબુલ ફજલની કવિતા સાંભળી અકબર મુગ્ધ થઇ ગયો ( ૧૫૪૭-૧૫૯૫ ); અકબરે અબુલ ફજલને બોલાવી પોતાના

દરબારમાં રાખ્યો. ઇ૦ સ૦ ૧૫૭૪ માં અબુલ ફજલ પ્રથમ સમ્રાટ્‌ની પ્રીતિ સંપાદન કરી શક્યો અને પછી મંત્રી થયો, આવી રીતે ધીમે ધીમે પદોન્નતિ થતાં તે અકબર બાદશાહનો જમણો હાથ થઈ પડયો.

રાજા ટોડરમલ્લનો જન્મ લાહોરમાં થયો હતો, તથા અકબરની આધીનતામાં રહી ઇ૦ સ૦ ૧૫૭૨ સૂધી તે મ્હોટા અધિકાર મેળવી શક્યો હતો. ઇ૦ સ૦ ૧૫૭૩ માં મુનીમખાંની સાથે તે બંગાળામાં ગયો હતો, અને તેનાથી જ બંગાળાપર વિજય મેળવી શકાયો હતો. પછી તેને ખજાનચી બનાવવામાં આવ્યો હતો; છતાં તેણે બંગાળાના તથા ગુજરાતના સેનાપતિ પદનો ત્યાગ કર્યો નહોતો. ઇ૦ સ૦ ૧૫૮૦માં તે બંગાળાનો રાજપ્રતિનિધિશાસનકર્ત્તા થયો હતો. ૧૫૮૧ માં વકીલ થયો હતો. તેણે કર સંબંધી એક એવી પદ્ધતિ ફેલાવી હતી કે જેના પરિણામે મોગલ બાદશાહની આવકમાં લગભગ વીસ કરોડ રૂપિયાનો વધારો થયો હતો. ઇ૦ સ૦ ૧૫૮૯ માં તેનું મૃત્યુ થયું હતું.

રાજા ભગવાનદાસના પુત્ર, બિહારીમલ્લના પૌત્ર અને રાજસ્થાનમાં આવેલા અંબર રાજ્યના અધિપતિ માનસિંહે પણ અકબરના દરબારમાં ખ્યાતિ મેળવી હતી. ઓઢીઆપર વિજય મેળવવામાં તથા પૂર્વ બંગાળાને સ્વાધીન કરવામાં તે પ્રખ્યાત થયો હતો. પછીથી અફઘાનોનું દમન કરવાના કાર્યમાં તે પ્રવૃત્ત થયો હતો. અકબરના મૃત્યુ પછી તેણે યુવરાજ સેલિમ કે જે પાછળથી શહેનશાહ જહાંગીરનું નામ ધારણ કરી તખ્તનશીન થયો હતો તેની વિરુદ્ધ ષડ્યંત્ર કર્યું હતું; છતાં જહાંગીરે જાણે કે પોતે કાંઇ જાણતો જ ન હોય એવો ઢોંગ કરીને તેને બિહાર પ્રદેશમાં મોકલી દીધો હતો. ઇ૦ સ૦ ૧૬૧૮ માં તેનું મૃત્યુ થયું હતું.

બહેરામશાહ કોઈ એક તુર્કવંશમાં જન્મ્યો હતો. તેણે હુમાયુની આધીનતામાં કામ કર્યું હતું. છેવટે તે હુમાયુની સાથે ઇરાનમાં આવ્યો

હતો, અને ત્યાંથી હિન્દુસ્તાનમાં આવ્યો હતો. અકબરે તેને શાસન-કાર્યનો કારભાર સોંપ્યો હતો. પછીથી તે અકબરનો વકીલ કિંવા પ્રતિ-નિધિ થયો હતો. શેરશાહે સ્વાધીન કરેલું ભારત સામ્રાજ્ય તે જ પુનઃ તૈમુરલંગના વંશમાં પાછું લાવી શક્યો હતો. છેવટે બહેરામશાહના અનુચિત વ્યવહારથી રાજ્યકાર્યભાર અકબરે પોતાના હાથમાં લેવાનો વિચાર જાહિર કર્યો. બહેરામશાહ વિદ્રોહી થયો; પરંતુ એ વખત પરાજિત થઇ તેણે અકબરની આધીનતા સ્વીકારી. તેને મક્કા ચાલ્યા જવાનો અકબરે હુકમ કર્યો. પૂર્વે એક અફઘાન બહેરામ સાથેના યુદ્ધમાં તેના હાથે માર્યો ગયો હતો તેથી એ અફઘાનના પુત્રે ઇ૦ સ૦ ૧૫૬૧ માં ગુપ્ત રીતે બહેરામને મારી નાખ્યો. અસ્તુ.

અકબરના દરબારમાં નિરંતર કાવ્ય ચર્ચા ચાલતી હતી. કવિતા-નુશીલન પછી સમસ્યાપૂરણ, પાદપૂરણ વગેરે ચાલતું હતું. તે દિવસે કાવ્યચર્ચા થઈ ગયા પછી શહેનશાહ અકબરે એક પદ ઉચ્ચારીને દરબારના સભ્યોને તે પૂરણ કરવાને કહ્યું. આવી રીતે અકબર વાર-વાર પોતાના દરબારીઓની વિદ્યાબુદ્ધિની પરીક્ષા કરતો હતો. આજે પણ તેણે દરબારીઓને ઉદ્દેશીને કહ્યું:–"શ્વેતભુજંગિની જાત ચલિ હૈ" આ સમસ્યા તમે પૂરી કરો જોઇએ."

દરબારીઓએ સારું ખોટું પદ મેળવીને એ સમસ્યા પૂર્ણ કરી; પરંતુ તેથી સમ્રાટ્‌નું મન સંતુષ્ટ થયું નહિ. સમ્રાટ્‌ની અસંતુષ્ટતા તેના મુખભાવ ઉપરથી જ દરબારીઓ સમજી શક્યા. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી સમ્રાટે કહ્યું:–" મ્હારા દરબારમાં આટલા બધા વિદ્વાનો હોવા છતાં ઉત્તમ પ્રકારે તેમ જ સ્વાભાવિક રીતે આ સમસ્યા કોઇ પૂર્ણ કરી શકે તેમ નથી કે ?"

સમ્રાટ્‌ના આ પ્રશ્નથી વિદ્વાનોના એ દરબારે અત્યંત નિસ્તબ્ધ તથા ગંભીર ભાવ ધારણ કર્યો. સઘળા વિદ્વાનોનાં મ્હોં પણ સહજ

મલિન બની ગયાં. સર્વ મૌનનું અવલંબન કરી નીચું જોઇ બેસી રહ્યા.

એવામાં સઘળા સભ્યોની પાછળથી એક તીક્ષ્ણ દૃષ્ટિવાળા પ્રતિભાવાન્ યુવકે સમ્રાટ્‌ને યથોચિત માન આપી, નિર્ભયતાથી મુક્ત કંઠે કહ્યું:–" જહાંપનાહ ! જો રજા હોય તો આ દાસ આપ નામદારની સમસ્યા પૂર્ણ કરવાનો બુદ્ધિ અનુસાર પ્રયત્ન કરે. "

આ વાક્યો સાંભળવામાં આવતાં દરબારમાં બેઠેલા સઘળા વિદ્વાનો તથા દરબારીઓની દૃષ્ટિ એ યુવક તરફ આકર્ષાઇ. યુવકનું ઉન્નત લલાટ, વિશાળ છાતી, લાંબા બાહુ, દીર્ઘ આકૃતિ તથા આડંબરશૂન્ય તેજસ્વી મુખભાવ વગેરે અત્યાર પૂર્વે સર્વના જોવામાં આવ્યું હતું. બાદશાહે પણ એ સર્વનું દર્શન કર્યું હતું; પરંતુ આજના આ બનાવથી સર્વના અંતરમાં એવો દૃઢ વિશ્વાસ થઇ ગયો કે, એ યુવક ગમે તે કોઇ વિષયમાં અસામાન્ય હોવો જોઇએ. અન્ય સર્વે જાણે કે એ સભાની જનતામાં વૃદ્ધિ કરતા હતા; પરંતુ એ યુવક પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરતો હતો. સર્વ વિસ્મિત ભાવથી એ પ્રતિભાવાન્ યુવકના મ્હોં તરફ જોઇ રહ્યા. સમ્રાટે તીક્ષ્ણ દૃષ્ટિથી યુવક તરફ જોઇને કહ્યું:–" તમે બેલાશક મ્હારી સમસ્યા પૂર્ણ કરો. "

આમ કહીને તે પુનઃ બોલ્યો:–"શ્વેતભુજંગિની જાત ચલિ હૈ."

બુદ્ધિવાન્ પ્રતાપે અતિ સરળ ભાવથી, સુલલિત ભાષામાં, સ્વાભાવિક અલંકારસહ સમ્રાટ્‌ની સમસ્યા પૂર્ણ કરી. આ સમસ્યા પૂર્તિનું પદ શું હતું એ અમે જણાવી શકતા નથી એ માટે દુઃખિત છીએ. સમ્રાટ્ પ્રતાપની સમસ્યાપૂર્તિ સાંભળી વિશેષ સંતુષ્ટ થયો. તેણે મુક્ત કંઠે કહ્યું:–" યુવક ! મ્હારા આ વિદ્વાન્ કવિઓ અને પંડિતોના દરબારમાં આજે તમે સર્વના કરતાં વિશેષ બુદ્ધિમત્તાનો પરિચય કરાવ્યો છે. તમારી પાદપૂર્તિ સર્વોત્તમ, સુલલિત તથા સ્વાભાવિક

થઈ છે. તમારાપર હું ઘણો સંતુષ્ટ થયો છું. આજથી તમે મ્હારા દરબારના એક મુખ્ય સભ્ય થયા છો.”

આમ કહી સમ્રાટે પ્રતાપને ઘણો સારો પુરષ્કાર આપ્યો, તથા તેને ભિન્ન ભિન્ન પ્રકારની મૂલ્યવાન્ વસ્તુઓ ઉપહાર તરીકે આપી.

ઉપરોક્ત બનાવ બન્યા પછી પ્રતાપ અકબરની પ્રીતિ પ્રાપ્ત કરી શક્યો. અકબર પ્રતાપને વિશેષ પ્રીતિની દૃષ્ટિથી જોવા લાગ્યો. એ પ્રિય દૃષ્ટિમાંથી સ્નેહ, આસ્થા, વિશ્વાસ, શ્રદ્ધા, આકર્ષણ આદિ સઘળું ધીમે ધીમે આવ્યું. પ્રતાપ સમ્રાટ્ના હૃદયપર પ્રબળ આધિપત્ય સ્થાપી શક્યો. વિશેષ વિચક્ષણતાથી તે અકબરના ચરિત્રનું અધ્યયન કરવા લાગ્યો. અકબરની અત્યંત સૂક્ષ્મ અને ન સમજી શકાય એવી રાજનીતિ, સમાજનીતિ અને ધર્મનીતિનાં મૂળતત્વો તે સમજી ગયો; વળી તે સાથે એ ઉચ્ચ અભિલાષાઓ ધરાવનાર યુવક પોતાના જીવનની મુખ્ય આશા-પોતાના પ્રાણની દારુણ તૃષા શાન્ત કરવાનાં ઉપાય શોધવા લાગ્યો.

## પ્રકરણ ૩ જું.

### ફુલજાની.

એક સાથે ત્રણ ચાર વર્ષ સુધી સમ્રાટ્ના દરબારમાં રહીને પ્રતાપે મુખ્ય મુખ્ય રાજ્યાધિકારીઓની સાથે મિત્રતા કરી;-ભારતશાસન વિશે તેમના મતામત જાણી લઇ, આધીનતામાં રહેતા રાજાઓ તથા સાધારણ પ્રજાજનોનો તેમના પ્રત્યેનો ભાવ સમજી જઈ, વળી ખુદ બાદશાહનું રાજનીતિચક્ર કેવી રીતે ચાલે છે તે જોઇ લઇ સર્વ પ્રકારનું આવશ્યકીય જ્ઞાન પ્રાપ્ત કર્યું.

એ જ્ઞાન પ્રાપ્ત થતાં તે સમજી શક્યો કે, રાજનીતિ નામનો પદાર્થ ઘણો વિષમ પદાર્થ છે. એ પદાર્થ મેળવવો હોય તો વારંવાર કેટલાક તુચ્છ માણસોની પણ ભક્તિ ઉપાસના કરવી પડે છે. રાજનૈતિક ક્ષેત્ર પણ ઘણું વિષમ ક્ષેત્ર છે. માત્ર યથાર્થ મનુષ્યત્વથી કિંવા ધર્મજીવનથી એ ક્ષેત્રમાં વિચરણ કરવાનો જે વ્યક્તિ વિચાર કરે છે તેનો આલોક તેમ જ પરલોક પણ બગડે છે. જે અકબર સમ્રાટ્કુળતિલક હતો, સમસ્ત જગતમાં જેનું નામ વિખ્યાત થયેલું હતું, વિશાળ ભારત જેના નેત્રના સંકેત પ્રમાણે ચાલતું હતું તેની જ મૂળ નીતિ શી હતી? યુદ્ધ, સંધિવિગ્રહ, શાન્તિસ્થાપન, રક્તપાત્ વગેરેમાંથી કયી નીતિને અનુસરી તે પોતાના કર્ત્તવ્યનો નિર્ણય કરતો હતો? કયા નીતિબળથી તેણે બહાદુર રજપૂતોની અને પઠાણોની શકિતને ચિરકાળ માટે ભારતવર્ષમાંથી અંતર્હિત કરી નાખી હતી? ક્યા નીતિબળથી પોતાની સામાન્ય શકિત હોવા છતાં તે પ્રબળ પ્રતાપથી ભારતવર્ષ પર શાસન ચલાવવાને સમર્થ થયો હતો?

પ્રતાપે આ સઘળા વિષયોનો પોતાના મનમાં સંપૂર્ણ વિચાર કરી જોયો,—કૌશલ સિવાય, કૂટ નીતિ ચલાવ્યા સિવાય પોતાનો ઉદ્દેશ સફળ થશે નહિ એમ તે સહેલાઈથી સમજી શક્યો. રાજનીતિના ક્ષેત્રમાં સરળ બાળકના જેવું હૃદય રાખવાથી, નારીના જેવી કોમળતા રાખવાથી અને સર્વ પ્રકારે ધર્માનુસાર વર્તવાથી, માત્ર દુઃખ જ ભોગવવું પડે છે એવી માન્યતા તેના મનમાં દૃઢ થઈ ગઈ. ધીમે ધીમે પ્રતાપે પણ એક રાજનૈતિક ઉપાયની યોજના કરી. એ યોજનાનું વર્ણન યથાક્રમે પ્રકટ કરવામાં આવશે.

આ સમય દરમ્યાન બુદ્ધિશાળી પ્રતાપ પોતાના પ્રાણોપમ બંધુ શંકરને સાથે લઇને પંજાબ, રજપુતાના, ગુજરાત વગેરે દેશોમાં ફરી આવ્યો. એ સર્વ દેશોની સ્થિતિનું તથા ત્યાંની પ્રજાની પ્રકૃતિનું

તેણે સૂક્ષ્મ દૃષ્ટિથી દર્શન કરી લીધું. સૂર્યકાન્ત આગ્રામાં જ રહીને મોગલોની હિલચાલની તપાસ રાખવા લાગ્યો. આ સમયે સૂર્યકાન્તના જીવનમાં એક મહત્વનો બનાવ બન્યો.

મોગલોમાં વિશેષ ભળવાના વિચારથી સૂર્યકાન્તે પ્રથમથી જ અરબી અને ફારસી ભાષાનો અભ્યાસ કરવા માંડ્યો હતો, તથા થોડા કાળમાં જ તેણે એ બન્ને ભાષાનું થોડું ઘણું જ્ઞાન મેળવ્યું હતું. હવે એ ભાષાઓનું વિશેષ જ્ઞાન મેળવવા માટે આગ્રાવાસી એક મૌલવીની પાસે તે અભ્યાસ કરવાને જવા લાગ્યો.

તોરાબઅલી નામનો એક શિક્ષિત મોગલ આ સમયે આગ્રામાં રહેતો હતો. ઘણા હિન્દુઓ તથા મુસલમાનો તોરાબ પાસે શિક્ષણ મેળવતા હતા. તોરાબ દેખાવડો હોઇ તે પ્રૌઢાવસ્થાએ પહોંચેલો હતો. અરબી અને ફારસી ભાષામાં તે એક પંડિત તરીકે પ્રખ્યાત હતો. તેનામાં અનેક ગુણ હતા; પરંતુ એક મહાન્ દોષને લીધે તેના સંઘળા ગુણ ઢંકાઇ જતા હતા. તે ઘણો જ ઇન્દ્રિયપરાયણ હોઈ નિરંતર તેનું મન શંકાશીલ રહેતું હતું. ફુલજાની નામની એક બાળિકા તોરાબની પાસે હતી. તોરાબ એમ કહેતો હતો કે, એ બાળિકા અનાથ અવસ્થામાં તેને મળી આવી હતી. એ બાળિકા ક્યાંથી આવી હતી, કેવી રીતે તોરાબ તેને મેળવી શક્યો હતો એ ઇતિહાસ તોરાબે કોઇને પણ કહ્યો નહોતો. માત્ર એક બંધુએ એ ઇતિહાસ જાણવાની ઘણી જીદ લીધી હતી ત્યારે તોરાબે તેને એવું કહ્યું હતું કે, "એક જળદસ્યુ આ બાળિકા મ્હને વેચી ગયો છે."

ફુલજાની મ્હોટી ઉમ્મરની થાય એટલે તેની સાથે વિવાહ કરવાની તોરાબની ઇચ્છા હતી. ખીલતી પુષ્પકળિના જેવું ફુલજાનીનું રૂપ લાવણ્ય જોઇને તોરાબ વારંવાર ભાવિ સુખની કલ્પનામાં તન્મય બની જતો હતો. તેને મરજી પ્રમાણે સુસજ્જિત કરી, વિવિધ

કાવ્યો સંભળાવી તોરાબ અવર્ણનીય આનન્દ અનુભવતો હતો; છતાં કોણ જાણે કે શાથી તે કોઈ પણ રીતે એ બાળિકાના શોકસંતપ્ત આત્માને પ્રસન્ન કરી શકતો નહોતો. તોરાબના સંસારમાં તેની એક દૂરની સગી વૃદ્ધા સિવાય બીજું કોઇ નહોતું. ફુલજાનીને પ્રથમ તોરાબે એ વૃદ્ધાની પાસે રાખી હતી; પરંતુ ફુલજાનીએ કોઇ પણ રીતે જ્યારે મુસલમાનના અન્નનો સ્પર્શ કર્યો નહિ ત્યારે નિરુપાયે પોતાના ઘરના એક સ્વતંત્ર ઓરડામાં તોરાબે તેને રાખી. એક હિન્દુ બ્રાહ્મણ બાળિકાના આહારાદિની વ્યવસ્થા કરી આપવા લાગ્યો. ત્યારે શું એ બાળિકા હિન્દુ જાતિની હતી?

ફુલજાની હિન્દુ હતી કે મુસલમાન એ વિશે તોરાબ કોઇને કાંઈ કહેતો નહિ. તેના મનમાં સદૈવ તે એવી આશાનું પોષણ કર્યા કરતો હતો કે, થોડા કાળ પછી ફુલજાની તેને ચ્હાશે. તથા તે તેને આત્મસમર્પણ કરશે. પોતાનો પ્રયત્ન તથા અનુરાગ વૃથા નહિ થાય એમ જ તે ધારતો હતો; પરંતુ મૂર્ખ તોરાબ પ્રણયદેવતાને કોઈ પણ પ્રકારની વિદ્યાથી પ્રસન્ન કરી શક્યો નહિ.

આ સમયે સૂર્યકાન્ત તોરાબનો શિષ્ય થયો. સૂર્યકાન્તનો એક વીર પુરુષના જેવો બળવાન્ દેહ, તેનું દેવદુર્લભ રૂપસૌન્દર્ય, પ્રશસ્ત લલાટ, સાહસિકતા, કર્ત્તવ્યતત્પરતા વગેરે જોવામાં આવતાં તોરાબનું મન સ્વાભાવિક રીતે જ તેના તરફ આકર્ષાયું. સૂર્યકાન્ત તોરાબને ઘેર આવીને વિદ્યાભ્યાસ કરતો હતો. જે ઓરડામાં ફુલજાની રહેતી હતી એ ઓરડાની પાસેના ઓરડામાં જ તોરાબ સૂર્યકાન્તને શિક્ષણ આપતો હતો.

કારણ, કાર્ય તથા કાળનું સંઘટન થયું. પ્રણયમાં ઈર્ષ્યાનું મિલન થયું. સૂર્યકાન્તને માટે ક્રમાન્વયે તોરાબના અંતરમાં ઈર્ષ્યાગ્નિ સળગી ઉઠયો.

# પ્રકરણ ૪ થું.

## પ્રણયબંધન.

તોરાબઅલીએ કુલજાનીને ઘણી વિલાસિતામાં રાખી હતી. મોગલ રમણીઓ જે સઘળી મૂલ્યવાન્ સામગ્રીથી ગૃહ સુસજ્જિત રાખે છે એ સઘળી સામગ્રી કુલજાનીના નિવાસ-ગૃહમાં પણ હતી. કુલજાની માટે તોરાબે મૂલ્યવાન્ મુસલમાની પોષાક ખરીદ કર્યો હતો. તોરાબના પરિશ્રમથી કુલજાનીએ લેખન વાંચનનું થોડું શિક્ષણ મેળવ્યું હતું. આટલું હોવા છતાં એ બાળિકા બિલ્કુલ સુખ અનુભવી શકતી નહોતી. મોગલોના વિલાસદ્રવ્ય પ્રતિ તેની કિંચિન્માત્ર પણ અભિરુચિ નહોતી. આંતરિક વ્યથાને લીધે રુદન કરી કરીને કુલજાની પોતાની ઘણી રાત્રિઓ ઉજાગરામાં પસાર કરી દેતી હતી.

બીજી તરફથી કુલજાનીનો આંતરિક અનુરાગ પ્રાપ્ત કરવાને માટે તોરાબ સુદ્ધાં સઘળું કષ્ટ સહન કરતો હતો. બાળિકાના ક્ષુદ્ર હ્રદયપર હજી સુધી પ્રણયદેવતાએ અધિકાર નહિ મેળવેલો હોવા છતાં તોરાબ વારંવાર તેને પ્રણયકથાઓ કહી સંભળાવી, પોતાના પ્રેમનો પરિચય કરાવી, જીવનના સુખ દુઃખના ઘાત પ્રત્યાઘાત સમ-જાવી ધીમે ધીમે બાળિકાનાં નેત્રો વિકસિત કરવા લાગ્યો. બાળિકા ઘણા થોડા કાળમાં જ જાણે કે સઘળું જોઇ શકવા લાગી–સઘળું સમજી શકવા લાગી.

જ્યારથી સૂર્યકાન્ત તોરાબનો શિષ્ય થયો હતો ત્યારથી બાળિકા કુલજાનીના હ્રદયમાં એક પ્રકારનો નવીન ભાવ ઉત્પન્ન થયો હતો.

સૂર્યકાન્ત જાણી શકતો નહિ કે તેનાથી ગુપ્ત રીતે એ વિશાળ નયનો તેનું દર્શન કર્યા કરે છે ! તે જાણી શકતો નહિ કે, તેની મૂર્ત્તિ લઇને બીજી એક બાળિકા પોતાના મન સાથે સુખ દુઃખની અનેકવિધ કલ્પનાઓ કર્યા કરે છે ! એક બે વખત ફુલજાની અને સૂર્યકાન્તનું અરસ્પરસ દર્શન તેમ જ મિલન પણ થયું હતું. એ પ્રસંગે તોરાબ હાજર હતો. ફુલજાની તથા સૂર્યકાન્તે અરસ્પરસને એક બે પ્રશ્નો પણ પૂછ્યા હતા. એ પ્રસંગે સૂર્યકાન્તના હૃદયમાં સ્વદેશની સ્વાધીનતાનું સ્વપ્ન જાગતું હતું–એ સ્વપ્નસૃષ્ટિમાં તે તન્મય બની ગયેલો હતો; તેથી અન્ય વિષયની ચિંતા કરવાનો તેને અવકાશ નહોતો. પોતાના સ્વપ્નને સફળ કરવાના ઉચ્ચ ઉદ્દેશથી જ તે તોરાબ પાસે અરબી અને ફારસી ભાષાનું શિક્ષણ મેળવતો હતો.

સ્વપ્ન ?–બંગાળીઓની સ્વાધીન પ્રાપ્ત કરવાની આશા સ્વપ્ન નહિ તો બીજું શું હોઇ શકે ? છતાં એ સ્વપ્નને કર્મવીર સૂર્યકાન્ત સત્ય સ્વરૂપે જ સમજતો હતો. કોઇ પણ રીતે તેના લક્ષ્યનો કિંવા ધ્યાન ધારણાનો ભંગ થતો નહિ.

આમ છતાં ફુલજાની પોતાના મનમાં ને મનમાં સ્વરૂપસુન્દર સૂર્યકાન્તને ચ્હાવા લાગી–તે તેને પોતાના પ્રાણથી પણ વિશેષ પ્રિય સમજવા લાગી. આ પ્રેમ ક્યાંથી કેવી રીતે આવ્યો એ સમજાવવાનું કાર્ય સર્વથા અશક્ય છે. જો કદાચ કોઇ દિવસે સૂર્યકાન્તનું દર્શન થતું નહિ તો બાળિકાના દુઃખનો પાર રહેતો નહિ. સૂર્યકાન્ત આવી તોરાબની પાસે બેસતો હતો. શિક્ષણ મેળવી તે યથા સમયે ચાલ્યો જતો હતો. એ સમયે એ થોડા કાળમાં બાળિકા દૂર ઉભી રહીને અતૃપ્તનયને સૂર્યકાન્તનું દર્શન કર્યા કરતી હતી. દર્શન કરતાં કરતાં તે આત્મભાન ભૂલી જતી હતી.

સૂર્યકાન્ત કાંઈ જાણી શક્યો નહિ—કાંઇ સમજી શક્યો નહિ; પરંતુ સંશયશીલ તોરાબ સત્વર સઘળું જાણી શક્યો—સમજી શક્યો. તોરાબના અતિશય અત્યાચારથી ફુલજાનીએ પણ તેને એક દિવસે સઘળી સત્ય હકીકત નિષ્કપટ ચિત્તે કહી દીધી. એ હકીકત સાંભળવામાં આવતાં તોરાબના કષ્ટનો પાર રહ્યો નહિ. એકાએક જાણે કે તેને એક ભયંકર કાળસર્પે દંશ દીધો હોય એવી દારુણ વેદના તે વેઠવા લાગ્યો. એ વેદના વેઠવાનું કામ તેને માટે અસહ્ય થઇ પડ્યું. ઉઠતાં બેસતાં વિનાપરાધે તે અનાથિની ફુલજાનીપર ઘણો જુલ્મ ગુજારવા લાગ્યો. શિષ્યને સ્પષ્ટતાથી તે કાંઇ કહી શક્યો નહિ. એ વિષયની વાત કરવા માટે તેનું મ્હોં ઉઘડી શક્યું નહિ. બાળિકા ફુલજાની લાચારીથી મૂર્ખમતિ તોરાબનો જુલ્મ સહન કરવા લાગી.

એક દિવસે તોરાબ ફુલજાનીને ઘણું દુઃખ દીધું. તેનાં માબાપેને ઉદ્દેશીને એવી કેટલીક અશ્રાવ્ય ગાળો તેણે દીધી કે એ ગાળો સાંભળતાં પૂર્વે પોતાનું મૃત્યુ થયું હોત તો સારું એમ જ ફુલજાનીને લાગ્યું. તે ચોધાર આંખે રુદન કરવા લાગી. છેવટે પાપિષ્ઠ તોરાબે તેને મુસલમાનનું અન્ન ખાવાનો આગ્રહ કરતાં કહ્યું:—"હવે ત્હારા હિન્દુત્વને ઉત્તેજન આપવામાં સાર નથી. સઘળી ગઇ ગુજરી ભૂલી જઇને તું મ્હારી વાત સાંભળ, અને મ્હારી સાથે નિકાહ કર. એમ કરવાથી તું ઘણા જ સુખમાં રહી શકીશ. જો મ્હારી વાત તું નહિ માને તો ત્હારા દુઃખનો પાર રહેશે નહિ એમ તું ખાત્રીપૂર્વક સમજી રાખજે."

ફુલજાની રુદન કરતી હતી. તેણે સજળનયને કહ્યું:—"તમે મ્હને બીજું જે કાંઇ કહેશો તે કરીશ; પરંતુ હું મુસલમાનના અન્નને સ્પર્શ સુદ્ધાં કરી શકીશ નહિ તથા તમારી સાથે નિકાહ પણ કરીશ નહિ."

તોરાબે તિરસ્કારસૂચક સ્વરે કહ્યું:—"તું જે ખાય છે તે મ્હારું અન્ન નથી કે? ત્હારી વિનંતિ સ્વીકારીને આટલા દિવસ સુધી મ્હેં ત્હારે માટે બ્રાહ્મણ રસોઇઓ રાખ્યો છે; પરંતુ હવે હું કાંઇ સાંભળવાનો નથી. મ્હારો કોમળ સ્વભાવ ત્હારા વિરુદ્ધ વ્યવહારથી જ કઠોર થયો છે! ફુલજાનિ! ત્હેં મ્હારા સર્વસ્વનો વિનાશ કર્યો છે! જો ત્હારું દર્શન ન થયું હોત તો મ્હારું આવું અધઃપતન થાત નહિ. ત્હારા રૂપસૌન્દર્યના દર્શનથી મુગ્ધ બની જઇ આ પ્રૌઢાવસ્થામાં મ્હેં વિવાહ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. જો તેમ ન હોત તો વિવિધ ગ્રંથોનો અભ્યાસ કરવામાં જ હું સુખ અનુભવી શકત. હજી પણ કહે જોઇએ કે તું મ્હારી જીવિતેશ્વરી—પ્રાણેશ્વરી થઇશ કે નહિ?"

ફુલજાની નીચું જોઈ રહી રુદન કર્યા કરતી હતી. તોરાબના આ પ્રશ્નના ઉત્તરમાં તેણે કાંઈ કહ્યું નહિ. તોરાબ કહેવા લાગ્યો:—"ફુલજાનિ! હજી પણ વિચાર કરી જો. એક પ્રેમિકને પ્રણયપ્રાપ્તિમાં નિરાશા મળવાથી કેવું દારુણ દુઃખ થાય છે તેની કલ્પના અનુભવી સિવાય અન્ય કોઇ કરી શકે તેમ નથી. તું જે હિન્દુ યુવકને ચ્હાય છે તે પ્રેમને બિલ્કુલ સમજતો નથી. હું આટલા દિવસથી ત્હારી સાધના આરાધના કરું છું—વિવિધ પ્રકારે તને પ્રસન્ન રાખવાનો પ્રયત્ન કર્યા કરું છું; છતાં મ્હારા માટે ત્હારા મનમાં બિલ્કુલ પ્રેમભાવ ઉત્પન્ન થયો નથી. એક હિન્દુ બાળિકા આટલી બધી કૃતઘ્નતા દર્શાવે એ શું યોગ્ય છે કે?"

ફુલજાની ચુપ રહી. રુદન કરતાં કરતાં તે તોરાબનાં વચનો સાંભળવા લાગી. તોરાબે કહ્યું:—"ફુલજાનિ! હવે તું કાંઈ અજ્ઞાની બાળિકા નથી. તું ત્હારા સારા ખોટાનો વિચાર કરી શકે તેમ છે.

જે હિન્દુ યુવકને તું ચ્હાય છે તેને હું મ્હારો શત્રુ સમજું છું. વળી એ હિન્દુ યુવક ધર્મ પ્રમાણે ત્હારા જેવી મુસલમાન બાળિકાનું પાણિ-ગ્રહણ કરી શકે તેમ નથી. હું એને એમ જ કહીશ કે તું મ્હારી વિવાહિતા પત્ની છે—એમ છતાં જો તે તને ચ્હાશે તો હું ત્હારો જીવ લઇશ ! ”

ફુલજાની આ સર્વે વાક્યોના ઉત્તરમાં કાંઇ બોલી નહિ. તે તો રુદન કર્યા કરતી હતી. તોરાબે હવે વિરક્ત બની જઇને કહ્યું:—“ વારુ, તને મૃત્યુનો પણ ભય લાગતો નથી કે ? ”

રુદન કરતાં કરતાં દૃઢ સ્વરે ફુલજાનીએ કહ્યું:—“હિન્દુ બાળિકા સ્વધર્મનું રક્ષણ કરવા માટે પોતાનો પ્રાણ ત્યાગવાને પણ નિરંતર તૈયાર રહે છે.”

તોરાબે કહ્યું:—“ત્યારે હું ત્હારા પ્રણયીને પણ જીવથી મારીશ અને મ્હારો માર્ગ નિષ્કંટક કરીશ. ફુલજાનિ ! વિચાર કરી જો કે, સૂર્ય-કાન્ત મ્હારાથી શા વિષયમાં શ્રેષ્ઠ છે ? શું તે મ્હારા કરતાં વિશેષ ખૂબસૂરત છે ? ”

ફુલજાની:—તેનો ઉત્તર આયનો આપશે.

તોરાબ:—શું તે મ્હારાથી વિશેષ બળવાન્ છે ?

ફુલજાની:—તેનો ઉત્તર તલ્વાર આપશે.

તોરાબ:—એ સામાન્ય બાળકને તું મ્હારા કરતાં સર્વે વિષયમાં શ્રેષ્ઠ સમજે છે કેમ? તને તેના મૃત્યુની પણ ચિંતા નથી ?

ફુલજાની:—તમે શિષ્યહત્યા કરવાનો નિશ્ચય કર્યો છે કે શું ?

તોરાબ—શિષ્ય ગુરુની હત્યા કરી શકે તો પછી ગુરુ શિષ્યની હત્યા ન કરી શકે કે ? જો, હું મુસલમાન છું. હું ગુરુ શિષ્યના સંબંધનો વિચાર કરતો નથી. મ્હારો ઉદ્દેશ પાર પાડવા માટે હું ગમે

તે ઉપાય અજમાવીશ. જે પુષ્પકળિને મ્હેં વિકસિત કરી છે તેની સુગંધિ હું જ લઇશ. તેને અન્યના હાથમાં હું નહિ જ જવા દઉં!

ફુલજાની કાંઇ બોલી નહિ—એક શબ્દનો પણ ઉચ્ચાર કરવા જેટલી શક્તિ તેનામાં રહી નહિ. તે અસહ્ય શોકસંતાપથી રુદન કરી કરીને ભૂમિને ભીંજવવા લાગી. તેના હૃદયને જાણે કે સેંકડો વીંછીઓ દંશ દેવા લાગ્યા. તોરાબે નિષ્ઠુરતાથી કહ્યું:—"આજે ત્હારે મ્હારું અન્ન ખાવું જ પડશે."

ફુલજાનીએ ગદ્ગદકંઠે કહ્યું:—"તોરાબઆલી! આ અનાથ બાળિકાપર આવો રાક્ષસી જુલ્મ ન ગુજારો—દિલમાં દયા લાવો. મ્હને ક્ષમા આપો. જો કદાચ હું તમને ભવિષ્યમાં ચ્હાઇ શકીશ તો તમારો આ અનુરોધ સ્વીકારીશ. હમણાં તો તમે મ્હને કાંઇ કહેશો નહિ.—"

તોરાબ સહજ નરમ થયો. તે દિવસે તેણે બીજું કાંઈ કહ્યું નહિ. તે ચિંતાતુર ચિત્તે ત્યાંથી ચાલ્યો ગયો.

ઓરડાનાં બારણાં બંધ કરી ફુલજાની છુટા મ્હોંડે રડવા લાગી. રડતાં રડતાં બન્ને હાથ જોડી ઉંચી દૃષ્ટિ કરીને તે કહેવા લાગી:—"હે દયામય દેવતા! તમે આ દુઃખિનીનું રક્ષણ કરો. અનાથિની-પર દયા કરો. તમે આ દુઃખિનીની જાતિ તથા ધર્મનું રક્ષણ કરો."

હૃદયભાર ઓછો થયો એટલે ફુલજાની સ્વગત કહેવા લાગી:—"ઠીક છે, જો મ્હારા પ્રેમની પ્રાપ્તિથી તોરાબ સુખી થઇ શકે તેમ હોય તો હું શા માટે તેને મ્હારો પ્રેમ અર્પણ ન કરું? સૂર્યકાન્તને હું ચ્હાઉં છું એ ખરું છે; પરંતુ તેમને ચ્હાવા માટે મ્હને કોઇએ કાંઇ કહ્યું નથી. તેમનું દર્શન થતાં જ મ્હેં મ્હારું મન તેમ જ પ્રાણ તેમને અર્પણ કર્યાં છે. બીજી તરફથી ઘણો પ્રયત્ન કરવા છતાં તોરા-

બને હું ચ્હાઇ શકી નથી. એમાં મ્હારો બિલકુલ દોષ નથી. તોરાબના પૈશાચિક અત્યાચારનું સ્મરણ થઈ આવતાં તેને માટે મનમાં ઘણો તિરસ્કાર ભાવ ઉત્પન્ન થાય છે. એ પાપિષ્ઠને હું કેવી રીતે ચ્હાઇ શકું ? અરેરે ! નિષ્ઠુર વિધાતાએ મ્હારા ભાગ્યમાં અપાર દુઃખ લખેલું હોય એવો જ મ્હને ભાસ થાય છે. મ્હારી માતાને આ દુઃખિની કન્યાને લીધે અકાળે આત્મઘાત કરવો પડ્યો એ હૃદય-વિદારક બનાવને આ જીવનમાં હું કદાપિ ભૂલી શકું તેમ નથી. તોરાબ ! ત્હારો જુલ્મ યાદ આવતાં મ્હારું શરીર કંપી ઉઠે છે. હું તને ચ્હાઉં એ ત્હારી કેવળ અશક્ય કલ્પના છે. અરેરે! માતાની સાથે મ્હેં પણ મ્હારા આ તુચ્છ માનવદેહનો ત્યાગ કેમ ન કર્યો ?"

દીપક બુઝાઇ ગયો. એ અંધકારમય ઓરડામાં અંધકારમય જીવન લઈ દુઃખિની બાળિકા વિશ્વના વ્યથાહારકને પોતાની અંતર્વ્યથા નિવેદન કરવા લાગી.

## પ્રકરણ ૫ મું.

### ફુલજાની અને સૂર્યકાન્ત.

બીજે દિવસે સૂર્યકાન્ત અભ્યાસ કરવા આવ્યો એટલે તોરાબે તેને કહ્યું:-" સૂર્યકાન્ત! હવે તમે કેટલા દિવસ સુધી આગ્રામાં રહેવાના છો ?"

સૂર્યકાન્તઃ—એ સંબંધી હજી કાંઈ ચોક્કસ નિશ્ચય કર્યો નથી. અમે સત્વર સ્વદેશમાં જઇ શકીએ એવો સંભવ નથી."

તોરાબનું કપાળ સંકુચિત થયું. તેણે પૂછ્યું:-" હમણાં તમારા સહચર બંધુઓ ક્યાં છે ?"

સૂર્યકાન્તઃ—પ્રતાપ તથા શંકર હમણાં, પંજાબ, રજપુતાના ગુજરાત વગેરે દેશોના પ્રવાસે ગયા છે.

તોરાબઃ—માત્ર થોડા દિવસમાં તમે અરબી અને ફારસી ભાષામાં જે પ્રવીણતા મેળવી છે તેથી હું અત્યંત સંતુષ્ટ થયો છું.

સૂર્યકાન્તઃ—આપની કૃપાથી જ હું એ કાર્યમાં સફળ મનોરથ થઇ શકયો છું. વળી આપની પાસેથી હું માત્ર ભાષા શિક્ષણનું નહિ પરંતુ તે સાથે મોગલોની રીતિનીતિનું શિક્ષણ પણ મેળવી શકયો છું.

તોરાબઃ—મોગલોના ચરિત્રમાં કાંઈ વિશેષત્વ તમારા જોવામાં આવ્યું છે કે?

સૂર્યકાન્તઃ—અપવાદ તરીકે માત્ર ઘણા થોડા મોગલો બાદ કરતાં બીજાઓના ચરિત્રમાં વિલાસિતા તથા ઇન્દ્રિયપરાયણતાનું વિશેષત્વ મ્હારા જોવામાં આવ્યું છે. વારંવાર મ્હને એવો વિચાર થઇ આવે છે કે, જો કદાચ આ મોગલ સામ્રાજ્યનો વિનાશ થશે તો તે વિલાસિતા અને ઇન્દ્રિયપરાયણતાને લીધે જ થશે. મોગલો તેજસ્વી, ઉત્સાહી, રાજનીતિજ્ઞ તથા રાજગુણોથી વિભૂષિત છે એ વાતનો હું સ્વીકાર કરું છું; પરંતુ સાધારણ મોગલો ઘણા અત્યાચારી હોઇ તેમનો સ્વભાવ ઘણો નિષ્ઠુર છે. તેમનામાં દયા માયા ઘણી થોડી છે. સમ્રાટ્ અકબરનું રાજનીતિકૌશલ અતિશય સુન્દર છે; છતાં મ્હને એમ લાગે છે કે, ભવિષ્યમાં સેલિમ યા ખુશરુ બાદશાહના રાજનીતિકૌશલનું અનુસરણ કરી શકશે નહિ. વિલાસિતા તથા ઇન્દ્રિયપરાયણતાથી તેમનું અથવા તો તેમના પછીથી મોગલ બાદશાહોનું અધઃપતન થશે. મોગલો પરલોકની ચિંતા કરતાં આલોકની ચિંતાને વિશેષ મહત્વની સમજે છે. બીજાના સર્વસ્વનો નાશ કરીને પણ તેઓ પોતાનો સ્વાર્થ સાધવાના પ્રયત્ન કર્યા કરે છે.

તોરાબઃ—ત્યારે હિન્દુઓ પોતાનો સ્વાર્થ સાધવાના પ્રયત્ન નથી કરતા કે ?

સૂર્યકાન્તઃ—ના, સમસ્ત વિશ્વસંસારની કોઇ પણ જાતિ હિન્દુઓના જેવો આત્મત્યાગ કરવાનું જાણતી નથી !

તોરાબઃ—આ તો તમે હિન્દુઓની એકમાર્ગી પ્રશંસા કરો છો.

સૂર્યકાન્તઃ—મોગલોને એમ જ લાગે છે; જેમણે હિન્દુઓના ચરિત્રનું લક્ષ્યપૂર્વક અવલોકન કર્યું છે તેઓ જ મ્હારાં વચનોની સત્યતાનો સ્વીકાર કરી શકે તેમ છે.

તોરાબ હવે વિશેષ કાંઇ બોલ્યો નહિ. શિષ્યને બેસવા માટે કહી તે ત્યાંથી ચાલ્યો ગયો. સૂર્યકાન્ત સ્વસ્થ ચિત્તે પોતાનો અભ્યાસ કરવા લાગ્યો. એવામાં એકાએક એક પરમ રૂપવતી બાળિકા તેની પાસે આવી પહોંચી. સૂર્યકાન્તે એ ત્રિભુવનમોહિની બાળિકાનું દર્શન કર્યું. એ બાળિકા કુલજાની હતી. તેનું મ્હોં જોતાં ઘણા સમય સુધી તેણે રુદન કર્યું હોય એવો સ્પષ્ટ ભાસ થતો હતો. સૂર્યકાન્તે સ્નેહસૂચક સ્વરે પૂછ્યુંઃ—“ તમે રડ્યાં છો કે શું ? ”

કુલજાનીઃ—હમ્મેશાં રડવાનું જ મ્હારા ભાગ્યમાં લખાયલું છે; આપ શું પૂછો છો ?

સૂર્યકાન્તઃ—તમે હમ્મેશાં રડો છો? શા માટે રડો છો? તમને શું દુઃખ છે એ હું કેવી રીતે જાણી શકું ? વળી કદાચ જાણી શકું તો પણ તેના નિવારણાર્થે હું શું કરી શકું તેમ છું ?

કુલજાનીઃ—મહાનુભાવ ! તમારી સાથે હું વિશેષ વાતચિત કરી શકું તેમ નથી; અલ્પકાળમાં જ તોરાબ અત્રે આવશે. હું તમને બે વાત કહેવાને ઇચ્છું છું; મ્હારી વાત તમે સાંભળશો કે ?

સૂર્યકાન્તઃ—તમે કોણ છો એ હું જાણતો નથી; છતાં તમારે જે કહેવું હોય તે બેલાશક કહો.

ફુલજાની:–તોરાબઅલ્લી મહા પાપિષ્ઠ નરાધમ છે–તમે એનાપર વિશ્વાસ રાખશો નહિ. હું તમારા શરણે છું; તમે કૃપા કરીને મ્હારો એ પિશાચના પંઝામાંથી ઉદ્ધાર કરજો.

સૂર્યકાન્ત આ વચનોનું રહસ્ય સમજી શક્યો નહિ. તે આશ્ચર્યચકિત દૃષ્ટિથી ફુલજાનીના મનોહર મુખમંડળ તરફ જોઈ રહ્યો. ફુલજાની પણ વિશેષ કાંઇ બોલી શકી નહિ. શું બોલવું તે તેને સૂઝ્યું નહિ–તે રુદન કરવા લાગી. પોતાનું સુન્દર મ્હોં નીચું રાખી, જમીન તરફ જોઇ રહીને તે મૌન રુદન કરવા લાગી. તેનાં નયનમાંથી અશ્રુબિંદુઓ ટપકવા લાગ્યાં. તેની આવી સ્થિતિ જોઈ સૂર્યકાન્ત પોતાના મનમાં એવી કલ્પના કરી શક્યો કે, એ બાળિકા ગમે તે કોઈ વિષયમાં દુઃખિની હોવી જોઈએ. તેણે સાહસ એકઠું કરીને કહ્યું:– "ફુલજાનિ ! હું એક દરિદ્ર હિન્દુ યુવક છું. જો મ્હારાથી કોઇ પણ રીતે તમારાપર ઉપકાર થઇ શકે તેમ હોય તો તે કરવાને હું પ્રત્યેક પળે તૈયાર છું."

ફુલજાનીએ અશ્રુજળ સ્વચ્છ કરતાં કરતાં કહ્યું:–" આ નરકાગારમાંથી કેવળ તમે જ મ્હારો ઉદ્ધાર કરશો એવી હું આશા રાખું છું; પરંતુ મ્હારો ઉદ્ધાર કરવા જતાં તમારા શિરપર ભયંકર સંકટ આવી પડવાનો સંભવ છે!"

સૂર્યકાન્ત–ઉદ્ધાર !–સંકટ! આ સઘળો શો પ્રકાર છે એ હું સમજી શકતો નથી.

ફુલજાની:–તોરાબઅલ્લીએ તમારા પ્રાણનો નાશ કરવાનો નિશ્ચય કર્યો છે.

સૂર્યકાન્ત:–શા માટે એવો નિશ્ચય કર્યો છે? મ્હારો શો અપરાધ છે?

ફુલજાની આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તેના વિચારમાં પડી ગઇ. થોડા સમય પછી નીચું જોઇને તેણે કહ્યું:–"તોરાબ એમ ધારે છે કે, હું તમને ચ્હાઉં છું."

આટલું બોલતાં બોલતાંમાં બાળિકાના હૃદયમાં જાણે કે સમુદ્ર-મંથનની ક્રિયાનો આરંભ થઇ ગયો. સૂર્યકાન્તે કપાળ સંકુચિત કરીને કહ્યું:–"આ વાત સત્ય છે કે?"

ફુલજાનીએ ધીમેથી એક નિશ્વાસ મૂકયો, તથા તે કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય લજ્જાતિશયથી નીચું જોઇને પાષાણપ્રતિમાની માફક ઉભી રહી. સૂર્યકાન્ત હવે સારી રીતે સમજી શકયો કે એ બાળિકાના અંતરમાં તેના માટે પ્રેમ ઉપજ્યો છે. એક ક્ષણ માત્રમાં અસંખ્ય વાતોનું સૂર્યકાન્તને સ્મરણ થઇ આવ્યું. તેણે વિચાર્યું:– "શું આટલા માટે જ આ બાળિકા હમ્મેશાં પ્રભાતકાળે મ્હારું દર્શન કરવાની લાલસાથી બારીમાં ઉભી રહે છે? આટલા માટે જ એ બાળિકા મ્હને જોતાંની સાથે જ ચમકી ઉઠે છે?!"

સૂર્યકાન્તે એક નિશ્વાસ મૂકીને પૂછ્યું:–"ફુલજાનિ! મ્હારા શિક્ષક તોરાબઅલ્લી તમારા શા સગા થાય છે?"

ફુલજાની:–તેઓ સાથે મ્હારો કાંઇ સંબંધ નથી.

સૂર્યકાન્તઃ–તેમની સાથે તમારો સંબંધ નથી! જો–આટલા કાળથી હું અત્રે આવું છું છતાં આ વિષયનો કાંઇ વિચાર મ્હારા મનમાં ઉપજ્યો નથી; પરંતુ આજે મ્હારે તમને કેટલીક હકીકત પૂછવી પડે છે. જ્યારે તોરાબઅલ્લી સાથે તમારો કાંઇ સંબંધ નથી ત્યારે પછી શા સંબંધથી તમે તેમના આશ્રયમાં રહો છો?

ફુલજાની:–સંબંધ? હિન્દુ સાથે મુસલમાનનો સંબંધ!

આ સમયે દૂરથી તોરાબે જોયું કે, સૂર્યકાન્ત કોઇના તરફ જોઇ

રહીને કાંઇ સાંભળે છે પછી તેણે ફુલજાનીને ઝડપથી એ સ્થળેથી તેના ઓરડા તરફ ચાલી જતી જોઇ !

સૂર્યકાન્તના અભ્યાસની સમાપ્તિ થઈ. તે હમ્મેશાંની માફક તારાખના ગૃહનો ત્યાગ કરીને ચાલ્યો જતો હતો એવામાં તારાખે તેને કહ્યુંઃ—"સૂર્યકાન્ત! હમણાં થોડા દિવસ સૂધી તમે અભ્યાસ કરવા આવશો નહિ. મ્હારે એક જરૂરી કાર્યમાં થોડા દિવસ સૂધી રોકાવાનું છે."

સૂર્યકાન્ત વિદાય થઇ ગયો એટલે તારાખે ફુલજાનીને બોલાવી. બાળિકા કંપતી કંપતી તેની પાસે આવી. ઘણા સમય સૂધી ચુપ રહ્યા પછી ગંભીર સ્વરે તારાખે કહ્યુંઃ—"ત્હારા સદ્‌ભાગ્યે હમણાં મ્હારી પાસે એક પણ હથિયાર નથી; નહિ તો આ પળે જ હું ત્હારા મસ્તકને ધડથી જૂદું કરી નાખત. હવે હું તને શું કહું ?—તું હમણાં જ મ્હારી પાસેથી ચાલી જા ! તું એ હિન્દુ કાફરની પાસે પ્રેમયાચના કરે છે ?!" આમ કહી અત્યંત ક્રોધથી પૃથિવીપર પગ પછાડી તારાખ એ સ્થળનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૬ હું.

### પ્રણયી કે વિષયી ?

"ફુલ,—ફુલબિબિ,—ફુલજાનિ !"

ફુલજાનીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તે રુદન કરતી હતી.

"ફુલજાનિ ! હું આવ્યો છું; તું દ્વાર ઉઘાડ."

ફુલજાની રુદન કર્યા કરતી હતી. તે દ્વાર ઉઘાડવાને ઉઠી નહિ

તેમ જ તેણેકાંઇ ઉત્તર પણ આપ્યો નહિ. આવનાર માણસે ફરીથી હાંક મારી, દ્વાર ખખડાવ્યું; છતાં ફુલ ઉઠી નહિ અને તેણે ઉત્તર આપ્યો નહિ. આવનાર વ્યક્તિ બ્હાર દ્વાર પાસે ઉભી રહી. આવી રીતે થોડું સમય પસાર થઈ ગયો.

પંચમીનો ચંદ્ર અંધકાર દૂર કરી ધીમે ધીમે આસમાની આકાશમાં ઉદિત થતો હતો. કોમળ ચંદ્રકિરણોથી વસુંધરા પ્રકાશિત થતી હતી. જે ઓરડામાં ફુલજાની પડી રહીને રુદન કરતી હતી એ ઓરડામાં એક બારીમાંથી ચંદ્રકિરણોએ પ્રવેશ કર્યો. એ ચંદ્રકિરણોનો પ્રકાશ ફુલજાનીના મ્હોંપર પડવાથી ફુલનાં નેત્રોમાંનાં અશ્રુબિંદુઓ અત્યંત ઉજ્વળ બની ગયાં. ફુલજાની ષોડશી કિશોરી–અપૂર્વ સુન્દરી હતી. તેના રૂપથી એ અંધકારમય ઓરડામાં પણ જાણે કે પ્રકાશનો વિસ્તાર થયો હતો. એ પ્રકાશની સાથે ચંદ્રકિરણોનો પ્રકાશ જાણે કે ભળી ગયો !

ઘણા સમય પછી ફુલજાની ઉઠીને બેઠી થઇ. તેણે પોતાનાં નેત્રોમાંનું અશ્રુજળ સ્વચ્છ કર્યું નહિ. મ્હોં તથા નેત્રોપર કેશકલાપની બે ત્રણ લટ પડી હતી તે પણ તેણે યથાસ્થિત કરી નહિ. વક્ષઃ–સ્થળપરથી ખસી ગયેલા વસ્ત્રને પણ તેણે બરાબર કર્યું નહિ. તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુઓ ટપકતાં હતાં. ગાઢ નિશ્વાસોથી તેનું હૃદય ધબકતું હતું. એકાગ્રદૃષ્ટિથી ફુલ જે બારીમાંથી એ ઓરડામાં ચંદ્રકિરણોનો પ્રકાશ આવતો હતો એ બારી તરફ જોઈ રહી. ચોતરફ ચાંદનીના સુવિમળ સ્નિગ્ધ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. દ્વારની બ્હાર આવી ઉભી રહેલી વ્યક્તિએ આવેગથી કહ્યું:–"ફુલ,–ફુલબિબિ,–મ્હારી ફુલજાનિ ! ઉઠ,–દ્વાર ઉઘાડ, હું આવ્યો છું."

આ સમયે ફુલજાની ચમકી ઉઠી. અત્યાર સુધી તે કાંઈ સાંભળી

શકી નહોતી. નેત્રોમાંનું અશ્રુજળ સાફ કરતાં કરતાં તે ઉઠી તથા તેણે ઝડપથી દ્વાર ઉઘાડી નાખ્યું. તોરાબે ઓરડામાં પ્રવેશ કરીને પૂછ્યું:– અહીં દીવો કેમ નથી? અત્યાર સુધી તું ગુપચુપ પડી રહીને શું કર્યા કરતી હતી? મ્હારી હાંક ત્હેં નહોતી સાંભળી કે? ”

ફુલજાનીએ તોરાબના આ પ્રશ્નોનો કાંઇ ઉત્તર નહિ આપતાં દીપક સળગાવ્યો. તોરાબે કહ્યું:—“ ફુલ ! તું રડી હોય એમ લાગે છે. આ અંધકારમય ઓરડામાં આર્દ્રભૂમિપર પડી રહીને અત્યાર સુધી તું રડતી હતી કેમ ? ”

ફુલજાનીએ એક નિશ્વાસ મૂકીને કહ્યું:—“ ના. ”

તોરાબ:–ઠીક, મ્હને ત્હારું મ્હોં જોવા દે જોઇએ–તું મ્હારા તરફ ત્હારું મ્હોં ફેરવ જોઇએ!

ફુલજાનીએ પોતાનાં નયનયુગલમાંનું અશ્રુજળ સાફ કરી નાખ્યું હતું. તોરાબ તરફ મ્હોં ફેરવતાં અસ્તવ્યસ્ત થઇ ગયેલા કૃષ્ણકેશકલાપને તેણે યથાસ્થિત કર્યો. જેવું તેણે તોરાબ તરફ જોયું કે, નેત્રોના ખુણામાં ભરાઇ રહેલાં બે અશ્રુબિંદુઓ જમીનપર ટપકી પડયાં. એ અશ્રુબિંદુઓ જોવામાં આવતાં તોરાબનું હૃદય વ્યથિત થયું. તેણે અશ્રુમુખી બાળિકાના બન્ને હાથ પોતાના હાથમાં લઇ સ્નેહસૂચક સ્વરે કહ્યું:–“ ફુલજાનિ ! સઘળા દુરાગ્રહનો ત્યાગ કરીને તું મ્હારી વાત સાંભળ. જો, હું પણ એક મનુષ્ય છું. હું તને આટલી બધી પીડા કરું છું તેથી મ્હને સુખ થાય છે એવી કલ્પનાને તું કદાપિ ત્હારા અંતરમાં સ્થાન આપીશ નહિ. તું મ્હારા શબ્દોપર વિશ્વાસ મૂકે યા ન મૂકે તો પણ મ્હારે કહેવું જોઇએ કે, તને દુ:ખ દઇને સેંકડો વખત મ્હેં મ્હારા હાથે મ્હારું કપાળ પછાડ્યું છે ! ત્હારાપર મ્હારો આંતરિક અનુરાગ હોવાથી જ તને દુ:ખી કરીને હું દુ:ખી થાઉં છું. તને

હું ચ્હાઉં છું તેથી જ મ્હારા અંતરમાં ઇર્ષ્યા અને અભિમાન ઉત્પન્ન થાય છે; નહિ તો એવો શત્રુ કોણ છે કે, જે તને દુઃખી કરી, તેમ જ કુવચનોથી વ્યથિત કરી સુખી થાય ? અરેરે ! તું મ્હારા પ્રેમની કદર કરી શકતી નથી તેથી હું મ્હને ઘણો દુર્ભાગી સમજું છું. ”

આટલું બોલતાં બોલતાંમાં તોરાબનું સર્વાંગ રોમાંચિત થયું. તેનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. ગદ્‌ગદ કંઠે તે પાછો કહેવા લાગ્યોઃ—“ કુલજાનિ ! ત્હારું મુખ જોવાથી પણ મ્હને કેવો આનન્દ થાય છે—કેટલું બધું સુખ થાય છે એ માત્ર હું જ જાણુંછું;—આઠ વર્ષમાં ત્હારા માટે મ્હેં મ્હારા મનમાં કેવી સુખમય કલ્પનાઓ કરી છે એ મ્હારા પોતાના સિવાય બીજું કોણ જાણી શકે ? મનુષ્ય મનુષ્યની મર્મ-વ્યથા સમજતું નથી ! ”

આ સમયે મૌનનો ભંગ કરીને કુલજાનીએ કહ્યું:—“ તમે મ્હને ચ્હાઓ છો એ હું જાણું છું. ”

તોરાબઃ—હું તને ચ્હાઉં છું ? ના ના-એ વાત ખોટી છે. હું તને ચ્હાતો નથી ! યથાર્થ સ્નેહને હું સમજતો નથી. જો હું તને ખરી રીતે ચ્હાતો હોત તો મ્હારો આ રોગ દૂર થઇ જાત.

આ સમયે તોરાબના નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી ! સજળનયને તે પૂર્વવત્ સ્વરે કહેવા લાગ્યોઃ—“ મ્હને શો રોગ છે તે તું જાણે છે કે ? જે માણસ યથાર્થ પ્રેમ જાણતો હોય તે પોતાની પ્રણયપ્રતિમાને એક નિષ્ઠુર ચાણ્ડાલની માફક દુઃખી કરી શકે ખરો કે ? ત્હારું આ મુખ જોવામાં આવતાં સઘળું દુઃખ ભૂલી જવું જોઇએ,—અરેરે ! આ મુખ મલિન કરીને—ત્હારા હસમુખા મ્હોંને રડાવીને કોણ મ્હારી માફક એક દાનવના જેવું નિષ્ઠુર કાર્ય કરી શકે ? ”

કુલજાનીઃ—ત્યારે હવેથી તમે મ્હને દુઃખી કરશો નહિ.

તોરાબ ચુપકીદીથી રુદન કરતો હતો. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી પાછો તે કહેવા લાગ્યોઃ—“ ખરેખર ! હું ત્હારો દુશ્મન છું થી જ તને દુઃખી કરું છું અને વારંવાર કઠોર વચનો સંભળાવું છું; પરંતુ મ્હારો સ્વભાવ કાંઈ એવો નથી. ત્હારા આ દેવદુર્લભ રૂપસૌન્દર્યની શિખાએ મ્હારા અંતરમાં હિંસાનો પ્રાણહારક પ્રચણ્ડ અગ્નિ સળગાવ્યો છે ! લોક વિસ્મિત બની ત્હારા તરફ જોયા કરે— ત્હારું અપૂર્વ મુખમંડળ જોઇ આત્મભાન ભૂલી જાય એ હું જોઈ શકું કિંવા સહન કરી શકું તેમ નથી. તેથી જ મ્હેં તને સર્વની દૃષ્ટિથી દૂર રાખી છે. અરેરે ! કુલજાનિ ! તું એક બાળિકા હોવા છતાં આ વૃદ્ધના હૃદયસમુદ્રમાં ત્હેં કેવા તોફાની તરંગો ઉત્પન્ન કર્યાં છે તેનું તને જ્ઞાન હોય એમ લાગતું નથી. હું ઇસલામ ધર્મને પણ ભૂલી જવા બેઠો છું; નહિ તો આ પ્રણય કરવાની ઉમ્મર છે કે ? ફુલ-જાનિ ! એક વખત તું આ વૃદ્ધના દુઃખી હૃદય તરફ જો—બીજા કોઇના તરફ જોઇશ નહિ—કેમકે નયને નયનનું મિલન થતાં એક પ્રકારની વિજળી ચમકી ઉઠવાનો સંભવ છે ! ”

ફુલજાનીઃ—ઠીક, હવેથી હું કોઇના તરફ જોઇશ નહિ.

તોરાબે એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુંઃ—“ આટલાં કાવ્યો વાંચ્યા —આટલી વિદ્યા મેળવી; છતાં અરેરે ! આ દારુણ હિંસાવૃત્તિ દૂર થઈ નહિ. ફુલ ! ઇશ્વરે તને શા માટે આટલું બધું રૂપ આપ્યું ? તું ત્હારા રૂપની શિખા લઇને શા માટે આ દરિદ્રના ગરીબખાનામાં આવી હતી ? મ્હેં તને શા માટે કાવ્યો સંભળાવીને વિશેષ રસમયી શોભા-મયી બનાવી ? આ જો, આસમાની આકાશ કેવું સુન્દર દેખાય છે ! કેવી મધુર જ્યોત્સ્નાનો વસુંધરાપર વિસ્તાર થયેલો છે ? દૂર નજર કરી જો; તરંગમયી સરિતા ઉછાળા મારીને કેવી મધુર લીલા કરે છે !

સઘળું સુન્દર છે–સઘળું શોભામય છે! તું પણ કેવી સુન્દર છે! એ સૌન્દર્યમાં હું ડૂબી ગયો છું. ત્હારી રૂપશિખા જોઇને હું પતંગ બની ગયો છું; છતાં પેલા હિન્દુ યુવક સૂર્યકાન્તને જ્યારથી મ્હેં અ. સ્થાન આપ્યું છે ત્યારથી મ્હારાં સુખ શાન્તિ અદૃશ્ય થઇ ગયાં છે–હું મ્હારું સર્વસ્વ ગૂમાવી બેઠો છું. પ્રથમ હું કાંઇ સમજી શક્યો નહોતો–જો સમજી શક્યો હોત તો એ યુવકને અત્રે બિલકુલ આવવા દેત નહિ. સાચું કહે જોઇએ કે તું એ યુવકને ચ્હાતી નથી ?"

ફુલજાનીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. મોહમુગ્ધ તોરાબ વિશેષમાં કહેવા લાગ્યોઃ–"ભાષા શિક્ષણ મેળવવા માટે એ હિન્દુ યુવક મ્હારી પાસે આવે છે. એના જેવો બુદ્ધિવાન્ શિષ્ય આજ સુધીમાં બીજો એકકે મ્હારા જોવામાં આવ્યો નથી. વિવિધ કારણોને લીધે તે મ્હને પ્રિય થઈ પડ્યો છે; પરંતુ હું જાણતો નહોતો કે એને અત્રે સ્થાન આપવાથી આવું દુઃખકર પરિણામ આવશે–એ મ્હારો શત્રુ થશે! એ મ્હારી સઘળી આશાઓનો નાશ કરી મ્હને જીવતાં બાળશે! જો મ્હારી વિદ્યા બુદ્ધિ, રૂપ, ગુણ વગેરે સર્વ ગયું છે. દારુણ હિંસાથી હું દુઃખી થાઉં છું! ફુલજાનિ! નિર્વાપિત થઇ જાઓ–ત્હારા રૂપનો આ અગ્નિ નિર્વાપિત થઈ જાઓ; હું રૂપની જ્યોતિથી મ્હારા મનમંદિરમાં તને પ્રતિષ્ઠિત કરીશ. ત્હારું બાહ્ય રૂપ દૂર થઇ જશે એટલે હું મ્હારાં સુખ શાન્તિને પુનઃ મેળવી શકીશ. શું ઇશ્વર એવો દિવસ ફરીથી આપશે ?"

તોરાબની સઘળી હકીકત ફુલજાની સમજી શકી નહિ. તોરાબના અંતરની વ્યથાનું દર્શન થતાં તે પણ વ્યથિતા થઈ. તેના અંતરમાં થોડી દયા પણ ઉપજી; છતાં દયા અને પ્રેમમાં ઘણો પ્રભેદ રહેલો છે. કહેવાની આવશ્યકતા નથી કે, ફુલજાની કોઈ પણ પ્રકારે તોરાબને

પોતાનો પ્રણય અર્પણ કરી શકે તેમ નહોતી. તોરાબ માટે તો ધીમે ધીમે તેના મનમાં વિશેષ તિરસ્કાર ઉત્પન્ન થવા લાગ્યો હતો. સૂર્યકાન્તનું પ્રથમ દર્શન થતાં જ સમજ્યા વિચાર્યા સિવાય ફુલજાનીએ તેને પોતાનું મન સમર્પણ કરી દીધું હતું. જેવી રીતે ગુલાબની સુગંધિ આપોઆપ ફેલાય છે એવી રીતે સૂર્યકાન્તના આવિર્ભાવથી એકાએક પ્રણયની પરિમળ ચોતરફ ફેલાઇ ગઈ. એ સૌરભથી ફુલજાની આત્મભાન ભૂલી ગઇ.

મૂર્ખ તોરાબ રમણીના હૃદયનું રહસ્ય સમજ્યા સિવાય પ્રેમ મેળવવાની આશાથી ફુલજાની ઉપર જુલ્મ ગુજારતો હતો. નિષ્ઠુર વાક્યોથી તે તેના મર્મસ્થળને ભેદતો હતો, એ નિષ્ઠુર સમજતો નહોતો કે,ફુલ બાળિકા હોવા છતાં રમણી હતી. રમણી હૃદયનું આ રહસ્ય તોરાબની વિદ્યાબુદ્ધિથી અગમ્ય હતું. ને કાવ્યો સંભળાવીને, વિવિધ પ્રયત્નો કરીને જેનું મન જીતવાનો પ્રયત્ન કરતો હતો એ સરલા બાળિકા ફુલજાનીએ કોણ જાણે કે શાથી તેનો તિરસ્કાર કરીને તેના હિન્દુ શિષ્ય સૂર્યકાન્તને મનમાં ને મનમાં આત્મ સમર્પણ કર્યું હતું; નહિ તો હમણાં પ્રતાપના જીવનસહચર સૂર્યકાન્તના હૃદયમાં પ્રણયતરંગોનું તોફાન ઉપસ્થિત થવાનો બિલકુલ અવકાશ નહોતો.

તોરાબે ફુલજાનીને બીજી પણ ઘણી હકીકત કહી—તેને ઘણું સમજાવી ઘણો ઉપદેશ આપ્યો—ભાવીસુખની ઘણી કલ્પનાઓની છબીઓ બતાવી; પરંતુ તેનો એ સઘળો પ્રયાસ પ્રણયદેવતાના પ્રાબલ્ય સમક્ષ વૃથા થઇ પડયો.

એ દિવસે નિરાશ થઇ જઇને તોરાબ એક ગંભીર નિશ્વાસ મૂકી ચાલ્યો ગયો. ફુલજાની પણ નિશ્વાસ મૂકી, દ્વાર બંધ કરી દઈ શય્યામાં સુઇ ગઈ.

# પ્રકરણ ૭ મું.

## જીવનયજ્ઞનું અનુષ્ઠાન.

એક બે દિવસમાં જ સૂર્યકાન્તને એવા સમાચાર મળ્યા કે તેનો શિક્ષક તોરાબ બીજા કોઇ સ્થળે ચાલ્યો ગયો છે. તે ક્યાં ગયો છે—શા માટે ગયો છે એ સંબંધી સૂર્યકાન્ત કાંઈ જાણી શક્યો નહિ.

ફુલજાનીની કરુણાપૂર્ણ પ્રાર્થના સૂર્યકાન્ત ભૂલી ગયો નહોતો; પરંતુ એ સમયે એ વીરના વીરહૃદય સાથે પ્રેમનો કાંઈ સંબંધ નહોતો. તેના મનમાં નિરંતર સ્વદેશ, સ્વજાતિ તથા જનની જન્મભૂમિની જ ચિંતા જાગ્રત હતી. મોગલોના જુલ્મમાંથી સ્વદેશનો કેવી રીતે ઉદ્ધાર કરવો એ વિષયની ચિંતામાં જ તે તન્મય રહેતો હતો. તેના હૃદયરૂપી દુર્ભેદ્ય અજેય દુર્ગપર મદનદેવતાના બાણોની કાંઇ અસર થઇ શકી નહિ.

ત્યારે શું સૂર્યકાન્ત ફુલજાનીને ભૂલી ગયો હતો ? હિન્દુવીર સંકટમાં સપડાયલા મનુષ્યનો બંધુ ગણાય છે. સૂર્યકાન્તના મનમાં પણ ફુલજાનીની પ્રાર્થના હમ્મેશાં જાગ્રત રહેતી હતી. તે પોતાનું લોહી રેડીને પણ એ અનાથિની બાળિકાનો રાક્ષસી જુલ્મમાંથી ઉદ્ધાર કરવાની ઇચ્છા રાખતો હતો, અને તેથી જ તે બાળિકા ફુલજાનીને ભૂલી શક્યો નહિ. ઘણી શોધ કરવાં છતાં તે તોરાબ અથવા ફુલજાનીનો પત્તો મેળવી શક્યો નહિ. કેટલીક વખત તેના મનમાં એવો વિચાર ઉપજતો હતો કે, કદાચ નિષ્ઠુર તોરાબે ફુલજાનીને મારી નાખી હશે અથવા તો તે તેને બીજા કોઇ દેશમાં લઇ ગયો હશે. ફુલજા-

નીએ કહ્યું હતું કે, “ મોગલ સાથે હિન્દુનો કાંઇ સંબંધ હોઈ શકે ખરો કે ? ! ” ત્યારે શું ફુલજાની હિન્દુ છે ? અરેરે ! કયા દુર્ભાગી માણસનું એ કન્યારત્ન આવા દુરાચારી મોગલના પંઝામાં ફસાયું છે ?

સૂર્યકાન્તે કેટલાક દિવસ સુધી આ વિષયનો પોતાના મન સાથે વિચાર કર્યો; ત્યાર પછી ધીમે ધીમે એ ચિંતા તેના અંતરમાંથી અદૃશ્ય થઈ જવા લાગી.

બીજી તરફથી પ્રતાપ વિવિધ દેશોમાં ફરીને શંકરની સાથે પુનઃ આગ્રા આવ્યો. પછી ત્રણે બંધુઓ મળી અપાર ઉત્સાહથી મોગલ રાજ્યનો ધ્વંસ કરવાની ખટપટમાં પડયા.

વાંચકબંધુઓ જાણે છે કે, યશોહરના રાજસ્વ સંબંધીનો સઘળો કાર્યભાર હમણાં પ્રતાપના હાથમાં હતો. બુદ્ધિશાળી પ્રતાપે પોતાના મન સાથે કાંઇ નિશ્ચય કરી લગભગ ચારપાંચ વર્ષથી યશોહરના રાજકરમાંની એક પાઇ પણ શહેનશાહ અકબરને આપી નહિ. દરબારના અધિકારીઓએ પ્રતાપને બે ત્રણ વખત એ વાત કહી હતી; પરંતુ પ્રતાપ તેમને કોઇ પણ પ્રકારનો સ્પષ્ટ ઉત્તર નહિ આપતાં એમ જ કહેતો હતો કે, “ કોઇ ખાસ કારણને લીધે યશોહરથી કરની રકમ અત્રે આવવામાં ઢીલ થતી હોવી જોઇએ. મ્હારી માન્યતા પ્રમાણે એ રકમ હવે વિના વિલંબે આવી પહોંચશે. ” આવો અસત્ય ઉત્તર આપીને પોતાની મૌખિક વાતચિતથી પ્રતાપે દરબારના અધિકારીઓને પ્રસન્ન કરીને ઘણો સમય વીતાડી દીધો. છેવટે અધિકારીઓએ લાચારીથી આ વાત ખુદ શહેનશાહ અકબરને જણાવી એટલે અકબરે પ્રતાપને પોતાની પાસે બોલાવી કર ભરપાઇ નહિ થવાનું કારણ પૂછયું. એ પ્રશ્નના ઉત્તરમાં પ્રતાપે કહ્યું:—“ જહાંપનાહ ! હું પણ આ વિષયનું ખરું કારણ સર્વાંશે સમજી શકતો નથી. મ્હારી નમ્ર માન્ય-

તાનુસાર મ્હને એમ લાગે છે કે યશોહરનું શાસનકાર્ય અવ્યવસ્થિત થઈ ગયેલું હોવું જોઈએ. યોગ્ય કર્મચારીના અભાવથી પ્રજાનું શાસન નહિ થતાં તેનું પીડન થતું હોવું જોઇએ. રાજપ્રતિનિધિને નિર્બળ સમજી પ્રજાજનોએ કર આપવો બંધ કર્યો હોય તો એ પણ બનવા જેવું છે. સ્વેચ્છાચારી અશિષ્ટ પ્રજાની મતિગતિ સુધારવા માટે ત્યાં કોઇ સાર શાસનકર્ત્તાની નિમણુંક કરવી જોઇએ."

અકબરે પોતાનાં બન્ને વિશાળ ચક્ષુ વિશેષ વિસ્તૃત કરીને કહ્યું:—"ત્યારે તમારા પિતાજી અને કાકા મહાશય હવે યશોહરનું શાસન-કાર્ય બરાબર કરી શકે તેમ નથી કે?"

પ્રતાપે જોયું કે, મત્સ્ય જાળમાં સપડાયું છે. તેણે સ્વગત વિ-ચાર્યું:—"હે અંતર્યામી દેવતા! આ ઉત્તમ અવસર છે. મ્હારે આ પ્રસંગે રાજનૈતિક વ્યવહાર પ્રમાણે વર્તવું પડે છે એ માટે હું તમારી ક્ષમા ચ્હાઉં છું. પિતા! આ અધમ સંતાનના આજના અપરાધ તરફ જોશો નહિ." આવો સ્વગત વિચાર કરીને પ્રતાપે પ્રકાશમાં કહ્યું:—"જહાંપ-નાહનું અનુમાન એક રીતે જોવા જતાં યથાર્થ છે. મ્હારા પિતાજી અને કાકા મહાશય હવે વૃદ્ધ થયા છે. વળી મ્હારા પિતાજીએ કેટલાક કાળથી શાસનકાર્યનો ત્યાગ કરી ઇશ્વરભક્તિમાં પોતાનું મન પરોવ્યું છે. કાકા મહાશય ઘણી મુસ્કેલીથી યશોહરનું શાસનકાર્ય કરે છે. તેઓ પણ ત્રણ ચાર વર્ષનો રાજકર જહાંપનાહની હુજૂરમાં કેમ મોકલી શક્યા નથી એ વિષયનો હું કાંઇ ચોક્કસ નિર્ણય કરી શકતો નથી! ગમે તેમ હો, હું પણ કાંઇ નિશ્ચિંતતાથી બેસી રહ્યો નથી. આ વિષયનું ખરું કારણ જાણવા માટે એક માણસને મ્હેં યશોહર મોકલ્યો છે. હવે આ ગુલામ જહાંપનાહના ફરમાન મુજબ વર્તવાને તૈયાર છે."

અકબરે થોડા સમય સુધી ચુપ રહી સ્વગત કાંઇ વિચાર કર્યા

પછી કહ્યું:—" પ્રતાપ! જો તમે ચઢેલો રાજકર સત્વર મેળવી આપી શકો તેમ હો તો યશોહરના શાસનનો અધિકાર હું તમને સોંપવાને તૈયાર છું. પ્રવીણુ વૃદ્ધના હાથમાં વધારે કાળ સુધી રાજ્યકાર્યનો ભાર રહે એ ઠીક નથી. તમે ઉત્સાહી નવયુવક છો. તમારા સદ્‌ગુણોના પરિચયથી હું મુગ્ધ થઈ ગયો છું. મારી એવી માન્યતા છે કે યશોહરના શાસનનો અધિકાર સ્વીકારી તમે સત્વર સર્વ પ્રકારની સુવ્યવસ્થા કરી શકશો જ."

પ્રતાપે શિષ્ટાચાર દર્શાવી નમ્રતાથી કહ્યું:—" એ આ દાસપર બાદશાહ સલામતનો અનુગ્રહ છે. આપ કૃપા કરી મ્હને હાલ તરત થોડો સમય આપો. હું મ્હારાથી બનતા પ્રયત્ને સઘળો રાજકર વિના વિલંબે એકત્રિત કરી જહાંપનાહના ખજાનામાં ભરપાઇ કરીશ."

અકબરે સુચતુર પ્રતાપનો આ પ્રસ્તાવ સ્વીકાર્યો. તેણે પ્રતાપને છ માસનો સમય આપ્યો. બુદ્ધિશાળી પ્રતાપે માત્ર ત્રણ જ માસમાં ચઢેલો સઘળો કર બાદશાહી ખજાનામાં ભરી દીધો. અકબરે પ્રતાપના આ કાર્યથી સવિશેષ પ્રસન્ન થઇને એ કરની પુષ્કળ રકમમાંથી ત્રણ લાખ રૂપિયા તેને પારિતોષિક તરીકે આપ્યા, તથા ફરમાન આપીને તે તેને યશોહરના સત્તાધિકારી તરીકે બંગદેશમાં મોકલવાનો બંદોબસ્ત કરવા લાગ્યો. આ પ્રસંગે સુચતુર પ્રતાપે કહ્યું:— " જહાંપનાહ! વિશ્વસંસારમાં વિષયનો લોભ ઘણો પ્રબળ હોય છે. જો કે, મ્હારા પરમ પૂજનીય પિતૃદેવ અને કાકા મહાશય વૃદ્ધાવસ્થાએ પહોંચી ગયા છે તથા તેમણે પરલોકની ચિંતા તરફ લક્ષ્ય આપ્યું છે; પરંતુ આવા આકસ્મિક સંમાનની મ્હને પ્રાપ્તિ થતી હોવાથી તેઓ કદાચ નારાજ થાય અને યશોહરનું રાજસિંહાસન સહેલાઇથી મ્હારે સ્વાધીન ન કરે તો એ બનવા જેવું છે. જહાંપ-

નાહ ! મનુષ્ય સ્વભાવ જ આવો હોય છે. વળી કાકા મહાશયની સાથે મ્હારે બરાબર બનતું પણ નથી. તેથી તેમની સૂચનાથી કદાચ તેમના પુત્રો રાજસિંહાસન મેળવવાનો પ્રયત્ન કરે તો એ કાંઇ અશક્ય નથી. આ સર્વ પ્રકારનો વિચાર કરીને હું બાદશાહ સલામતને નમ્રતા પૂર્વક એવી પ્રાર્થના કરૂં છું કે, આ સેવકની સાથે આપ થોડું સૈન્ય પણ મોકલો. જો મ્હારી સાથે આવશ્યકીય સૈન્ય હશે તો યશોહરના શાસનાધિકારને હું સહેલાઇથી હાથમાં લઇ શકીશ."

અકબરે વિચાર્યું કે, પ્રતાપનું કહેવું કાંઇ ખોટું નથી. તેણે કહ્યું–"હું તમારી સાથે વીસ હજાર સુદક્ષ, રણકુશળ અને પ્રબળ પરાક્રમી યોદ્ધાઓને મોકલું છું. જુઓ, માત્ર યશોહરમાં જ નહિ; પરંતુ બંગાળા દેશનાં ભિન્ન ભિન્ન ન્હાનાં મ્હોટાં સ્થળોએ હમણાં તકરારો તથા રાજવિપ્લવ ઉપસ્થિત થાય છે;–હજી પણ રાજલક્ષ્મીથી વંચિત થયેલા પઠાણો હિતાહિતના જ્ઞાનનું વિસ્મરણ કરી, જીવનની માયા મમતાનો ત્યાગ કરી મ્હારા વિશાળ સામ્રાજ્યમાં અશાન્તિનો અગ્નિ સળગાવતા રહે છે; પરંતુ તમે યોગ્ય વ્યક્તિ છો–તમારી આધીનતામાં આટલું બધું સૈન્ય રહેશે એટલે બંગાળા દેશની શાન્તિ તથા સુવ્યવસ્થા વિશે ચિંતા રાખવાનું મ્હને કારણ રહેશે નહિ. તમે નિર્ભયતાથી તથા સંપૂર્ણ ઉત્સાહથી યશોહર જાઓ. તમારા સ્વદેશગમનનો સઘળો બંદોબસ્ત હું સત્વર કરી આપું છું."

આટલા દિવસ પછી વિધાતાએ દુઃખિની બંગભૂમિ તરફ ઉંચું મ્હોં કરીને જોયું;–આટલા દિવસ પછી પ્રતાપના જીવનયજ્ઞનું મહા આયોજન અનુષ્ઠિત થયું.

# પ્રકરણ ૮ મું.

## ક્ષમાપ્રાપ્તિ.

"દિલ્હીશ્વરોવા જગદીશ્વરોવા" તરીકે સમ્રાટ્ અકબર તરફ જેમની અચળ ભક્તિ છે, અકબરનો નામોચ્ચાર કરતાં જ જેઓ અજ્ઞાન બની જાય છે તેમનો એ ભક્તિ-વિશ્વાસ સર્વાંશે તો વ્યાજબી નથી જ. મુખ્યત્વે કરીને પ્રતાપાદિત્યના અભ્યુદયના આરંભકાળમાં, અકબરના રાજત્વની શુરુઆતમાં બંગાળા દેશની સ્થિતિ જોઇએ એવી સુખ શાન્તિદાયિની નહોતી. એ સમયે પુષ્કળ બુદ્ધિનો ઉપયોગ કરી અકબર હિન્દુ મુસલમાનોને એકઠા કરવાનો પ્રયત્ન કરતો હતો. એ સમયે બંગાળા દેશનાં ઘણાં સ્થળોએ વિશેષ અવ્યવસ્થા અને જુલ્મ દુઃખ વગેરેનું અસ્તિત્વ હતું. એ જુલ્મનું મૂળ કારણ એ હતું કે, રાજલક્ષ્મીથી વંચિત થયેલા પઠાણોનું પ્રાબલ્ય પુનઃ વધવા દેવું નહિ. પરંતુ સ્વાધીનતા મેળવવાનો પ્રયત્ન કરતા સાહસિક પઠાણોપર જુલ્મ કરવા જતાં મોગલ અધિકારીઓ ઘણી વખત નિરપરાધ હિન્દુઓપર પણ અત્યાચાર કરતા હતા. પઠાણોની સાથે ઘણી ખરી બંગાળાની પ્રજાનો તથા કેટલાક હિન્દુ રાજાઓનો પણ મૈત્રી સંબંધ છે એવી જ એ મોગલ અધિકારીઓની માન્યતા હતી. આ વાત સર્વથા અસત્ય હતી એમ કહેવાનું સાહસ પણ અમે કરી શકતા નથી; પરંતુ કાણ્ડજ્ઞાનશૂન્ય, સૌભાગ્યના ગર્વથી ગર્વિત બની ગયેલા અહંકારી મોગલ અધિકારીઓ ઘણી શાન્ત શિષ્ટ બંગાળી પ્રજાને પણ પુષ્કળ દુઃખી કરતા હતા. તેઓ તેમનાં ઘરબાર લૂંટી લઈ ભસ્મીભૂત બનાવી દેતા હતા,

તેમનાં દેવાલયોને અપવિત્ર કરતા હતા તથા આવાં તિરસ્કારયુક્ત કાર્યો કરીને તેઓ સુખ અનુભવતા હતા. તે સિવાય અન્યાયથી વિશેષ કર લઇને પણ તેઓ તેમને દુઃખી કરતા હતા. આમ હોવાથી એ સમયે બંગાળાની સામાન્ય પ્રજા અકબરની રાજવ્યવસ્થાથી સંતુષ્ટ નહોતી; પરંતુ બીજા યવન નરપતિઓની સાથે તુલના કરતાં અકબરને તેમનાથી વિશેષ સારો ગણવો જોઇએ એ વાર્ત્તાનો અમે પણ મુક્તકંઠે સ્વીકાર કરીએ છીએ.

લોકચરિત્રને સમજવામાં પ્રતાપ સુચતુર હતો, તથા તે સમ્રાટ્ અકબર પ્રત્યે બંગાળી પ્રજાનો કેવો ભાવ છે એ સમજી શક્યો હતો. ત્યાર પછી જ્યારે અકબરના કૃપાકટાક્ષથી બાવીસ હજાર બહાદુર સૈનિકોસહ તે જન્મભૂમિ તરફ પાછો જતો હતો—એ સમયે શંકર અને સૂર્યકાન્તની સાથે તે આ વિષયના સત્યાસત્યનો નિર્ણય કરવાને પ્રવૃત્ત થયો. તેણે જોયું કે, બંગાળાને જો તે મોગલોની આધીનતામાંથી મુક્ત કરવાનો પ્રયત્ન કરશે તો સમસ્ત દેશ સર્વાંતઃકરણથી તેને સહાયતા કરશે. પ્રતાપ વિચારી શક્યો કે, હજી પણ હિન્દુઓનાં શરીરમાં સ્વદેશભક્તિઉત્તેજક રક્ત થોડા ઘણા અંશે વહે છે. પ્રતાપનું સાહસ ઘણું વધી ગયું. હવે તેની એવી ખાત્રી થઇ ગઇ કે, કદાચ સમસ્ત ભારતવર્ષ સ્વાધીન કરવાનું નહિ બની શકે તો પણ બંગાળા દેશને તો તે અવશ્ય સ્વાધીન કરી શકશે. ત્રણે અભિન્નહૃદય બંધુ શંકર, સૂર્યકાન્ત અને પ્રતાપે અંતરના આનન્દથી અને પૂર્ણ ઉત્સાહથી પરસ્પરને આલિંગન કર્યું. શંકરે આનન્દથી ઉત્તેજિત બની જઇને કહ્યું:—" પ્રતાપ ! પેલી વાત યાદ આવે છે કે ? લગભગ પાંચ વર્ષ ઉપર ચિંતાતુર ચિત્તે આ બન્ને દરિદ્ર બંધુઓની સાથે આશા નિરાશાથી વિવિધ તર્ક વિતર્ક કરતો તું સ્વદેશમાંથી બહિષ્કૃત

થયો હતો એ વાત આજે તને યાદ આવે છે કે ? આજે ઇશ્વરના કેવા અપૂર્વ મહિમાનું આપણે દર્શન કરીએ છીએ ! આજે તું ત્હારા અંતરમાં દૃઢ વિશ્વાસની સ્થાપના કરી પુનઃ પ્રચંડ તેજથી તેમજ ઘણા સમારોહથી યશોહરના રાજસિંહાસનપર બેસવાને જાય છે એ જ આપણા ભાગ્યોદયનું ચિહ્ન છે !"

આટલું બોલતાં બોલતાંમાં ભગવત્-પ્રેમિક શંકરનાં નેત્રોમાં ભક્તિજળ ભરાઇ આવ્યું. આ સમયે સૂર્યકાન્તે પણ મુક્તકંઠે કહ્યું— "અને હજી પણ સર્વોચ્ચ સંમાન અવશિષ્ટ રહેલું છે. મ્હને એવો વિશ્વાસ છે કે, ઇશ્વર કૃપાથી પ્રતાપ કાળક્રમે એ સંમાન પણ મેળવીને સ્વદેશપૂજ્ય થઇ શકશે."

પ્રતાપે કૃતજ્ઞ અંતરથી પ્રીતિપૂર્વક કહ્યું:—"ભાઇ ! આ આપણા ત્રણેના શ્રમનું પરિણામ છે. તમારી ઉભયની શક્તિ સિવાય એકલા પ્રતાપની સામાન્ય શક્તિ શું કરી શકે તેમ છે ?"

પ્રતાપના સૌભાગ્યોદયના આ શુભ સમાચાર જાણવામાં આવતાં યશોહરનાં આબાલ વૃદ્ધને અતિશય આનન્દ થયો. વિક્રમાદિત્ય અને વસન્તરાય પણ આ સમાચાર જાણી સુખી થયા. વિચારશીલ પ્રતાપાદિત્યે પ્રથમથી જ ભવિષ્યનો વિચાર કરી સ્નેહાસ્પદ વસન્તરાયને પૈતૃક સંપત્તિનો કેટલોક ભાગ સોંપી દીધો હતો, તથા વસન્તરાયના નિવાસ માટે એક જૂદો મહાલય પણ તૈયાર કરાવ્યો હતો !

યથા સમયે પ્રતાપ સૈન્યસહ યશોહરમાં ઉપસ્થિત થયો. નગરની સરહદમાં છાવણી નાખી, સૈન્યને બરાબર ગોઠવી પ્રથમ તેણે નગરને ઘેરો ઘાલી ખજાનો હસ્તગત કર્યો. કોઇ પણ પ્રકારના વિઘ્ન સિવાય તથા એક પણ વ્યક્તિનું લોહી રેડાયા સિવાય સહેલાઇથી આ કાર્ય સિદ્ધ થયું. વિક્રમાદિત્ય તેમ જ વસન્તરાય પૈકી કોઇએ

પ્રતાપાદિત્ય તરફ બિલ્કુલ વિરોધ દર્શાવ્યો નહિ. ઉલટા તેઓ કેટલાક વિશિષ્ટ નોકરોની સાથે પ્રતાપની મુલાકાત કરવાના વિચારથી તેની છાવણીમાં ઉપસ્થિત થયા. તેમનો આવો શિષ્ટાચાર જોઇ પ્રતાપ મનમાં ને મનમાં અત્યંત લજ્જિત થયો. એક અપરાધીની માફક નમ્રતાથી બન્ને હાથ જોડી તે પોતાના પિતા તથા કાકા પાસે આવ્યો. વિક્રમાદિત્ય અને વસન્તરાયે તેને બિલ્કુલ ઠપકો આપ્યા વગર શુભાશીર્વાદ આપ્યા. આથી પ્રતાપ વિશેષ શર્માઇ ગયો. તેણે પિતા તથા કાકાને સાષ્ટાંગ પ્રણામ કરી તેમની ચરણરજ મસ્તકપર ચઢાવીને કહ્યું:–"મ્હારા અંતરમાં ચિરકાળથી જે આશાનું હું પોષણ કરૂં છું તે સત્વર ફળવતી થાય એવો આપ મ્હને આશીર્વાદ આપો. તે સાથે મ્હારા કોઇ પણ કાર્યમાં બાધા નહિ કરવાની હું નમ્રતાપૂર્વક આપને પ્રાર્થના કરું છું. રાજનીતિનો માર્ગ ઘણો કુટિલ તથા વિવિધ વિઘ્નોથી પરિપૂર્ણ હોય છે; તેથી મ્હારે કૌશલપૂર્વક આપનાથી વિરુદ્ધ વર્તી સમ્રાટ્ અકબરની કૃપા મેળવવી પડી છે. જો આ માર્ગ સ્વીકાર્યો ન હોત તો હું મ્હારા જીવનની મહત્ આકાંક્ષા પૂર્ણ કરી શક્યો હોત નહિ. મ્હારી એ મહદાકાંક્ષાનો પરિચય હવે થોડા સમયમાં જ આપને થશે. મ્હારા ઉદ્દેશને સમજી જઇ, મ્હારા ઉચ્ચ લક્ષ્યનો વિચાર કરી આપ મ્હને મ્હારા અપરાધની ક્ષમા આપશો એવો હું વિશ્વાસ રાખું છું. વળી સંતાન સદૈવ વડિલ જનોની ક્ષમા મેળવવાને યોગ્ય છે."

પ્રતાપનાં આવાં આંતરિક સરળ વચનો સાંભળી વિક્રમાદિત્ય અને વસન્તરાયે તેને ક્ષમા આપી. વિક્રમાદિત્યે સ્નેહાતિશયથી કહ્યું:– "ભાઇ! હું એવો આશીર્વાદ આપું છું કે, તું સન્માર્ગે રહી, ચિરાયુ થઇને રાજધર્મનું પાલન કર. હવે મ્હારે શા માટે ત્હારા કાર્યમાં

અડચણ કરવી જોઇએ ? આ સંસારમાં હું હવે કેટલા દિવસ માટે છું ?! હે પ્રભુ ! હવે તો આ ભવસાગરમાંથી પાર ઉતારો મ્હારા નાથ ! ”

થોડા સમય પછી પાછો વિક્રમાદિત્ય કહેવા લાગ્યોઃ-“ પ્રતાપ! તુ ત્હારા ગુણોથી સમ્રાટ્‌ને સંતુષ્ટ તેમ જ પ્રસન્ન કરી આવું ઉચ્ચ સંમાન મેળવવાને શક્તિવાન્ થયો છે તેથી મ્હને અતિશય આનન્દ થાય છે; છતાં ભાઈ! વાસનાનો અંત નથી, એવું સ્મરણમાં રાખી હરિના ચરણકમળમાં મતિ રાખી જીવનયાત્રાનો નિર્વાહ કરજે એટલી જ મ્હારી તને ભલામણ છે. ”

પ્રતાપે ચુપકીદીથી પોતાનું મસ્તક પિતાના ચરણોમાં નમાવ્યું. વસન્તરાયે કહ્યું:-“ પ્રતાપ ! મહારાજે હમણાં જે કાંઇ કહ્યું છે તે જ સાર છે. શાન્તિ સિવાય બીજી કોઇ વસ્તુ જીવનને પ્રિય નથી. એ શાન્તિ મેળવવા માટે તું જેટલો સંયમી થઈ શકીશ તેટલું જ ત્હારું અંતર તૃપ્ત થશે. શાસ્ત્રકારો પણ સર્વત્ર એવું જ કહી ગયા છે કે:-

“ न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्द्धते ॥ ”

પ્રતાપે કાકાનાં વચનોનો પણ કાંઇ પ્રતિવાદ કર્યો નહિ; પરંતુ પોતાના મનમાં તેણે એક ગંભીર નિશ્વાસ મૂક્યો.

# પ્રકરણ ૯ મું.

## ઉત્કલ–વિજય

યશોહરના રાજપ્રતિનિધિનું પદ પ્રાપ્ત કર્યા પછી પ્રતાપે ઘણા થોડા સમયમાં જ સઘળાં રાજકીય કાર્યોની સુવ્યવસ્થા કરી નાખી. પ્રતાપની શાસનપદ્ધતિથી યશોહરનાં આબાલવૃદ્ધ અત્યંત પ્રસન્ન તથા સુખી રહેવા લાગ્યાં. સર્વજન મુક્તકંઠે પ્રતાપના કલ્યાણની કામના કરી તેના સર્વ ઉચ્ચાભિલાષ સત્વર પૂર્ણ થાય એમ ઇચ્છવા લાગ્યાં. યશોહર નગરીનાં હવાપાણી સ્વાભાવિક રીતે જ ઉત્તમ હોઇ ત્યાંની ભૂમિ રસાર્દ્ર હતી. પ્રતાપે પોતાના બુદ્ધિચાતુર્યથી એ ભૂમિને વિશેષ રસાર્દ્ર બનાવી દીધી અને પ્રતિ વર્ષે પ્રથમનાં વર્ષો કરતાં પુષ્કળ પાક ઉત્પન થવા લાગ્યો. સર્વથી પ્રથમ પ્રતાપે પુષ્કળ મજુરો એકઠા કરીને સુંન્દરવનના ઘણાખરા પ્રદેશમાં વૃષ્ટિનું જળ ભરી રાખવાનો કાંસ ખોદાવ્યો. તે સિવાય સ્વચ્છ જળથી પરિપૂર્ણ કેટલાંક સરોવરો ખોદાવ્યાં. થોડા સમય પૂર્વે જે સ્થળે ગંભીર અરણ્ય આવેલું હતું તે હવે ખેતર તરીકે કિંવા સરોવર તરીકે રાજ્યની શોભાસંપદમાં વૃદ્ધિ કરવા લાગ્યું.

આ સઘળાં કાર્યો કર્યા પછી પ્રતાપે યશોહરની ચોતરફ મજબૂત કિલ્લો બંધાવવા માંડ્યો. એ સિવાય આસપાસનાં કેટલાંક ઉપયોગી સ્થળોએ પણ તે કિલ્લાઓ બંધાવવા લાગ્યો. એ સઘળા કિલ્લાઓ દુર્ભેદ્ય હતા. શત્રુઓની તોપોના ગોળાઓથી, કમાનોના વજ્રનાદથી કિંવા તીરોની વૃષ્ટિથી એ કિલ્લાની મજબૂત દિવાલો ડગમગે તેમ નહોતી. ત્યાર પછી યુદ્ધોપયોગી વહાણો તૈયાર કરાવવા માંડ્યાં; કેમ કે

એ સમયે પોર્તુગીઝ જળદસ્યુઓનો બંગાળામાં વિશેષ ઉપદ્રવ હતો.

સૈનિકનિવાસ તરફ પ્રતાપની પ્રખર દૃષ્ટિ હતી. પોતાના સૈનિકોને કોઇ પણ પ્રકારનું કષ્ટ વેઠવું પડે નહિ—સૈનિકો નિરંતર પોતાના તરફ પ્રેમભાવ રાખે એ વિશે પોતાનાથી બનતો પ્રયત્ન કરવામાં પ્રતાપ કદાપિ પાછી પ્હાની કરતો નહિ. જોતજોતાંમાં તેની સૈન્યસંખ્યા બમણી થઇ ગઇ.

પછી પ્રતાપે ભાવી મહાયુદ્ધના ઉપયોગાર્થે ઘણો દારુગોળો, હુન્નરો બંદુકો, તલ્વારો, તીરો, ધનુષ્યો વગેરે વસ્તુઓનો સંગ્રહ કરવા માંડ્યો. આ માટે તેણે રાજધાનીમાં એક કારખાનાની પણ સ્થાપના કરી. કેટલાક જળદસ્યુઓને, તથા યુદ્ધકુશળ મહાપરાક્રમી સેનાપતિઓને તેણે પોતાના સૈન્યમાં રાખ્યા. કયા ઉપાયથી, કયા કૌશલથી સમસ્ત બંગાળા દેશનો મોગલોની આધીનતામાંથી ઉદ્ધાર થઇ શકે—શું કરવાથી હિન્દુઓના દેશમાં પુનઃ સ્વાધીન હિન્દુરાજા સ્વાધીનતાથી રાજત્વ કરી શકે એ વિશે પ્રતાપ પોતાના પ્રાણોપમ બંધુઓ શંકર અને સૂર્યકાન્તની સાથે ચર્ચા કરવા લાગ્યો.

પ્રેમમયી પત્નિની આ પ્રસંગે પતિને વિશેષ ઉત્સાહ તથા હિમ્મત આપવા લાગી. સતીની એ તેજસ્વિતાપૂર્ણ આંતરિક ઉત્તેજનાથી પ્રતાપ ઘણો અગ્રેસર થયો. આ સમયે પ્રતાપના સંસારમાં એક પરમ લાવણ્યમયી કન્યાએ જન્મ ગ્રહણ કર્યો. એ કન્યાનું નામ બિન્દુમતિ રાખવામાં આવ્યું.

સ્વતંત્રતાનો ચુસ્ત હિમાયતી—સ્વાધીનતા દેવીનો પરમ ભક્ત પ્રતાપ જ્યારે પોતાના જીવનવ્રતને સફળ કરવાની સઘળી તૈયારીમાં પ્રવૃત્ત થયો હતો એ સમયે તેના ધર્મપ્રાણ પિતા પરલોકવાસી થયા. ઘણા સમારોહથી પિતાનું શ્રાદ્ધ સંપન્ન કરી પ્રતાપ પુનઃ પોતાના સંકલ્પની સાધના કરવા લાગ્યો.

શંકર તથા સૂર્યકાન્તની સાથે મસલત કરી તેણે એવો નિશ્ચય કર્યો કે, પ્રથમ દેશી રાજાઓને તથા ન્હાના મ્હોટા જમીનદારોને હસ્તગત કરવા જોઇએ; કેમકે મોગલોની સાથે જાહિર શત્રુતા થયા પછી ગૃહશત્રુ થઇને કોઈ પોતાનાથી વિરુદ્ધ વર્તે નહિ. એ માટે પ્રથમથી જ સાવધાનતા રાખવાની પ્રતાપને જરૂર જણાઈ હતી.

પ્રતાપે સર્વથી પ્રથમ ઓઢીઆની શક્તિની પરીક્ષા કરવાનો સંકલ્પ કર્યો. એ સમયે ઓઢીઆના હિન્દુ રાજાઓ અન્યાન્ય રાજાઓની માફક વીર્યહીન તથા પરાધીનતાભિલાષી નહોતા. જો સમગ્ર ઓઢીઆને હાથમાં લેવામાં આવશે તો પોતાના કાર્યે ઘણું અગ્રેસર થશે એવી પ્રતાપની ધારણા હતી.

પિતાનું શ્રાદ્ધ કરી નાખ્યા પછી તીર્થગમનનું બાહ્ય કારણ દર્શાવી શુભ દિવસે, શુભ ક્ષણે પ્રતાપ ઓઢીઆ તરફ વિદાય થયો. પોતાની સાથે તેણે ઘણું થોડું સૈન્ય લીધું હતું. એ સૈન્યની સંખ્યા થોડી હોવા છતાં એમાં સઘળા વીર, સાહસિક અને રણનિપુણ સૈનિકોનો જ સમાવેશ થયેલો હતો. શંકર અને સૂર્યકાન્તને એ સૈન્યના અધિનાયક તરીકે નિયુક્ત કરવામાં આવ્યા હતા.

ભગવદ્ભક્ત વસન્તરાયે પ્રતાપને એવો અનુરોધ કર્યો હતો કે, જો કદાચ બની શકે તો પ્રતાપે ઓઢીઆના જાગ્રતદેવતા ઉત્કલેશ્વર નામક શિવલિંગ અને ગોવિંદદેવ નામની કૃષ્ણપ્રતિમાને યશોહરમાં લાવવી. પ્રતાપ પુણ્યવાન્ કાકાનો અનુરોધ પાળવાને કબૂલ થયો હતો.

ઓઢીઆ રાજ્યની આંતરિક સ્થિતિનું દર્શન કરવામાં આવતાં પ્રતાપ સમજી શક્યો કે, જો સઘળા ઓઢીઆ પ્રદેશના રાજાઓને પોતે વશ કરી શકે તો તેના મનની કામના સહેલાઇથી સફળ થઇ શકે. વળી મોગલોના અત્યાચારથી દુ:ખી થયેલા ઘણા પઠાણોએ પ્રતાપની

આધીનતા પ્રસન્નતાપૂર્વક સ્વીકારી અર્થાત્ તેઓ પ્રતાપને શરણે આવ્યા. મોગલોની વિરુદ્ધ પ્રતાપને હરેક પ્રકારની સહાયતા કરવાની તેમણે સર્વેએ પ્રતિજ્ઞા કરી. પ્રતાપ જગન્નાથક્ષેત્રમાં પુણ્યકૃત્યાદિ સંપન્ન કરી ઓઢીઆના ભુજબળની પરીક્ષા કરવાને પ્રવૃત્ત થયો. કૌશલપૂર્વક તેણે ઓઢીઆના મધ્ય પ્રદેશમાંથી ઉત્કલેશ્વર નામક શિવલિંગ તથા ગોવિંદદેવની મૂર્તિ હસ્તગત કરી. આ સમાચાર જાણવામાં આવતાં ધર્મનિષ્ઠ ઓઢીઆવાસીઓએ ક્રોધાંધ બની જઇ વીર વિક્રમથી પ્રતાપપર હુમલો કર્યો; પરંતુ તીક્ષ્ણબુદ્ધિવાળા પ્રતાપે અદ્ભુત કૌશલથી ઓઢીઆવાસીઓને પરાજિત કર્યા.

હવે ઓઢીઆના સઘળા રાજાઓનાં આસન ડગમગી ઉઠયાં. તેમણે સર્વેએ એકત્રિત થઇને પ્રચંડ પરાક્રમથી વીરવર પ્રતાપના સૈન્યપર આક્રમણ કર્યું; છતાં આ બીજા પ્રસંગે પણ વિજયદેવીએ પોતાના ભકત પ્રતાપના કંઠમાં જ વિજયમાળા પહેરાવી. અસાધારણ યુદ્ધકૌશલથી પ્રતાપે આ પ્રસંગે પણ વિજય મેળવ્યો.

ઓઢીઆના રાજાઓ મંત્રમુગ્ધ બની જઇ પ્રતાપના વીરોચિત મુખમંડળ તરફ જોઇ રહ્યા. તેમને એમ જ લાગ્યું કે, પ્રતાપ માતા ભવાનીનો વરપુત્ર હોવો જોઇએ; નહિ તો તે સામાન્ય સૈન્યની સહાયતાથી કેવી રીતે અગણિત રણકુશળ ઉત્કલી સૈન્યનો પરાજય કરી શકે? કોઇપણ પ્રકારની વિરુદ્ધતા કર્યા સિવાય તેઓ સર્વે પ્રતાપને શરણે થયા. મહાનુભાવ પ્રતાપે પણ તેમના તરફ યથાર્થ મિત્રભાવના જેવો વ્યવહાર ચલાવ્યો.

આવી રીતે સામાન્ય શ્રમથી સમસ્ત ઓઢીઆને સ્વાધીન કરી પ્રસન્ન ચિત્તે પ્રતાપ સ્વદેશ તરફ અગ્રેસર થવા લાગ્યો. તેની આ અદ્ભુત વિજયવાર્તાથી સમસ્ત બંગાળામાં એક પ્રકારના આનન્દની

પ્રવાહ પ્રવાહિત થવા લાગ્યો. આટલા સમય પછી બંગાળીઓના નિર્જીવ પ્રાણમાં જાણે કે નવજીવન આવ્યું. આટલા સમય પછી બંગાળીઓ અંતરમાં સ્વાધીનતા પ્રાપ્ત કરવાની ઇચ્છા બળવતી થઇ. બંગાળીઓ સમજી શક્યા કે, યથાર્થ નેતા સિવાય અત્યાર સુધી તેઓ મરણતુલ્ય સ્થિતિમાં પડી રહ્યા હતા. ઇશ્વરે દયા લાવી તેમને માટે એક નેતા મોકલી આપ્યો છે, અને તેથી હવે વિના વિલંબે તેઓ જીવિત જાતિની માફક જગતમાં વિચરણ કરી શકશે. સર્વે અંતઃકરણપૂર્વક પ્રતાપના કલ્યાણની કામના કરવા લાગ્યા.

## પ્રકરણ ૧૦ મું.

### રાજધર્મ.

વિજયપ્રાપ્તિથી મળી આવેલાં પુષ્કળ રત્નો તથા દ્રવ્યસંપત્તિ લઇ વિજયધ્વજા ફરકાવીને વિજયસંગીતનું ગાન કરતો કરતો પ્રતાપ પોતાના સૈન્યસહ સ્વદેશમાં ઉપસ્થિત થયો. તેના શુભાગમનથી જાણે કે યશોહરમાં આનન્દ નૃત્ય કરવા લાગ્યો. ઘેરે ઘેર પ્રતાપના સત્કારાર્થે પુષ્પમાળાઓ અને આસોપલ્લવનાં તોરણો ઝુલી રહેલાં હતાં. પ્રતાપ જ્યારે રાજધાનીમાં ઉપસ્થિત થયો ત્યારે પુરનારીઓ તેના પર પુષ્પવૃષ્ટિ કરવા લાગી. નગરનાં ભિન્ન ભિન્ન સ્થળોએ વિજયતોરણો જોવામાં આવતાં હતાં. નહબતનો સુમધુર સૂર વાગતો હતો. રાજમાર્ગપર લોકોની ગિર્દી એટલી બધી થઇ ગઇ હતી કે જો ઉપરથી કદાચ એક સોય પડે તો પણ તે અદ્ધર જ રહે ! સર્વેનાં મ્હોંપર આશા, આનન્દ અને ઉલ્લાસ જોવામાં આવતો હતો.

આ પરમ પુણ્યમય ક્ષણે પ્રતાપે ઉત્કલેશ્વરનું શિવલિંગ અને ગોવિન્દદેવની પ્રતિમા પરમ પૂજનીય કાકા પાસે મૂકી ભક્તિપૂર્વક તેમને પ્રણામ કર્યા. ઘણા પૂજારી બ્રાહ્મણોદ્વારા, વિશેષ સંભાળથી એ બન્ને દેવતાને ઉત્કલ રાજ્યમાંથી યશોહરમાં લાવવામાં આવ્યા હતા. વસન્તરાયે કીર્તિવાન્ ભત્રિજાને મુક્ત કંઠે આશીર્વાદ આપ્યો તથા કહ્યુંઃ–"પ્રતાપ! ત્હારા તીર્થગમનની સાર્થકતા થઇ છે! આજે ત્હેં મ્હને જે બે અમૂલ્ય નિધિનો ઉપહાર આપ્યો છે તેની તુલના નથી. બાઈ! હું એવો આશીર્વાદ આપું છું કે, તું સર્વજયી થઇને ચિરાયુ રહે."

શાસ્ત્રીય વિધાનથી અને ઘણા સમારોહથી રાજા વસન્તરાયે એ બન્ને દેવતાની પ્રતિષ્ઠા કરી. આ પ્રસંગે મહાભાગ પ્રતાપે પણ સ્વપ્નાદિષ્ટ થઈ, યશોહરના મધ્યભાગમાં 'યશોહરેશ્વરી કાળી' ની મૂર્તિની પ્રતિષ્ઠા કરી તથા તે જનસાધારણમાં ભવાનીના વરપુત્રના પવિત્ર નામથી ઓળખાવા લાગ્યો. ઘણું દ્રવ્ય ખરચીને પુષ્કળ ધામ-ધૂમથી એ પાષાણમયી દેવીમૂર્ત્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી.

આ સઘળાં શુભ કાર્ય સંપન્ન થઈ ગયા પછી એક દિવસે પદ્મિનીએ હાસ્યમુખે પ્રતાપને કહ્યુંઃ–"નાથ! આટલા દિવસે દાસીનાં વચનો સફળ થયાં છે! હવે આ દાસીને જે પુરષ્કાર આપવો હોય તે આપો!"

પ્રતાપે ઉત્તરમાં કહ્યુંઃ–"પ્રિયા! જન્મે જન્મમાં ત્હારા બાહુ-પ્રદેશમાં બંદી થઈ રહીશ એથી બીજો કયો પુરષ્કાર તને વિશેષ પ્રસન્ન કરી શકે તેમ છે?"

આમ કહીને પ્રતાપે એ કુસુમ સમાન કોમળ હૃદયવાળી પ્રાણ-મયી સૌન્દર્યપ્રતિમાને સ્નેહાલિંગન કર્યું. પછી તેણે તેના મુખપર ચુંબન કરીને કહ્યુંઃ–"ચંદ્રાનનિ! હું જ ત્હારો છું–એથી મ્હારા સિવાય

ત્હારે બીજો શો પુરષ્કાર જોઇએ છીએ? સતિ! ત્હારાં વચનોના પ્રથમ અંશની સાર્થકતા થઈ છે; પરંતુ સ્વદેશ સ્વાધીનતાના મહાવ્રતનું ઉધાપન કરવાને હજી કેટલો વખત લાગશે?"

પદ્મિનીએ કહ્યું:—"નાથ! હવે આપનું મહાવ્રત સત્વર ઉધાપિત થશે. માતાજી યશોહરેશ્વરી પોતાનો માર્ગ પોતે જ શોધે છે. હવે થોડા સમય સુધી તેઓ તમારી જ પૂજા ગ્રહણ કરશે એમ મ્હારૂં મન કહે છે."

બરાબર આ સમયે એક ન્હાની બાળિકાએ આવી પ્રતાપાદિત્યને વળગી પડીને કહ્યું:—"પિતાજી! તમે સર્વને જે જોઇએ તે આપ્યું; પરંતુ મ્હને તો કાંઇ આપ્યું નહિં!"

પ્રતાપે બાળિકાના મુખપર હાસ્યમુખે ચુંબન કર્યું. પછીથી બાળિકાના કાલાઘેલા સ્વરનું અનુકરણ કરીને તેણે કહ્યું:—"મ્હેં સર્વને શું આપ્યું અને તને શું ન આપ્યું?"

"જુઓ—યુદ્ધમાંથી આવીને તમે મ્હારા ભાઇને તલ્વાર આપી, મ્હારાં માતાજીને દેવીનું કંકણ આપ્યું અને હું ન્હાની ખરીને તેથી મ્હને માત્ર ચુંબન આપ્યું, કેમ?"

કન્યાના બન્ને ગાલપર અનેક ચુંબનો કરી હર્ષાતિશયથી પ્રતાપે કહ્યું:—"ઠીક બ્હેન! ત્હારે શું જોઇએ તે કહે?"

આ સમયે અર્ધસ્ફુટ સ્વરે આનન્દિત મુખે બિન્દુમતિએ કહ્યું:—"મ્હારે શું જોઇએ છીએ એ હું શું જાણું? તમે જ કહોને કે મ્હારે શું જોઇએ?"

પ્રતાપ:—ત્હારે એક ન્હાનું હરિણ જોઇએ છીએ ખરૂં ને બ્હેન?

અત્યાર પૂર્વે એક પ્રસંગે બિન્દુમતિએ પોતાને એક હરિણ-શિશુ જોઇએ એવી જીદ લીધી હતી. પ્રતાપના સ્મરણમાં એ વાત

હોવાથી જ તેણે બિન્દુમતિને એ વાત પૂછી. તેનો પ્રશ્ન સાંભળી બિન્દુમતિએ કહ્યું:–"હરિણ? ઠીક છે ત્યારે તે જ આપો."

પ્રતાપઃ–બ્હેન! તને આજે જ હરિણ મળશે.

બિન્દુમતિએ એક વખત માતાના મ્હોં તરફ જોયું. માતાએ હાસ્યમુખે આશ્વાસપૂર્ણ દૃષ્ટિથી જણાવ્યું:–"હા, તને હરિણ મળશે."

એ દિવસે પ્રતાપની એક સાળી બ્હેનને ત્યાં આવેલી હતી. પદ્મિની કરતાં તે ન્હાની ઉમ્મરની હતી. તેની ભગિની તથા ભગિનીપતિ બિન્દુમતિની સાથે હાસ્યક્રીડા કરી રહ્યાં હતાં; તેથી તેને પણ કૌતુક કરવાનું મન થઈ આવ્યું. તે પણ બ્હેન તથા બનેવીની પાસે જઈ બિન્દુને રમાડતાં રમાડતાં કહેવા લાગી:–"ઠીક બિન્દુ! કહે જોઈએ કે, તું ત્હારાં માતાપિતામાંથી કોને વિશેષ ચ્હાય છે?"

આ પ્રશ્નનો શો ઉત્તર આપવો તે બિન્દુને સુઝયું નહિ. માશીના પ્રશ્નનો ઉત્તર તે એકાએક આપી શકી નહિ. માતાના મ્હોં તરફ જોતાં તે મૃદુ હાસ્ય કરતી તેની નજરે પડી. માતાના વસ્ત્ર તરફ જોતાં તેના બન્ને સ્તન કંપતા તેના જોવામાં આવ્યા. પછીથી તેણે પિતાના મ્હોં તરફ જોયું તો તેઓ હાસ્યમુખે એકાગ્રદૃષ્ટિથી પોતાના તરફ જોઈ રહેલા છે એવું તે જાણી શકી. બિન્દુએ માતાપિતાની વચ્ચે ઉભી રહી માતાના સ્તનપર હાથ મારી તથા પિતાની સહજ મુછ ખેંચી માશીને ઉત્તર આપ્યો કે, "હું બન્નેને વિશેષ ચ્હાઉં છું."

આવા સ્નેહસૂચક ઉત્તરથી બિન્દુની માશીએ, માતાએ અને પિતાએ તેના ગાલપર ચુંબન કરી તેના ઉત્તરથી પોતાને સંતોષ થયો હોય એવો ભાવ પ્રકટ કર્યો. બાળિકા પોતાનો જય થયેલો સમજી ઉચ્ચ સ્વરે હસવા લાગી.

પછી બિન્દુની માશીએ આનન્દપૂર્ણ સ્મિત મુખે ભગિનીપતિને કહ્યું:-"રાય મહાશય! રાજત્વ કહો અગર સ્વદેશવિજય કહો; પરંતુ સંસાર તેમજ સંતાનસુખ કરતાં બીજું કોઇ પણ પ્રકારનું સુખ શ્રેષ્ઠ નથી. ગૃહસ્થધર્મ જ મનુષ્યનો સર્વશ્રેષ્ઠ ધર્મ છે. આથીજ યુદ્ધ પ્રસંગે તમે તમારા પ્રાણને પત્થરના જેવો નિષ્ઠુર કેવી રીતે બનાવી શકો છો એ માટે મ્હને ઘણું આશ્ચર્ય લાગે છે. જોતજોતાંમાં તમે મનુષ્યોનો સંહાર કરી શકો છો એ વિસ્મય પામવા જેવો વિષય છે!"

આ વચનો સાંભળી પ્રતાપ સહજ હસ્યો. બિન્દુની માશી કહેવા લાગી:-"ઠીક, આ બિન્દુનાં મુખનું સ્મરણ હોવા છતાં પણ લોકોને મારી નાખતાં તથા કાપી નાખતાં તમને બિલ્કુલ દયા નથી આવતી? અરેરે! એમના ઘરમાં પણ સ્વર્ગનાં સુન્દર પુષ્પો જેવાં કોમળ અને સ્નેહમય હૃદયનાં બાળકો હશે એ વાત તમે ભૂલી જાઓ છો કે?"

પ્રતાપે આ પ્રસંગે સહજ ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:-"બ્હેન! જે મહાન્ વ્રત અમે સ્વીકાર્યું છે એ વ્રત એક અબળાના જેવું કોમળ હૃદય રાખવાથી પરિપૂર્ણ થઈ શકે તેમ નથી. સ્થિતિ પરત્વે અમારે અમારા પ્રાણને કોમળ તથા કઠોર કરી રાખવો પડે છે. આ જ ખરો રાજધર્મ છે. પરમકૃપાળુ પરમાત્માએ મ્હને એ મહામાર્ગનો મુસાફર કર્યો છે. મ્હારા આ સદુદ્દેશને પાર પાડવામાં જો કોઇ મ્હને અડચણ કરશે તો ગમે તે ઉપાયના અવલંબનથી હું એ અડચણ કરનારને દૂર કરીશ. એમ કરવામાં હું લોકોમાં ચાલતા ધર્મ, અધર્મ, આલોક, પરલોક, મ્હારું પારકું-કાંઈ પણ જોઇશ નહિ. કોઈ પણ રીતે હું મ્હારા એ મહાવ્રતને સફળ કરવામાં પાછી પ્હાની કરીશ નહિ. બ્હેન! વિશેષ શું કહું? આ પ્રાણાધિકારિણી

પુત્રી સાથે આજે જો કે હું આનન્દવિનોદ કરું છું; પરંતુ જો તેને મારી નાખવાનું કર્ત્તવ્યકર્મ મ્હારા શિરપર આવી પડે તો તેમ કરવામાં પણ હું સંકોચ રાખું એમ નથી!"

આટલું બોલતાં બોલતાંમાં પ્રતાપનાં સ્વાભાવિક તેજસ્વી નેત્રો જાણે કે વિશેષ તેજસ્વી બની ગયાં. એ દૃષ્ટિનું દર્શન કરતાં પ્રતાપનું હૃદય કેટલું બધું દૃઢ હોવું જોઇ તેની કલ્પના સહેલાઇથી થઈ શકે તેમ હતી. તેનો દેખાવ જોઈ બિન્દુમતિની માશી કંપી ઉઠી.

## પ્રકરણ ૧૧ મું.

### નિમંત્રણ.

ઓઢીઆપર વિજય મેળવ્યા પછી પ્રતાપની પ્રભુતા, પ્રતિષ્ઠા તથા તેની શક્તિમાં ઘણી વૃદ્ધિ થઈ. તેના લોકબળ, બાહુબળ અને અર્થબળમાં પણ વૃદ્ધિ થઇ. બંગ દેશના ન્હાના ન્હાના જમીનદારોએ તથા રાઢ દેશના રાજાઓએ પોતાની જાતે જ પ્રતાપની આધીનતા સ્વીકારી. કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના સર્વ સ્થળોએથી યથા સમયે રાજકરની રકમ વસુલ આવવા લાગી. એ સઘળા રાજકરમાંથી સમ્રાટ્ અકબરને એક પાઈ પણ મળી નહિ.

પ્રતાપના જમણા તથા ડાબા હાથ સ્વરૂપ શંકર અને સૂર્યકાન્ત આ સમયે ઘણા જ ઉત્સાહથી પોતાનું કર્ત્તવ્યકર્મ કરવા લાગ્યા. તેઓ ઘણી મહેનતથી તથા પ્રબળ ઉત્સાહથી બંગાળામાં ભિન્ન ભિન્ન સ્થળે દુર્ભેદ્ય દુર્ગ તૈયાર કરાવવા લાગ્યા. બંગભૂમિ સ્વાધીનતાની ધ્વજા ફરકાવીને પોતાના જાતીય ગૌરવથી ગૌરવમયી થઇ શકે, બંગાળી

વીરનરો સ્વાવલંબનપ્રિય, શ્રમ સહન કરનાર અને કાર્યતત્પર થઇ મોગલોના કરાલ ગ્રાસમાંથી દેશનું રક્ષણ કરવાને સમર્થ થઇ શકે એ માટે આ બે મહા પુરુષ પોતાના સઘળા સ્વાર્થનો ત્યાગ કરી નિરંતર પ્રયત્ન કરવા લાગ્યા. ભક્તિપરાયણ શંકરે સ્વદેશમાં ભિન્ન ભિન્ન સ્થળોએ ફરીને સ્વદેશ બંધુઓને સ્વાધીનતાની પ્રાપ્તિ માટે ઉત્તેજિત બનાવી દીધા. તે સર્વે જનોને એવું જ કહેતો હતો કે:–"સ્વદેશબંધુઓ ! આપણા હિન્દુઓના દેશમાં વિધર્મી મોગલોનું આધિપત્ય શા માટે જોઇએ ? આ સ્થાન અસંખ્ય નદી સરોવરથી તથા ષડૂઋતુથી સુશોભિત છે,–જે સ્થાનમાં લક્ષ્મી સરસ્વતીનું સમાન અધિષ્ઠાન છે, ધન્ય ધાન્યમાં, જ્ઞાન વિજ્ઞાનમાં જે સ્થાન સમસ્ત પૃથિવીમાં અતુલનીય છે, જે સ્થાનપર અધિકાર મેળવવા માટે વારંવાર રક્તપાત, યુદ્ધવિગ્રહ અને હાહાકાર થઇ રહ્યો છે અને હજી પણ થાય છે, જે સ્થાનની પ્રાપ્તિ માટે મોગલો અને પઠાણો પોતાના જીવનને તુચ્છ સમજે છે એ પુણ્યભૂમિ બંગાળા–સુવર્ણભૂમિ બંગાળા હમણાં અત્યાચારી મોગલોના પદાઘાતથી રીબાય છે–દુઃખી થાય છે! ભાઈ! તમારા દેશનો ઉદ્ધાર તમે નહિ કરો તો બીજું કોણ કરશે? તમે સર્વ એવી પ્રતિજ્ઞા કરો કે, દેહમાં પ્રાણ હશે ત્યાં સૂધી તમે મોગલોની આધીનતા સ્વીકારશો નહિ. બોલો–સર્વ એક સ્વરે બોલો કે,–" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी " તમે એવા સોગન ખાઓ કે, " અમે સ્વદેશને સ્વાધીન કરીશું અને તેમ નહિ બને તો સ્વદેશસેવાના મહાયજ્ઞમાં જીવન–વિસર્જન કરીશું." આમ કરવાથી માતા ભવાની આપણા તરફ ઊંચું મ્હોં કરીને જોશે ! જુઓ, વિધાતાએ તમારા પર દયા કરી તમને યોગ્ય રાજા આપ્યો છે. આટલા દિવસ પછી તમને એક ઉપયુક્ત નેતા મળી આવ્યો છે; તમે સર્વ અંતઃકરણપૂર્વક પ્રબળ પ્રતાપી પ્રતાપાદિત્યના નામની જયગર્જના કરો. "

શંકરનાં આવાં ઉત્તેજનાજનક તેજસ્વી વચનોથી બંગાળાવાસીઓ ઉન્મત્ત બની ગયા. તેમણે જીવનની છેલ્લી ક્ષણ સુધી પ્રતાપાદિત્યને સહાયતા કરવાની પ્રતિજ્ઞા કરી.

સૂર્યકાન્તે બંગાળાના ગરીબ લોકોને દ્રવ્યની મદદ આપીને તેમને કૃતજ્ઞતાના સ્નેહબંધનથી બાંધી દીધા. બન્ને વીર મોગલોની ગતિ અટકાવવાના વિવિધ ઉપાય શોધવા લાગ્યા. બંગાળામાં ચોતરફ સુદૃઢ દુર્ગ તૈયાર થયા, તથા એ દુર્ગમાં રાખવા માટે ઘણું સૈન્ય એકત્રિત કરવામા આવ્યું. કદાચ દેશને એકાએક શત્રુ ઘેરો ઘાલે અને જે જે વસ્તુઓની જરૂર પડે એ સઘળી વસ્તુઓનો સંગ્રહ કરવામાં આવ્યો.

આ સમયે રાયગઢ, માતલા, જગદ્દલ, શાલિખા વગેરે સ્થળોએ ઘણા કિલ્લાઓ બંધાવવામાં આવ્યા. તીક્ષ્ણદર્શી પ્રતાપ સઘળા કિલ્લાઓની પરિસ્થિતિનું દર્શન કરવા લાગ્યો. થોડા કાળ પછી તેણે પોતાની રાજધાની ધૂમઘાટમાં એક મ્હોટો કિલ્લો બાંધવાની પોતાના અનુચરોને આજ્ઞા કરી. એ કિલ્લાના જેવો મ્હોટો કિલ્લો એ સમયે ક્યાંય પણ જોવામાં આવતો નહોતો. એ કિલ્લાની લંબાઇ પહોળાઇ લગભગ પાંચેક માઇલ હશે. કિલ્લાની ચોતરફ પત્થરની મજબૂત દિવાલ આવેલી હતી. કિલ્લાની ચારે તરફ ચાર સિંહદ્વાર આવેલાં હતાં. મધ્ય ભાગમાં રાજમહાલય તૈયાર કરાવવામાં આવ્યો હતો. કિલ્લામાં પુષ્કરિણી, ઉદ્યાન વગેરેનો બિલ્કુલ અભાવ રહ્યો નહોતો. ઘણા મજુરો તથા સુચતુર શિલ્પીઓએ પાંચ વર્ષ સુધી સતત શ્રમ કરીને એ કિલ્લો તૈયાર કર્યો હતો. શુભ દિવસે મહાસમારોહથી પ્રતાપે પરિવારસહ એ દુર્ગમાં પ્રવેશ કર્યો. એ શુભ દિવસે ધૂમઘાટમાં ઘણો આનન્દોત્સવ થયો.

મહાનુભાવ પ્રતાપના એક ગુરુ હતા. તેમનું નામ શ્રીકૃષ્ણ તર્કપંચાનન હતું. તર્કપંચાનન એક મહાન્ તાંત્રિક તરીકે પ્રખ્યાત હતા.

યુદ્ધવિગ્રહાદિ ગંભીર રાજનૈતિક વિષયમાં પ્રતાપ ગુરુદેવનો મત લઇને કાર્ય કરતો હતો. ગુરુ પણ પ્રતાપને સંતાન તુલ્ય સમજતા હતા.

એક દિવસે ગુરુશિષ્યે એકાન્તમાં બેસીને કાંઈ વિચાર કર્યો. તેમણે સમગ્ર બિહાર અને ઓઢીઆના મુખ્ય મુખ્ય માણસોને નિમંત્રણ કરી એક વિરાટ સભા બોલાવવાનો નિશ્ચય કર્યો. એ દિવસે પ્રતાપાદિત્યનો રાજ્યાભિષેક થવાનો છે એવું જ કારણ દર્શાવીને વિરાટ સભાનું આયોજન કરવાનો વિચાર કરવામાં આવ્યો. આ સભા ભરવાનો મૂળ ઉદ્દેશ તો જૂદો જ હતો. બંગાળ, બિહાર અને ઓઢીઆના મુખ્ય મુખ્ય માણસોમાંથી કોણ કોણ પોતાનો પક્ષ સ્વીકારે તેમ છે એ જાણવાની પ્રતાપની ઇચ્છા હતી. એ ઇચ્છાનુસાર વર્તવામાં નહિ આવે તો સ્વદેશોદ્ધારના મહાસંકલ્પની સાધનામાં વિવિધ વિઘ્નો ઉપસ્થિત થવાની પ્રતાપને શંકા રહેતી હતી. આ વિષયમાં ગુરુની સંમતિ લઇને પ્રતાપે ઉપર દર્શાવ્યા પ્રમાણે સભા બોલાવવાનો ઠરાવ કર્યો. શંકર તથા સૂર્યકાન્તે પણ આ વિષયમાં સંમતિ દર્શાવી હતી.

સરળ હૃદયના વસન્તરાયે જ્યારે આ સભાની વાત જાણી ત્યારે તેણે કહ્યું:—"આ તો હર્ષજનક સમાચાર છે. મ્હારા પ્રતાપનો રાજ્યાભિષેક થવાથી મ્હને અપાર આનન્દ થશે. જો આ બનાવ બનતાં સુધી મહારાજ જીવતા હોત તો તેમને પણ અતુલનીય આનન્દ થાત."

પ્રતાપની આજ્ઞા થતાં તત્કાળ એક સુવિસ્તૃત મનોહર મંડપ તૈયાર થયો. ભિન્ન ભિન્ન પ્રકારની ઉત્તમ આહાર સામગ્રીનો સંગ્રહ કરવામાં આવ્યો, તથા નિમંત્રિત વ્યક્તિઓના નિવાસસ્થાનની પણ યથોચિત વ્યવસ્થા કરવામાં આવી.

મહાભાગ શંકરને નિમંત્રણ કરવાનું કાર્ય સોંપવામાં આવ્યું. બંગ, બિહાર, ઓઢીઆ તથા બીજાં ન્હાનાં મ્હોટાં રાજ્યોના નરપતિઓને

તથા મુખ્ય મુખ્ય વ્યક્તિઓને તેણે ઘણા માનથી નિમંત્રણ કર્યું. તેઓ નિયમિત સમયે યશોહરમાં ઉપસ્થિત થઈ શકે એ માટે શંકરે ઘણા આગ્રહપૂર્વક તેમને સર્વેને નમ્રતાથી લખી જણાવ્યું. સર્વેએ એનો અનુરોધ કબુલ કર્યો તથા આવી રીતે એ વિરાટ સભા બોલાવવાની સઘળી તૈયારી ત્વરાથી થવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

### રાજ્યાભિષેક.

વૈશાખી પૂર્ણિમાનો દિવસ બંગાળાનો શુભ દિવસ હતો. એ દિવસ બંગેશ્વર પ્રતાપાદિત્યનો રાજ્યાભિષેક થવાનો હતો. બંગાળીઓના સૌભાગ્યનો ઉદય થવાનો હતો.

યશોહરમાં આનન્દોત્સવ ચાલૂ થયો હતો. બજારમાં, રસ્તામાં, પ્રજાનાં ઘરોમાં, રાજમહાલયમાં—સર્વત્ર આનન્દ ફેલાઈ ગયો હતો. જે મનુષ્ય જન્મદુઃખી હતું તેના મ્હોંપર પણ આજે અપાર આનન્દ જોવામાં આવતો હતો. નાગરિકો અંતરના ઉલ્લાસથી આમ તેમ ફરતા હતા. દુકાનદારો આજે દુકાનને બરાબર શણગારીને પોતાના માલને વેચતા હતા. રસ્તાની બન્ને બાજૂએ પુષ્પમાળાઓ ઝૂલી રહી હતી. ચોતરફ નૃત્યગીત, રંગ તમાશા અને હાસ્યનો કોલાહલ થતો હતો. નહબત મીઠા અવાજથી વાગતી હતી. અન્ય વાદ્યોના સમધુર સુર પણ સંભળાતા હતા. બાળક બાળિકાઓ રંગીન વસ્ત્રો પહેરી અંતરના આનન્દથી ઉત્સવક્ષેત્રમાં ફર્યા કરતાં હતાં, તથા એક બીજાને પોતાનાં વસ્ત્રો બતાવી પોતાની શ્રેષ્ઠતા સ્થાપિત કરવાનો પ્રયત્ન કરતાં

હતાં. ગૃહસ્થોનાં મકાનો રંગરોગાનથી સુશોભિત બનેલાં હોઇ પ્રત્યેક ગૃહના દ્વારપર તોરણ ઝૂલી રહ્યાં હતાં. પુરનારીઓ ઘરની બારીઓમાં તથા અગાસીઓમાં ઉભી રહીને આનન્દનન્દસૂચક શંખધ્વનિ કરતી હતી. દેવાલયોમાં ઘંટાનાદ થતો હતો. આવી રીતે ચોતરફ આનન્દોત્સવ ચાલૂ થયો હતો. આનન્દ બજારમાં આજે સર્વ જનો આનન્દ લૂંટતાં હતાં.

ધૂમઘાટના કિલ્લાની શોભા વિશેષ મનોહર તથા પ્રીતિકર હતી. કિલ્લાના શિખરપર ફફ ફર અવાજ કરતી જયધ્વજા ઉડી રહી હતી. પ્રભાતકાળથી સૈનિકો સુસજ્જિત થઇ વિભાગ પ્રમાણે વિસ્તૃત મયદાનમાં ગોઠવાતા હતા. ઝમઝમ અવાજ કરતાં વિજયવાદ્ય વાગતાં હતાં. વીરનરો પણ સૈનિકો સમક્ષ વીરવેશમાં ઉપસ્થિત થતા હતા. ક્વચિત્ આનન્દસૂચક તોપધ્વનિ થતો હતો. વીરનરોના બે વિભાગ થયેલા હતા. એ બન્ને વિભાગ વચ્ચે યથાસમયે કૃત્રિમ યુદ્ધક્રીડા ચાલૂ થઇ. બંગાળી પ્રેક્ષકો મુગ્ધદૃષ્ટિથી પોતાના સૌભાગ્યની સ્થિતિ સમજી જઇ વારંવાર હરિધ્વંનિ કરવા લાગ્યા. તેઓ ક્વચિત્ ક્વચિત્ ‘ જય–મહારાજ પ્રતાપાદિત્યનો જય ’ બોલી આકાશ તથા પૃથ્વીને કંપાવવા લાગ્યા.

બંગાળીઓના જીવનની એ પુણ્યમય ક્ષણે વૈશાખી પૂર્ણિમાની એ શુભ તિથિએ–બંગાળાના છેલ્લા વીર–ગૌરવસ્થળ મહાપુરુષ પુણ્યશ્લોક પ્રતાપાદિત્યે આત્મબળથી બંગાળાના સિંહાસનપર સ્થાન મેળવ્યું. ઘણા સમારોહથી શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે તેની અભિષેકક્રિયા સંપન્ન થઇ. પ્રતાપાદિત્ય રત્નજડિત સુવર્ણના સિંહાસનપર બેસી, ડાબી બાજૂએ સહધર્મિણીને બેસાડી, વેદજ્ઞ બ્રાહ્મણોદ્વારા મંત્રોચ્ચાર કરી રાજરાજેશ્વર થયો, સર્વેએ જય જય અવાજથી એ વિરાટ સભામંડપને કંપાવી મૂકયો.

એ દિવસે પ્રતાપ દાનમાં કલ્પતરુ થયો હતો. ઘણાં ગરીબ માણુસોને, બ્રાહ્મણ પુરોહિતોને તથા અન્યાન્ય જનોને માગવા પ્રમાણે દાન મળ્યું. રાણી પદ્મિની એક બ્રાહ્મણને એક સુવર્ણમુદ્રા આપવા લાગી; પરંતુ એ મુદ્રા તેના હાથમાંથી ખસી જઈ પાછી સુવર્ણકલસમાં પડી. ફરીથી એ સુવર્ણકલસમાંથી બીજી એક મુદ્રા બ્હાર કાઢીને તે બ્રાહ્મણને આપવા લાગી. આ દેખાવ નજરે પડતાં પતાપે કહ્યું:–"રાજ્ઞિ ! પ્રથમ આ બ્રાહ્મણને તમે જે મુદ્રા આપતાં હતાં તે આ જ છે કે ?"

રાણીનામાં ચૈતન્ય આવ્યું એક અપરાધીની માફક તેણે કહ્યું:– "ના મહારાજ ! હું ખાત્રીપૂર્વક કહી શકતી નથી કે આ એ જ મુદ્રા છે."

પ્રતાપઃ—ત્યારે પછી મનમાં બિલકુલ સંકોચ રાખ્યા સિવાય હમણાં જ આ સુવર્ણકલસસહ સઘળી મુદ્રાઓ તમે બ્રાહ્મણને દાનમાં આપી દો.

પ્રતાપની આજ્ઞાનું પ્રતિપાલન થયું. સભામંડપમાં ઉચ્ચ સ્વરે જયધ્વનિ થયો. સર્વ તેને 'દાતા કર્ણ' કહી આનન્દ પ્રદર્શિત કરવા લાગ્યા.

આ બનાવથી વિચારમાં પડી જઈ એક બ્રાહ્મણે પ્રતાપના માનસિક બળની પરીક્ષા કરવાનો સંકલ્પ કર્યો. જ્યાં રાજા રાણી બેસીને સર્વ જનોનાં હૃદયોની કૃતજ્ઞતા તથા અંતરના આશીર્વાદ ગ્રહણ કરતાં હતાં તે સિંહાસન પાસે જઇને એ બ્રાહ્મણ સ્થિરતાથી ઉભો રહ્યો. પ્રતાપે ગંભીરભાવથી સંકેત કરીને પૂછ્યું:–" શું જોઇએ છીએ ?"

બ્રાહ્મણ બોલ્યોઃ–" મહારાજ ! જો કે મ્હારી પ્રાર્થના વિભિન્ન પ્રકારની છે; છતાં તે આપ પૂર્ણ કરી શકો તેમ છો."

પ્રતાપે પૂછ્યું:–"શી પ્રાર્થના છે તે કહો."

બ્રાહ્મણ કાંઇ ઉત્તર આપ્યા સિવાય નીચું જોઇને ઉભો રહ્યો. પ્રતાપે પુનઃ દૃઢતાથી કહ્યું:–" મ્હારા ધર્મ તથા સત્ય સિવાય બીજું

જે કાંઈ આપ માગશો તે આપને આપવામાં હું પાછી પ્હાની કરીશ નહિ. ”

આ શબ્દો સાંભળવામાં આવતાં બ્રાહ્મણમાં જાણે કે સાહસ આવ્યું. તેણે એક વખત સભાની ચારે તરફ દૃષ્ટિ ફેરવી પછી કંપતાં કંઠે તેણે કહ્યું:-“ મહારાજ! મ્હને અભય આપો. ”

પ્રતાપે સંકેતદ્વારા તેની ઇચ્છા પૂર્ણ કરી એટલે બ્રાહ્મણ તીવ્ર-કંઠે તેમ જ ઉચ્ચ સ્વરે બોલી ઉઠયો:-“ મહારાજ હું આપનાં મહિષીને માગું છું. ”

એ વિરાટ સભાએ એકાએક અતિ નિસ્તબ્ધ તથા ગંભીર ભાવ ધારણ કર્યો. સર્વ આશ્ચર્યચકિત, વિસ્મિત અને ભયભીત બની જઇ એક બીજાના મ્હોં તરફ જોઇ રહ્યા. કોઈ મનમાં ને મનમાં દુર્ગા નામનું સ્મરણ કરવા લાગ્યા.

પ્રાર્થના કરનાર બ્રાહ્મણ રત્નસિંહાસન તરફ જોઈ રહ્યો હતો. પ્રતાપે એક વખત પદ્મિની તરફ જોયું. અંતરના ઉંડાણમાંથી એક ગાઢ નિઃશ્વાસ મૂકીને તેણે કહ્યું:-“પ્રિયા! આજે પરીક્ષાનો દિવસ છે. માતા યશોહરેશ્વરી આજે આપણી પરીક્ષા કરે છે. સાધ્વિ! સંસારમાં તમે સતીત્વના માહાત્મ્યનો પરિચય કરાવો-સ્વામીને સત્યપાશથી મુક્ત કરો. ”

રાણી કાંઇ ઉત્તર આપ્યા સિવાય પતિના મ્હોં તરફ ચિંતાતુર દૃષ્ટિથી જોઈ રહી. પ્રતાપ સહધર્મિણીના મનનો ભાવ સમજી ગયો. પ્રેમપરિપૂર્ણ ગદ્‌ગદ કંઠે તેણે કહ્યું:-“ પ્રિયા! હું કહું છું તે અસંભવ લાગે છે? તમારા નારીધર્મનો નાશ થશે એવો તમને ભય રહે છે? હું એકાએક ઉન્મત્ત બની ગયો હોઉં એમ તમને લાગે છે? ના ના પ્રિયા! હું સર્વ પ્રકારે સ્વસ્થ છું. સ્થિરચિત્તે હું તમને મ્હારૂ

સત્ય સાચવવાને કહું છું. તમે જગતમાં સતીત્વનું દર્શન કરાવો ! જુઓ, રાજનીતિક્ષેત્રમાં વિચરણ કરતી વખતે, દુષ્ટનું દમન અને અને શિષ્ટનું પાલન કરતી વખતે, સ્વદેશ રક્ષણ પ્રસંગે-સર્વ સમયે હું સત્યનું સર્વાંશે રક્ષણ કરી શકવાને અશક્ત છું; પરંતુ આ પ્રત્યક્ષ ધર્મક્ષેત્રમાં, આ પુણ્યમય ક્ષણે સત્યનું રક્ષણ કિંવા પાલન કરવાને ધર્મતઃ હું બંધાયલો છું; કેમ કે હમણાં હું રાજા છું-ઇશ્વરે મ્હને સર્વના પ્રભુપદપર પ્રતિષ્ઠિત કર્યો છે. ”

પ્રતાપનો આવો ઉદાર ધર્મમત તથા કર્તવ્યબુદ્ધિ જોઇને—તેના ઉચ્ચ અંતઃકરણની અસામાન્ય દઢતાનું દર્શન કરીને સકળ સભાજનો વિસ્મિત બની ગયા. તેમનું સ્વર્ગ રોમાંચિત થયું. સર્વેએ મનમાં ને મનમાં તેને પ્રીતિપુષ્પાંજલિનો ઉપહાર આપ્યો.

સતી પ્રતિમા પદ્મિનીએ આ વખતે સજળનયને કરુણાપૂર્ણ કંઠે કહ્યું:-“ પ્રભુ ! આજે દાસીને શું શિક્ષણ આપો છો ? આવું શિક્ષણ તો જીવનમાં કદાપિ મળ્યું નથી. ”

પ્રતાપઃ—એ હું પણ જાણું છું. જીવનના મધ્યાન્હકાળમાં તમને આજે નવીન શિક્ષણ મળ્યું છે એ પણ હું સમજું છું; પરંતુ આ શિક્ષણ જ યથાર્થ શિક્ષણ છે. જે સ્ત્રી સંકટ પ્રસંગે સ્વામીના ધર્મમાં સહાયકારિણી થાય છે એ સ્ત્રી જ ખરી સહધર્મિણી છે. જુઓ, સત્ય જેવો બીજો એકકે મહાન્ ધર્મ નથી. હમણાં હું એ સત્ય પાળવાને બંધાયલો છું. આમ હોવાથી તમે મ્હને સત્યપાશમાંથી મુક્ત કરી યથાર્થ સહધર્મિણીનું કર્તવ્ય બજાવો.

પદ્મિનીએ થોડા સમય સૂધી ચુપ રહી એક નિશ્વાસ મૂકીને ગદ્‌ગદ કંઠે કહ્યું:-“ સ્વામિન્ ! ક્ષમા કરો—આ દાસી તમારા ઉપદેશનો મર્મ ગ્રહણ કરી શકવાને અશક્ત છે; છતાં તમે મ્હારા

આરાધ્ય દેવતા—સાક્ષાત ઈશ્વર છો. તમારા જેવા મહાગુરુ મ્હારા માટે બીજા કોઈ નથી. જો તમે મ્હને નરકમાં પડવાને કહો તો તે પ્રમાણે કરવા હું તૈયાર છું અને તેથી જ તમારી આજ્ઞા પાળવાને આ પ્રસંગે પણ હું તત્પર છું!"

આ સમયે સભામાં હરિધ્વનિ થયો. પ્રતાપ આનન્દથી વિહ્વળ બની જઇ કહેવા લાગ્યોઃ—"સતિ! તમે સત્ય સમજી શક્યાં છો. સ્ત્રીજાતિનો સ્વામી જ દેવતા—સ્વામી જ ઈશ્વર છે. સ્વામી સિવાય સતીનો બીજો કોઇ ઈશ્વર નથી; માટે તમે સ્વામીનાં વાક્યો પ્રમાણે વર્તી પરલોકમાં અક્ષય પુણ્યનો સંચય કર્યો છે. વળી તમે એ પણ અવસ્ય સમજી રાખજો કે બ્રાહ્મણની ઇચ્છા પૂર્ણ કરવાથી તમને પાપનો બિલ્કુલ સ્પર્શ થયો નથી. ઉલટું એ અગ્નિથી તપેલા સુવર્ણની માફક તમારો સતીધર્મ વિશેષ વિશુદ્ધ થયો છે. જો કે જનસમાજમાં આ કલંકનો પ્રકાર છે—પરંતુ જે માનવબુદ્ધિથી અગમ્ય છે તે સર્વસાક્ષી, સર્વાન્તર્યામી લોકેશ્વર જ તમારા આ કાર્યનો ન્યાય કરશે."

પદ્મિનીએ ચુપકીદીથી પતિના મ્હોં તરફ જોઇ રહી પુનઃ એક ગાઢ નિશ્વાસ મૂક્યો. પ્રતાપ પુનઃ કહેવા લાગ્યોઃ—"જુઓ મનથી અજાણ્યો કોઇ પણ વિષય નથી. જો તમે તમારા મનથી મ્હારું ધ્યાન ધરીને, મ્હારામાં ડુબી જઇને, મ્હારા પ્રેમમાં નિમજ્જિત થઇને દૈવયોગથી કદાચ અન્યની પાપદૃષ્ટિનું લક્ષ્ય થશો તો પણ તમને પાપનો સ્પર્શ થશે નહિ; કેમ કે આપણો આ દેહ સ્થુળ માંસ પિણ્ડ છે. સ્વામીની સાથે મનમાં ને મનમાં—આત્મા ને આત્મામાં જે રમણ છે તે જ ખરું રમણ છે;—તે જ સતી નારીનો ધર્મ છે. ઇન્દ્રિયોની ઉત્તેજનાર્થે જે રમણ કરવામાં આવે છે એ તો એક પ્રકારનો પશુધર્મ છે. કવચિત્ સ્થિતિ પરત્વે દેહપર પાશવબળ અધિકાર મેળવી શકે છે;

પરંતુ અનાવિલ પરમ પવિત્ર વિશુદ્ધ આત્માપર તેનો કાંઇ અધિકાર નથી. માટે સતિ ! હું પુનઃ કહું છુ કે, બ્રાહ્મણની પ્રાર્થના પૂર્ણ કરી સ્વામીના ધર્મને સહાય કરો–તમારા ધર્માધર્મનો ભાર મ્હારાપર છે. "

આ વખતે એ મહામહિમામયી રાજરાજેશ્વરી સતીલક્ષ્મી વિશેષ કાંઈ બોલ્યા સિવાય સ્વામીના વાક્યનું પાલન કરવાને ઉઠી ઉભી થઈ. બીજી તરફ પેલો બ્રાહ્મણ ભયથી કંપતા હૃદયે 'મા મા' શબ્દનો ઉચ્ચાર કરતો સિંહાસન પાસે ધરાશાયી થયો.

વિસ્મય, ભક્તિ, આશંકા ઉદ્વેગ વગેરે સર્વના અંતરમાં વિરાજવા લાગ્યું. પ્રતાપે સિંહાસનપરથી ઉઠી પોતાના હાથે એ બ્રાહ્મણને ભૂમીપરથી ઉઠાડી ગંભીરસ્વરે કહ્યું:–" હે બ્રાહ્મણ ! મ્હારી આજ્ઞા પ્રમાણે વર્તનારી, સતીશિરોમણી—યશોહરની રાજરાજેશ્વરી આપની પ્રાર્થના પૂર્ણ કરવાને અત્રે ઉભી રહી છે. આપ એનો સ્વીકાર કરી મ્હને મ્હારા સત્યમાંથી મુક્ત કરો. "

બ્રાહ્મણે રુદન કરતાં કરતાં ઉત્તેજિત કંઠે કહ્યું:–" મહાનુભાવ ! આ રંક બ્રાહ્મણને ક્ષમા આપો. સમજ્યા વિચાર્યા સિવાય મ્હારા હૃદયની ક્ષુદ્રતાવશતઃ હું આપના ઉચ્ચ હૃદયની પરીક્ષા કરવાને તત્પર થયો હતો. હું અત્યાર સૂધી સમજતો નહોતો કે, સમુદ્ર જ વાડવાગ્નિ ધારણ કરી શકે છે–હિમાલય જ આકાશના વજ્રને પણ હૃદયપર લઈ શકે છે ! રાજરાજેશ્વર ! આજે મ્હને સંપૂર્ણ શિક્ષણ મળ્યું છે. આપે જ મ્હને આ શિક્ષણ આપ્યું છે. હું શશક હોવા છતાં સિંહની પરીક્ષા કરવા ઇચ્છતો હતો. મ્હારા અપરાધની સજા હવે હું વેઠું છું. "

પછીથી એ સંતાપિત બ્રાહ્મણ પદ્મિની તરફ જોઇને ભક્તિગદ્‌ગદ કંઠે કહેવા લાગ્યો:–" માતા, સતીકુળલક્ષ્મિ ! તમે આ મૂર્ખ અજ્ઞાની સંતાનને ક્ષમા આપો. હવે હું તમારા આ તેજોમય મુખ-

મંડળ તરફ જોવાનું સાહસ પણ કરી શકતો નથી. જનનિ ! આ અપરાધી સંતાનને અભય આપો. સતી સીતા તથા સાવિત્રીની માફક તમારા યશનો સમસ્ત વિશ્વબ્રહ્માંડમાં વિસ્તાર થાઓ. માતા, બ્રાહ્મણનો આ આશીર્વાદ વૃથા નહિ થાય ! ”

આ સમયે સભામંડપ પુનઃ હરિધ્વનીથી કંપી ઉઠ્યો. બ્રાહ્મણ પાછો પ્રતાપના મ્હોં તરફ જોઇને કહેવા લાગ્યોઃ—“ મહારાજ ! મ્હારી કાંઇ પ્રાર્થના નથી—હું જાઉં છું. હું આશીર્વાદ આપું છું કે, આવી અતુલ્ય સત્યનિષ્ઠાથી તથા અવિચળિત ધર્મબળથી તમે ચિરકાળ માટે રાજરાજેશ્વર થઇને સુખથી તથા સ્વચ્છંદતાથી પ્રજાપાલન કરતા રહો.”

ત્યાર પછી સભામાં બેઠેલા સઘળા માણસો તરફ જોઇને ઉંચી દૃષ્ટિ કરી ઉચ્ચ સ્વરે બોલી ઉઠ્યોઃ—

“ સ્વર્ગે ઇન્દ્ર દેવરાજ વાસુકી પાતાલે;<br>પ્રતાપ—આદિત્ય દાતા અવનીમંડળે. ”

પછી એક ક્ષણ માટે પણ ત્યાં રોકાયા સિવાય બ્રાહ્મણ સભાગૃહનો ત્યાગ કરી ચાલ્યો ગયો. પ્રતાપે તેને ચાલ્યા નહિ જવા માટે કહ્યું છતાં તે તો ઉર્ધ્વ શ્વાસે ત્યાંથી વિદાય થઇ ગયો.

પ્રતાપે એક ગાઢ નિશ્વાસ મૂકી સભામાં બેઠેલા બ્રાહ્મણ પંડિતોને પૂછ્યુંઃ—“ હવે શું કરવું ? કયો માર્ગ સ્વીકારવાથી આ ધર્મસંકટમાંથી મુક્ત થવાશે ? જુઓ, જે વસ્તુ દાનમાં આપેલી હોય છે તેનો પુનઃ સ્વીકાર કરવાથી મહાપાપ લાગે છે એવો શાસ્ત્રનો આદેશ છે. રાજરાણીને એક વખત હું દાનમાં આપી ચુકયો છું તેથી શાસ્ત્રની આજ્ઞાનુસાર હવે તેમનાપર મ્હારો બિલ્કુલ અધિકાર નથી. વળી બ્રાહ્મણે પણ તેમને માતૃસંબોધનથી સંબોધીને તેમનો અસ્વીકાર કર્યો

છે. આવી સ્થિતિમાં મ્હારું કર્ત્તવ્ય શું છે તેનો આપ સર્વે સારી રીતે વિચાર કરી આપનો સર્વેનો અંતિમ નિશ્ચય મ્હને જણાવો. શાસ્ત્રની આજ્ઞા ગમે તેટલી કઠોર હોય તો પણ હું પ્રસન્નતાથી તે પ્રમાણે વર્તવાને તૈયાર છું."

વિવિધ દેશોમાંથી નિમંત્રિત થએલા એ શાસ્ત્રજ્ઞાની વિચિક્ષણ બ્રાહ્મણ પંડિતોએ પરસ્પર તુમુલ વિચારવ્યવસ્થાનો આરંભ કરી દીધો. સ્વપક્ષના અને વિપક્ષના સઘળા શાસ્ત્રીય મતોની તેઓ પરસ્પર આલોચના કરવા લાગ્યા. ઘણા સમય સુધી આવી રીતે આલોચના કર્યા પછી સર્વસંમતિથી એવો નિર્ણય થયો કે, રાજરાણીના શરીરમાં જેટલું વજન હોય તેટલા જ વજનની એક સુવર્ણપ્રતિમા તૈયાર કરાવી એ બ્રાહ્મણને સુવર્ણ પ્રતિમા અર્પણ કરી રાજરાણીનો સ્વીકાર કરી શકે તેમ છે. એમ કરવાથી શાસ્ત્રનો કિંવા લોકાચારનો કાંઇ દોષ લાગે તેમ નથી.

પ્રતાપાદિત્યને પણ એ પ્રમાણે જ કરવું યોગ્ય લાગ્યું; પરંતુ રાણીને તેણે કહ્યું:—" જ્યાં સુધી હું એ બ્રાહ્મણને તમારી સુવર્ણ-પ્રતિમા દાનમાં ન આપી શકું ત્યાં સુધી........"

પ્રતાપાદિત્યનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ પદ્મિની બોલી ઉઠી:—"મહારાજ ! આ દાસી આપના મનનો વિચાર સમજી ગઇ છે. આપની ઇચ્છાનુસાર આપ જ્યાં સુધી સુવર્ણપ્રતિમાનું દાન નહિ કરી શકો ત્યાં સુધી હું દેવમંદિરમાં દેવકાર્યમાં નિયુક્ત રહીશ—આપના દર્શન-સુખથી વંચિતા રહીશ. રાજ—અંતઃપુરમાં હું પ્રવેશ કરીશ નહિ."

સભામાં જયધ્વનિ થયો. કહેવાની જરૂર રહેતી નથી કે બંગેશ્વર પ્રતાપાદિત્યની આજ્ઞાથી સત્વર સુવર્ણપ્રતિમા તૈયાર થઇ. પછીથી શાસ્ત્રમાં દર્શાવેલી પદ્ધતિ અનુસાર એ સુવર્ણપ્રતિમા બ્રાહ્મણને દાન

તરીકે આપી પ્રતાપાદિત્યે પદ્મિનીનો સ્વીકાર કર્યો હતો.

રાજ્યાભિષેક થઇ ગયા પછી પ્રતાપે દેશ વિદેશમાંથી આવેલા રાજાઓ અને અન્યાન્ય પ્રતિષ્ઠિત વ્યક્તિઓ સાથે રાજનીતિના વિષયની વિવિધ વાતોની આલોચના કરી. એ આલોચના કરીને તે એમ સમજી શક્યો કે, દેશના સઘળા માણસો તેના શુભ પ્રયાસમાં તેને સહાયતા કરવાને ઉત્સુક છે. આવી રીતે સકળ જનોની સહાનુભૂતિ પ્રાપ્ત થવાથી પ્રતાપને અપાર આનન્દ થયો. તે દિવસથી જ તેણે ખુલ્લી રીતે સમ્રાટ્ અકબરની આધીનતાનો અસ્વીકાર કર્યો. એ દિવસથી બંગાળા દેશ સ્વાધીન થયો. એ દિવસથી પ્રતાપાદિત્યના નામના સિક્કા પણ ચાલવા લાગ્યા. બંગાળીઓ સુખસ્વપ્નનું જાગ્રત સ્થિતિમાં દર્શન કરી કૃતાર્થ થયા. બીજી તરફથી સમ્રાટ્ અકબર કાંઈ નિશ્ચિંતતાથી બેસી રહ્યો નહિ. પ્રતાપનું દમન કરવાના વિવિધ ઉપાયોની યોજના તે કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૩ મું.

### કુલજાનીની આત્મકથા.

પ્રતાપનો રાજ્યાભિષેક સમાપ્ત થયો. પ્રતાપ, શંકર અને સૂર્યકાન્તે ત્રણે અભિન્નહૃદય બંધુએ અરસ્પરસને આલિંગન કર્યું. ત્રણે જણાનાં હૃદય એક, પ્રાણ એક તથા ઇચ્છા એક જ હતી. એક જ મહાવ્રતથી એ ત્રણે જણા દીક્ષિત થયા હતા. આજે કેવો શુભ દિવસ હતો! એ મહાયજ્ઞના આયોજનમાં ત્રણે જણા એક હૃદયથી તથા અપાર ઉત્સાહથી કાર્ય કરવા લાગ્યા.

સંધ્યા વીતી ગઈ હતી. વૈશાખી પૂર્ણિમાની જ્યોતિર્મયી રાત્રિ

હતી. સૂર્યકાન્ત પ્રફુલ્લહૃદયથી પ્રકૃતિની હાસ્યમયી મૂર્ત્તિનું દર્શન કરતો હતો. ચંદ્રકિરણોથી શોભતું યમુનાનું જળ નૃત્ય કરતું કરતું પ્રવાહિત થતું હતું. વસુંધરાપર નિર્મળ જ્યોત્સ્નાના ધવલ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. પ્રકૃતિનું સૌન્દર્ય ઘણું મનોરમ લાગતું હતું. સંસારના કોલાહલને દૂર રાખી વિરામદાયિની યમુનાના કિનારાપર બેસીને સૂર્યકાન્ત પ્રકૃતિના અપૂર્વ રૂપમાધુર્યનું દર્શન કરી વિમુગ્ધ બની જતો હતો. આખા દિવસનો સતત પરિશ્રમ દૂર કરવાના ઉદ્દેશથી ક્વચિત્ ક્વચિત્ સંધ્યાકાળ પછી તે આ સ્થળે આવીને બેસતો હતો.

પ્રતાપનો રાજ્યાભિષેક, જનની જન્મભૂમિને સ્વાધીન કરવાની મહદિચ્છા, મોગલોના જુલ્મનો નાશ કરવાની પ્રતિજ્ઞા વગેરે ચિંતાથી વીરવર સૂર્યકાન્તનો પ્રાણ પરિપૂર્ણ હતો. તે એકલો યમુનાતીરપર બેસી જ્યોત્સ્નામયી રજનીની મધુર શોભાનું દર્શન કરતો હતો. એવામાં એકાએક તેની સ્હામે કોઇની છાયા પડી, તથા અલ્પ કાળમાં જ એક પરમ લાવણ્યમયી નવયુવતી તેની પાસે આવીને ઉભી રહી. એ નવયુવતી નજરે પડતાં જ સૂર્યકાન્ત ચમકી ઉઠયો. પૂર્વસ્મૃતિ તેના અંતરમાં જાગ્રત થઇ. એ નવયુવતી ફુલજાની છે એવું તેને જોતાંની સાથે જ તે સમજી શકેયો. ફુલજાનીને જોઇ તે અતિશય વિસ્મિત બની ગયો. આગ્રહને વશ થઇ આવેગથી તેણે પૂછ્યું:—
" શું તું જ મ્હારી પૂર્વપરિચિતા ફુલજાની છે કે ? "

ફુલજાનીનું મુખ પ્રથમના જેવું મલિન હતું. બન્ને નેત્રો પ્રથમના જેવાં કરુણાપૂર્ણ હતાં. કંઠસ્વર પ્રથમના જેવો વિષાદમય હતો. તેણે મસ્તક નમાવી મૃદુ સ્વરે કહ્યું:—" આટલા દિવસ પછી હું તમારી પાસે ઉપસ્થિત થઈ શકી છું. "

સૂર્યકાન્તના મનમાં આ સમયે એક પ્રકારનો અભૂતપૂર્વ ભાવ

ઉત્પન્ન થયો. ચારે તરફ ચાંદનીના સુવિમળ સ્નિગ્ધ પ્રકાશનો વિસ્તાર થયેલો હતો. તીરપરનાં વૃક્ષો વાયુની ગતિથી કંપતાં હતાં. યમુના પ્રબળ વેગથી વહી જતી હતી. પૂર્ણચંદ્ર સેંકડો ભાગમાં વિભક્ત થઇ યમુનાના જળમાં શોભતો હતો—સઘળું સુન્દર હતું. એ સૌન્દર્યની વચ્ચે કુલજાનીની મધુર તથા મનોહર મૂર્ત્તિ હતી. તે અપૂર્વ શોભા ધારણ કરી સ્વદેશભક્ત વીર યુવક સૂર્યકાન્તની સ્હામે ઉભી રહી હતી. થોડા સમય સુધી ચુપ રહ્યા પછી સૂર્યકાન્તે કહ્યું:—" કુલજાનિ ! આગ્રામાં તોરાબના ઘરમાં મ્હેં તને જોઇ હતી. ત્યાર પછી ઘણા દિવસ વીતી ગયા છે. આજે આપણું ઉભયનું આ આકસ્મિક મિલન થયું છે. ત્હેં તોરાબના ઘરનો ત્યાગ કર્યો છે કે ? "

કુલજાનીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. યમુનાના આસમાની જળમાં તરંગોનું અવિરત નૃત્ય થતું હતું. એ તરંગો સાથે જ્યોત્સ્નાધારા જે મધુર લીલા કરતી હતી તેનું કુલજાની દર્શન કરતી હતી. સૂર્યકાન્તે કહ્યું:—" કુલજાનિ ! તોરાબે મ્હને પોતાને ઘેર આવવાનો નિષેધ કર્યો હતો. ત્યાર પછી એકાએક તે આગ્રાનો ત્યાગ કરી કોઇ અગમ્ય સ્થળે ચાલ્યો ગયો હતો. ઘણી શોધ કરવા છતાં હું તેનો પત્તો મેળવી શક્યો નહોતો. શા માટે તેણે એકાએક સ્વગૃહનો ત્યાગ કર્યો હશે તે જાણવા માટે મ્હેં ઘણી મહેનત કરેલી હોવા છતાં આજ સુધી એ વિશે હું કાંઇ જાણી શક્યો નથી. જો હું તોરાબના વિશેષ સહવાસમાં રહીશ તો મ્હારા શિરપર ભયંકર સંકટ આવી પડશે એમ ત્હેં જ મ્હને કહ્યું હતું. એ સમયે હું કાંઇ સમજી શક્યો નહોતો. કોઈ કોઇ પ્રસંગે મ્હને એમ લાગતું હતું કે, તોરાબ તને મારી નાખી કોઇ ગુપ્ત સ્થળે પલાયન કરી ગયો હશે. ત્હારો તોરાબના જુલ્મમાંથી ઉદ્ધાર કરવાની ત્હેં મ્હને વિનંતિ કરી હતી; પરંતુ તોરાબ શા માટે

ત્હારાપર જુલ્મ ગુજારતો હતો એ જાણવાનો અવકાશ મ્હને મળ્યો નહોતો. ત્હારી હકીકતનો વિચાર હું ઘણી વખત કર્યા કરતો હતો. ત્હેં મ્હને કહ્યું હતું કે, 'હિન્દુની સાથે મોગલનો શો સંબંધ હોઇ શકે?' ત્યારે શું તું હિન્દુ છે ? જ્યારે તું હિન્દુ છે ત્યારે પછી તોરાબના ઘરમાં કેમ રહેતી હતી ? હું ત્હારા પર શો ઉપકાર કરી શકું તેમ છું ? આગ્રાથી તું અહીં કેવી રીતે આવી શકી ? જો મ્હારાથી કોઇ પણ વાત ગુપ્ત રાખવામાં તને હરકત ન હોય તો મ્હને સઘળી હકીકત કહી સંભળાવ જેથી મ્હારા મનનું સમાધાન થશે."

સઘળી હકીકત કહેવા જેટલી શાન્તિ ફુલજાનીના મનમાં નહોતી; છતાં સૂર્યકાન્તને પોતાની દુઃખમય હકીકત કહેવાના હેતુથી જ તે આગ્રાથી અત્રે આવી હતી. સૂર્યકાન્તનાં ઉપરોક્ત વચનો સાંભળી એક નિશ્વાસ મૂકીને તેણે આકાશ તરફ જોયું. જ્યોત્સ્નાના પ્રકાશમાં પ્રકાશી રહેલા તેના વિષાદ સૌન્દર્યપૂર્ણ મુખમંડળપર એક પ્રકારની અપૂર્વ શોભા પ્રકાશી રહી. સૂર્યકાન્ત મુગ્ધ દૃષ્ટિથી એ શોભામયી મૂર્ત્તિનું દર્શન કરવા લાગ્યો. થોડા સમય પછી કોકિલના પ્રથમ ઝંકારની માફક ફુલજાની મધુર તથા કરુણ સ્વરે સઘળી હકીકત કહેવા લાગી:—"મ્હારા પિતા આગ્રામાં રહેતા હતા. એક દિવસે મ્હારી મમતામયી માતાએ એવા શોકજનક સમાચાર સાંભળ્યા કે, કોઇ નિષ્ઠુર મોગલે મ્હારા પિતાનું ખૂન કર્યું છે. કોઇએ કહ્યું એ સમાચાર ખોટા છે. મ્હારી માતાએ ચિંતાતુર બની જઇ એક દિવસે રાત્રે એક વિશ્વાસુ નોકરની સાથે મ્હને લઈ આગ્રા તરફ પ્રયાણ કર્યું. અમે આ યશોહરમાંથી જળમાર્ગે પ્રયાણ કર્યું હતું. માર્ગમાં લૂંટારાઓનો ભય હોવાથી અમે ઘણી જ સાવધાનતાથી આગળ વધતાં હતાં; પરંતુ દુર્ભાગ્યદોષથી અમે લૂંટારાઓના જુલ્મનો ભોગ થઇ પડયાં. એ પ્રસંગે હું માત્ર આઠ વર્ષની

બાળિકા હતી. લૂંટારાઓએ અમને કયા સ્થળે પકડયાં હતાં એ વિશે હું નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકતી નથી. લૂંટારાઓએ અમારી પાસે જે દ્રવ્ય હતું તે તથા બીજી સઘળી સામગ્રી લઇ લીધી, તથા અમને નૌકામાં બેસાડી કોઇ દેશમાં લઈ જઇ તેઓ અમને વેચી આવ્યા.

"જેણે દ્રવ્ય ખરચી મ્હને તથા મ્હારી માતાને ખરીદ કરી હતી એ માણસ મહા પાપિષ્ઠ કિંવા સાક્ષાત નરપિશાચ હતો. તેના અત્યાચારથી મ્હારી માતા બિચારી રાત્રિ દિવસ રુદન કર્યાં કરતી હતી. ત્યાર પછી એક શિક્ષિત દયાળુ મોગલે અમારો ઉદ્ધાર કર્યો! એ મોગલ તોરાબઅલ્લી જ હતો.

"એ પ્રસંગે તોરાબના મનમાં શો વિચાર હતો તે અમે સમજી શકયાં નહોતાં. તેણે અમારો સંકટમાંથી ઉદ્ધાર કરેલો હોવાથી અમે તેને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપવા લાગ્યાં. થોડા દિવસ નિર્વિઘ્ને પસાર થઇ ગયા. અરેરે! ત્યાર પછી અમે એમ જાણ્યું કે તોરાબ મ્હને પોતાની બીબી બનાવવાને ઇચ્છે છે—"

કુલજાનીનાં નેત્રામાં શોકાશ્રુજળ ભરાઇ આવ્યું. તેણે સજળ-નયને આકાશ તરફ જોઇને કરુણાજનક કંઠે કહ્યું:—"હે ઇશ્વર! મ્હારા ભાગ્યમાં મૃત્યુ નથી કે શું?"

સૂર્યકાન્તે કુલજાનીના દુઃખે દુઃખી થઇને કહ્યું:—"કુલજાનિ! તોરાબના ઘરમાં તમે કેટલા દિવસ સુધી રહ્યાં હતાં?"

કુલજાનીએ કહ્યું:—"લગભગ આઠેક વર્ષ. તોરાબઅલ્લી શિક્ષિત તેમ જ વિદ્વાન્ પુરુષ તરીકે સર્વત્ર સુપરિચિત હતો; છતાં વાસ્તવિક રીતે તેના જેવા પૈશાચિક ચારિત્ર્યવાળો પુરુષ વિશ્વસંસારમાં બીજો એક પણ હશે કે કેમ એ એક સંદેહયુક્ત વાત છે. લોકો તેનાં મૌખિક વચનો સાંભળીને જ તેની પ્રશંસા કરતા હતા; છતાં તેના જેવો મહા-

પાપી પૃથિવીપર બીજો એક પણ નહિ હોય એવી મ્હારી માન્યતા છે. વિવાહ વિશે ઘણી વાતચિત થઇ હતી; પરંતુ મ્હારી માતાએ એ દુષ્ટ નરાધમના શબ્દો તરફ બિલ્કુલ ધ્યાન આપ્યું નહોતું. આગ્રામાં આવતાં પિતાનું ખૂન થવાના સમાચાર ખરા છે એવું અમારા જાણવામાં આવ્યું. પિતાના શોકથી માતા શોકાતુર હતી એવામાં મ્હારા શોકે તેના અંતરમાં સ્થાન લીધું. ચિંતા તથા શોકસંતાપની વિશેષતાથી થોડા દિવસમાં તે રોગશય્યાશાયિની થઇ.

"આ સમયે તોરાબઅલ્લીનો જુલ્મ પ્રકાશમાં આવવા લાગ્યો. ઇશ્વરકૃપાથી આટલા દિવસ સુધી અમે હિન્દુનો આચાર નિર્વિઘ્ને પાળી શકતાં હતાં; પરંતુ મ્હને પોતાની બીબી બનાવવાની દુરાકાંક્ષાથી તોરાબ મ્હને પોતાનું અન્ન ખવડાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો ! આવો પ્રકાર જોવામાં આવતાં અનાથિની માતાનાં નેત્રોમાંથી શોકાશ્રુજળની ધારાઓ વહેવા લાગી. મૃત્યુશય્યાપર સૂતાં સૂતાં ઇશ્વરને ઉદ્દેશીને તેણે કહ્યું:—"હે અનાથના નાથ દીનબંધુ દામોદર ! તમે જ અમારા જાતિધર્મનું રક્ષણ કરો. આ દુઃખિનીનું દુઃખ હવે તમારા સિવાય બીજું કોણ દૂર કરી શકે તેમ છે?"

કુલજાનીનાં વિકસિત નેત્રોમાંથી પણ અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. પૂર્ણિમાની નિર્મળ રાત્રિ હતી. નિર્મળ આસમાની આકાશમાં પૂર્ણચંદ્ર વિરાજી રહ્યો હતો. નિર્મળ યમુનાના જળમાં ચંદ્રકિરણોથી ઉજ્વળ બનેલા તરંગો નૃત્ય કરતા હતા. નિર્મળ ચંદ્રિકાથી શોભી રહેલાં વૃક્ષો કુલજાનીના દુઃખ તરફ સહાનુભૂતિ દર્શાવવા સ્થિર તેમ જ ગંભીર ભાવ ધારણ કરી ઉભાં રહ્યાં હતાં. સઘળું સુન્દર શોભામય હતું ! કુલજાનીનાં નેત્રોમાંની જળધારા પણ સુન્દર દેખાતી હતી !

વીર સૂર્યકાન્તના હૃદયદુર્ગ સાથે કોઇના ઉષ્ણ નિશ્વાસનો સ્પર્શ

થયો. એ નિશ્વાસના સ્પર્શથી તેના હૃદયમાં દયાનો પ્રવાહ ધીમે ધીમે પ્રવાહિત થવા લાગ્યો. તેણે કહ્યું:—"આજે ત્હારો સઘળો ઇતિહાસ હું સાંભળું છું. તોરાબઅલ્લીપર મ્હને ઘણી શ્રદ્ધા તથા વિશ્વાસ હતો. થોડા માસ સુધી મ્હેં તેની પાસે અભ્યાસ કર્યો હતો. એ સમય દરમ્યાન મ્હારો ત્હારી સાથે વિશેષ સહવાસ થયો નહોતો. જો એ સમયે ત્હારું દુઃખ મ્હારા જાણવામાં આવ્યું હોત તો હું કદાચ તે દૂર કરી શક્યો હોત એમ મ્હને લાગે છે."

ફુલજાની:—અદ્યાપિ મ્હારા દુઃખનો અંત આવ્યો નથી; પરંતુ આરંભ જ થયો છે. જો તમે ધારો તો હજી પણ મ્હારા દુઃખને દૂર કરી શકો તેમ છો.

સૂર્યકાન્ત:—એ વિશે આગ્રામાં મ્હેં ઘણો વિચાર કર્યો છે તથા આગ્રાનો ત્યાગ કરી અત્રે આવ્યા પછી પણ ત્હારી હકીકત ઘણી વખત મ્હારા સ્મરણમાં આવી છે. આજે સંધ્યા થતાં પૂર્વે મોગલોના અત્યાચારની મ્હેં ઘણી ચિંતા કરી છે. સમ્રાટ્ અકબરમાં ઘણા ગુણ છે એ વાતનો હું સ્વીકાર કરું છું; પરંતુ તેના નોકરો કેટલા બધા નિષ્ઠુર તથા જુલ્મી છે તેનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે. ત્હાર જેવી ઘણી દુઃખિની નારીઓની હકીકત અમારા સાંભળવામાં આવી છે.-ઘણા દિવસ પછી આજે ત્હારી વાત પણ મ્હારા સ્મરણમાં જાગ્રત થઇ હતી; પરંતુ આજે એકાએક આ સ્થળે આવી સ્થિતિમાં ત્હારું દર્શન થશે એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં મ્હારા અંતરમાં ઉપજી નહોતી.

ફુલજાની:—હવે અત્રે હું કેવી રીતે આવી શકી છું તે યથાક્રમે તમને કહું છું. તોરાબઅલ્લીનો જુલ્મ ધીમે ધીમે ઘણો વધી ગયો. મ્હારી માતાએ એક દિવસે મ્હને કહ્યું,—'ફુલ ! મ્હારું મૃત્યુ સત્વર નહિ થાય એમ મ્હને લાગે છે. વળી તોરાબઅલ્લી સાથે વિરુધ્ધતા

કરવામાં પણ આપણું કલ્યાણ નથી. બ્હેન ! મ્હને માત્ર ત્હારી જ ચિંતા છે. હું કાંઇ હીન વંશમાં જન્મી નથી. નીચ વિચારને પણ મ્હેં કદાપિ મ્હારા મનમાં સ્થાન આપ્યું નથી. આ જીવનમાં જેમને હૃદયના દેવતારૂપે મેળવ્યા હતા તેઓ મહાત્મા હોઇ તેમનું મન ઘણું ઉન્નત હતું. કુલીન કાયસ્થ સમાજમાં તેમની ઘણી પ્રતિષ્ઠા હતી; પરંતુ અરેરે ! એ સઘળું હવે આકાશ કુસુમ જેવું થઇ ગયું છે. મોગલોના જુલ્મથી સર્વસ્વ ગૂમાવી, સંપત્તિ ગૂમાવી, સ્વદેશનો પરિત્યાગ કરી અમે યશોહર રાજ્યમાં રહેવા ગયાં હતાં. ત્યાં કોઇને આત્મપરિચય આપ્યા સિવાય સુખે દુઃખે અમારા દિવસો પસાર કરતાં હતાં; પણ વંશનું ગૌરવ મનમાં નિરંતર જાગ્રત હતું. જો તેમ ન હોત તો હું તને તોરાબઅલ્લીના હાથમાં આપી શકત. અરેરે ! કેટલા હિન્દુઓ આજકાલ અકબરના કૌશલથી તુચ્છ લોભને વશ થઈ પોતાની કન્યા, ભગિની વગેરેને મોગલના હાથમાં સમર્પણ કરે છે ?! પરંતુ આ પ્રાણમાં આટલા દિવસથી જે અગ્નિકણો હતા તે પતિદેવતાના અકાળ મૃત્યુથી સવિશેષ સળગી ઉઠયા છે. હવે આ પાપિષ્ઠ મોગલના અત્યાચારથી એ વંશાભિમાન આજે ધકધક સળગે છે. બ્હેન ! તું પ્રસંગ આવે તો આત્મઘાત કરીને ત્હારા સકળ દુઃખને દૂર કરજે; પરંતુ કદાપિ હિન્દુના પવિત્ર નામને તથા વંશના ગૌરવને કલંકિત કરી મોગલની બાંદી થઇશ નહિ !'—અરેરે ! કોણ જાણતું હતું કે, એ મ્હારી માતાનો છેવટનો ઉપદેશ હતો ! બીજે દિવસે તેણે વિષ ખાઇ આત્મહત્યા કરી છે એમ હું જાણી શકી. મ્હારા શોકનો પાર રહ્યો નહિ.

આ સમયે પૂર્ણચંદ્ર વાદળાંથી ઢંકાઈ ગયો. ચોતરફ અંધકારનો ફેલાવો થઇ ગયો.

# પ્રકરણ ૧૪ મું.

## કુલજાનીની આત્મકથા. ( ચાલૂ. )

વીરવર સૂર્યકાન્તનાં નયનયુગલ અશ્રુજળથી ભીંજાયાં કે? તેનું ઉન્નત લલાટ સંકુચિત થયું કે? ના ના, સૂર્યકાન્ત તો વાદળાંમાંથી પ્રકાશી નીકળેલા પૂર્ણચંદ્રની માફક સ્થિર તથા અવિચળિત હતો; છતાં તેના અંતરમાં શું થતું હતું?!

સૂર્યકાન્તના અંતરમાં એક તરફ દયાનો પ્રવાહ પ્રવાહિત થઇને તેને દ્રવીભૂત કરતો હતો ત્યારે બીજી તરફ ક્રોધાગ્નિ સળગી ઉઠયો હતો. એ ક્રોધાગ્નિ પોતાની ભયંકર જીહ્‍વાનો ધીમે ધીમે વિસ્તાર કરતો હતો. છેવટે દયાનો જ જય થયો; છતાં ક્રોધાગ્નિ શાન્ત થયો નહિ. સૂર્યકાન્તે પૂછ્યું:–" ત્યાર પછી શું થયું? ત્હારા નયનના માત્ર એક જ અશ્રુબિંદુથી યમુનાનું હૃદય ઉછાળા મારશે,–યશોહર તણાઇ જશે! કહે જોઇએ કે પછી શું થયું? કહે જોઇએ કે, તોરાબઅલ્લી નરરક્તપિપાસુ પિશાચપ્રકૃતિ મોગલની પ્રતિમૂર્ત્તિ છે કે? તું જ મોગલોના જુલ્મથી પીડાતી દુઃખિની બંગભૂમિ છે કે?"

કુલજાનીએ નેત્રોમાંના અશ્રુજળને સ્વચ્છ કરીને કહ્યું:–" મ્હેં એમ સાંભળ્યું છે કે, એ દુરાચારીઓ જે કાર્યો કરે છે તે સઘળાં રાક્ષસી–પૈશાચિક કાર્યો છે. બીજાં માણસોની જે હકીકત મ્હારા સાંભળવામાં આવી છે તેનો વિચાર કરતાં તેમની તુલનામાં મ્હારું દુઃખ સામાન્ય હોય એમ જ મ્હને લાગે છે. માતાના મૃત્યુ પછી હું સર્વ પ્રકારે નિરાધાર બની ગઇ. કેટલાક દિવસ સુધી ઘણો જુલ્મ ગુજાર્યા પછી તોરાબઅલ્લી સહજ નરમ થયો. તે સમજી શક્યો કે,

હિન્દુ રમણીઓ મૃત્યુને તુચ્છ ગણે છે—તેઓ ઇચ્છા થતાં જ મરી શકે છે. આમ હોવાથી જ તે વિશેષ કાંઇ બોલતો નહિ; પરંતુ મ્હારું મન બિલ્કુલ શાન્ત કિંવા સ્થિર નહોતું. હું એ સમયે કેટલું બધું કષ્ટ અનુભવતી હતી એ કેવળ ઇશ્વિર જ જાણે છે.

"બંગાળામાં યશોહર નગર ક્યાં આવ્યું છે, તે કેટલે છેટે આવેલું છે તેનું મ્હને જ્ઞાન નહોતું. યશોહરમાં મ્હારો જન્મ થયો હતો કે કેમ એ પણ હું જાણતી નહોતી; પરંતુ માતાએ એક દિવસે એવું કહ્યું હતું કે, યશોહરમાં જ મ્હારો જન્મ થયો હતો. સૂર્યકાન્ત! આ મ્હારી પ્રિય જન્મભૂમિ છે! પિંજરમાં સપડાયલી વિહંગિની આસમાની આકાશ તરફ જોઇ જેવી રીતે પોતાના વનપ્રદેશનો મનમાં ને મનમાં વિચાર કરીને અસ્થિર—આકુળ વ્યાકુળ બની જાય તેવી જ રીતે હું પણ વારંવાર જન્મભૂમિનો કલ્પનાસૃષ્ટિની સહાયતાથી વિચાર કરીને વ્યાકુળ બની જતી હતી! પ્રિય જન્મભૂમિમાં પણ મોગલોનો અત્યાચાર હશે કે કેમ એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે જ મ્હારા અંતરમાં વારંવાર ઉત્પન્ન થતો હતો. જન્મભૂમિનું એક વખત દર્શન કરી નેત્રોની સાર્થકતા કરવાની મ્હારી તીવ્ર ઇચ્છા હતી!

"તોરાબઅલ્લી મ્હને શિક્ષણ આપતો હતો એ વિષયમાં માતાને કાંઈ અડચણ નહોતી. થોડા દિવસમાં જ મ્હેં તેની પાસેથી થોડું ઘણું શિક્ષણ મેળવ્યું હતું. બંગાળાની સ્થિતિ, બંગાળામાં મોગલોનું આધિપત્ય વગેરે વિષયોની વાતચિત કરીને તોરાબ મ્હને એવું સમજાવતો હતો કે, આ બંગાળા ઘણો ખરાબ દેશ છે. બંગાળાની આબોહવા ઘણી નિકૃષ્ટ છે, અને એટલા માટે જ બંગાળીઓ દુર્બળ, ભીરુ તથા અસત્યવાદી છે. બંગાળી રમણીઓમાં જેટલું સાહસ તથા તેજ છે તેટલું બંગાળી પુરુષોમાં પણ નથી. આવી આવી તે ઘણી હકીકત

મ્હને સમજાવવાનો પ્રયત્ન કરતો હતો. એવા પ્રસંગે મ્હારી માતા કહેતી હતી કે, 'તોરાબનું કહેવું સર્વથા અસત્ય છે. મોગલ હમણાં રાજા છે તેથી તેઓ બંગાળીઓના સ્વભાવ તેમ જ ચરિત્રપર પોતાની ઇચ્છામાં આવે એવા આક્ષેપ મૂકે છે. બંગાળીઓમાં વીર પુરુષોનો અભાવ છે એવો જે આક્ષેપ મૂકવામાં આવે છે તે સત્ય નથી—માત્ર સંપના અભાવે જ બંગાળીઓના સર્વસ્વનો વિનાશ થયો છે.' જ્યારે માતાનાં આ વચનો મ્હારા સાંભળવામાં આવતાં ત્યારે સ્વાભાવિક રીતે હું એવો વિચાર કરતી હતી કે, સઘળા બંગાળીઓનું ચિરકલંક દૂર કરી શકે એવો વીર એક પણ નથી કે શું? છેવટે હું એમ જાણી શકી કે, મહારાજ પ્રતાપાદિત્યે બંગાળીઓનું એ ચિરકલંક દૂર કર્યું છે!"

સૂર્યકાન્તનાં નેત્રોમાંથી જાણે કે અગ્નિકણની વૃષ્ટિ થવા લાગી. તેનાં નેત્રો લાલચોળ બની ગયાં. તે વિચારવા લાગ્યો, આ બાળિકા છે કે કોઇ વીરરમણી છે? એ બાળિકા જાણે કે મધુર ઉત્તેજનાથી પોતાને ઉત્તેજિત કરતી હોય એવો તેને ભાસ થયો. તેણે કહ્યું:— "ફુલજાનિ! તું કોણ છે એ હજી સૂધી હું સમજી શક્યો નથી, તું ગમે તે હો; પરંતુ બંગાળીઓના આવા શુભ દિવસે ત્હારો આવિર્ભાવ થયો છે એ તેમના સૌભાગ્યોદયનું જ લક્ષણ છે. દેવિ! તું બાળિકા નથી. તું કોણ છે એ હું સમજી શકતો નથી;—છતાં તું ગમે તે હો—હું તો તને દેવી તરીકે જ ઓળખીશ."

ફુલજાની કહેવા લાગી:—" માત્ર એટલેથી જ કાંઇ તોરાબના જુલ્મનો અંત આવ્યો નહિ. મ્હારે કેટલું અપમાન તથા તિરસ્કાર વેઠવો પડ્યો છે એ માત્ર પરમાત્મા જ જાણે છે: મુખ્યત્વે કરીને જે દિવસથી તમે તોરાબના શિષ્ય થયા હતા તે દિવસથી તેણે મ્હારા-પર વિશેષ જુલ્મ ગુજારવા માંડ્યો. એ પાપિષ્ઠ મ્હારું નામ ફુલ-

કુમારી હોવા છતાં મ્હને યવની નામ કુલજાની કહીને બોલાવવા લાગ્યો, તથા તેણે મ્હારો હિન્દુ પોષાક કઢાવીને મ્હને મોગલનો પોષાક પહેરાવ્યો. ”

સૂર્યકાન્તઃ—હું તને એક વાત પૂછું છું. આગ્રામાં તોરાબના મકાનમાં પણ ત્હેં મ્હને તેના જુલ્મની હકીકત સંક્ષેપમાં કહી હતી, તથા આજે એ હકીકત ત્હેં વિસ્તારથી મ્હને કહી સંભળાવી છે; પરંતુ હું તોરાબનો શિષ્ય થયો તેથી તેણે શાં માટે ત્હારા ઉપર વિશેષ જુલ્મ ગુજારવા માંડયો એ હું સમજી શકતો નથી. એ કારણ તું નિષ્કપટ ચિત્તે મ્હને કહીશ કે ? શું તું મ્હને—

કુલજાનીએ શર્માઇ જઇ નીચું જોયું. તેનું મસ્તક ભમવા લાગ્યું. શરીર અવશ બની ગયું. ચરણો લથડવા લાગ્યા. સઘળી પૃથિવી પણ જાણે કે તેની સાથે ભમવા લાગી. તે કાંઇ બોલી શકી નહિ. સૂર્યકાન્તે તેની સ્થિતિનો સ્વગત વિચાર કરીને ગંભીરતાથી કહ્યું:—“ જો એ કારણ કહેવાને કાંઇ હરકત હોય તો કહેવાની જરૂર નથી; પરંતુ એ વિષય જાણવાને મ્હારું કૌતુહલ વધી ગયું છે. ”

આ સમયે કુલજાની અંતરમાં ઇષ્ટદેવતાનું સ્મરણ કરી મનમાં ને મનમાં કહેવા લાગી:—“ જે વાત કહેવાને મ્હારો પ્રાણ અસ્થિર બની ગયો છે—હૃદય વિદીર્ણ થઇ ગયું છે તે શું તમે સમજી શકતા નથી ? જો તમે ન સમજી શકતા હો તો એ વાત મ્હારે તમને શા માટે ન કહેવી ? જીવનની સઘળી આશા, વિશ્વાસ, ઇચ્છા આહ્લાદ વગેરે અદૃશ્ય થઇ ગયું છે; તો પણ રમણીજીવનની સકળ આશાઓનો સાર—આ પવિત્ર વાસના રાત્રિ દિવસ મ્હારા અંતરમાં જાગ્રત રહે છે. એ વાસનાની જ્યોતિર્મયી શિખા શું આપોઆપ ભસ્મીભૂત થશે

કે ? આજે હું મુક્તકંઠે એમ કહીશ કે, ' તમે જ મ્હારા પ્રાણના દેવતા છો.' મ્હારા રમણી જીવનની ઇચ્છા આજે હું પૂર્ણ કરીશ. હે દેવતા ! તમે આ અબળા રમણીને બળ આપો. મ્હારી ઇચ્છા જાણવામાં આવતાં તેઓ મ્હારાપર વિરક્ત થશે કે ? મ્હારા માટે તેમના મનમાં તિરસ્કાર ભાવ ઉત્પન્ન થશે કે ? જેમણે વીરવ્રતમાં જીવન ઉત્સર્ગ કર્યું છે તેમને પ્રણય કરવાનો અવકાશ હશે કે ? સઘળી આશાઓ દૂર થઈ છે—આ જીવનની પણ મ્હેં વિશેષ માયામમતા રાખી નથી;–માત્ર આ એક જ આશાનું અંતરમાં પોષણ કરી મ્હેં જીવન ધારણ કરી રાખ્યું છે. જો મ્હારી આ અંતિમ આશામાં હું નિરાશ થઇશ તો કદાચ તે સાથે મ્હારો જીવનદીપ પણ બુઝાઈ જશે. ભલે જેમ થવાનું હશે તેમ થશે; પરંતુ એક વખત હું તેમને કહીશ કે, ' હે જીવનેશ્વર ! હૃદયમંદિરમાં તમારી વીરમૂર્ત્તિની પ્રતિષ્ઠા કરીને, દેવતા તરીકે તમારા ચરણોમાં પ્રેમાંજલિ આપીને હું કૃતાર્થ થઇ છું ! "

આનન્દ, ભય, વિસ્મય, લજ્જા–વગેરે વિવિધ ભાવની છાયા કુલજાનીના મુખ પર છવાઈ જવા લાગી. સૂર્યકાન્ત એ જ્યોત્સ્નામયી નિર્મળ નિશામાં કુલજાનીના મુખપરના ભિન્ન ભિન્ન ભાવના અભિનય જોઇને વિસ્મિત બની જતો હતો. ચંદ્રિકાના પ્રકાશથી પ્રકાશિતા બનેલી યમુના પણ એવા જ ભાવના અભિનય કરી પોતાના પ્રેમપ્રાપ્યનો પરિચય કરાવતી હતી. ચંદ્ર યમુનાના વક્ષપર શોભતો હતો. ક્વચિત્ ક્વચિત્ વાદળાં દોડી આવી ચંદ્રને થોડા કાળ માટે ઢાંકી દેતાં હતાં અને યમુનાનું આસમાની જળ પણ શ્યામરંગ ધારણ કરતું હતું.

કુલજાનીએ કહ્યું:–" તમને સઘળી હકીકત કહેવા માટે જ હું

આવી છું તેથી કોઇ પણ વાત ગુપ્ત નહિ રાખતાં હું સઘળી કથા તમને નિવેદન કરીશ. આ શાન્ત યમુના, જ્યોત્સ્નામયી નિર્મળ નિશા, હાસ્યમયી પ્રકૃતિ વગેરેના દર્શનથી મ્હારી મર્મવ્યથા ઘણી વધી ગઇ છે. ઉપર ઉદાર અનન્ત આકાશ, નીચે અનન્તમાં વિસ્તૃત થયેલી આ સરિતા તથા પ્રકૃતિના આ ખુલ્લા સ્થાનમાં ઉભી રહી ને, અંતરની સઘળી વાત કહી હું મ્હારો અસહ્ય જીવન ભાર હલકો કરીશ. આ દાસીના અપરાધની તમે ઉદારતાથી ક્ષમા આપજો. "

ફુલજાનીએ પોતાનાં સજળ નયનપદ્મ એક વખત આકાશ તરફ ફેરવી પુનઃ સૂર્યકાન્તના મ્હોંપર સ્થાપિત કર્યાં. સૂર્યકાન્ત એ વ્યથાપૂર્ણ મમતામય નેત્રો, એ નિષ્કલંક મુખચન્દ્રમા, એ વિશાદ શોભામયી મૂર્ત્તિ વગેરેનું એકાગ્રદૃષ્ટિથી દર્શન કરવા લાગ્યો. ફુલજાની એક ગાઢ નિશ્વાસ મૂકીને કહેવા લાગીઃ—" પ્રાણેશ્વર ! જીવ જતાં પણ જે વાતનો રમણીજાતિ પોતાની જીભે ઉચ્ચાર કરી શકતી નથી તે વાત આજે હું તમને કહેવા તત્પર થઇ છું. તોરાબના મનનો અભિપ્રાય પ્રથમથી જ હું સમજી ગયેલી હોવાથી સર્પની પાસેથી માણસ જેવી રીતે દૂર રહે તેવી રીતે હું તોરાબ પાસે હોવા છતાં તેનાથી દૂર રહેતી હતી. ઘણી વખતે મ્હારા મનમાં એમ થતું કે, 'આ દુઃખમય જીવનનું શું કામ છે ? આવા નિષ્ફળ જીવનનો શો ઉપયોગ છે ? હિન્દુકન્યા થઇને કોઈ પણ રીતે મોગલની બાંદી થઇ શકું તેમ નથી ત્યારે પછી હું આત્મહત્યાદ્વારા આ તુચ્છ જીવનનો અંત કેમ લાવતી નથી ?' મ્હારા મનની જ્યારે આવી સ્થિતિ હતી ત્યારે મ્હારા અંતરના દેવતાએ દૈવકૃપાથી મ્હને દર્શન દીધું. એ વીરત્વમંડિત મુખમંડળ, જ્ઞાનગર્વિત ઉન્નત લલાટ, વિશાળ નયનયુગલ વગેરેનું દર્શન થતાં આ દુઃખિનીના હૃદયવારિધિમાં તરંગો ઉત્પન્ન થવા લાગ્યા. પછી હું મૃત્યુ પામી

શકી નહિ—જીવતી રહેવાની ઇચ્છા મ્હને થઈ. જીવનને પછી હું નિષ્ફળ સમજવા લાગી નહિ. એ સુખની સાથે જે દુઃખ આવ્યું તેના તરફ મ્હેં દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ. મોગલના ઘરમાં બેસીને—મોગલનો સઘળો અત્યાર સહન કરીને એક અસહાય અબળા નિર્વિકાર ભાવથી પોતાના અંતરમાં એક હિન્દુવીરની પૂજા કર્યા કરતી હશે એવો વિચાર કોના મનમાં ઉપજે તેમ હતો ? તમે વીર છો તેથી તમને એવું કહેવાની જરૂર રહેતી નથી કે હિન્દુરમણી ચિરકાળથી વીરપૂજા કર્યા કરે છે. હું પણ એ વીરપૂજા કરીને મ્હારા જીવનની સાર્થકતા થયેલી સમજું છું !"

સૂર્યકાન્ત સઘળું સમજી શક્યો. તેણે કુલજાની તરફ એક તીવ્ર કટાક્ષ ફેંક્યો. તેને એમ જ લાગ્યું કે, કુલજાની આજે પોતાનું હૃદય ખુલ્લું કરી સઘળી સત્ય હકીકત નિષ્કપટ ભાવથી તેને કહે છે ! સૂર્યકાન્ત સ્તંભિત બની ગયો; છતાં તેના હૃદયમાં એક પણ તરંગ ઉપસ્થિત થયો નહિ. અમે લખી ચુકયા છીએ કે, એ અજેય હૃદય દુર્ગપર મદનનાં પુષ્પબાણો એકાએક કાંઇ કરી શકે એમ નહોતાં. અવિચળિત ભાવથી સૂર્યકાન્તે પૂછ્યું:—"ત્યાર પછી શું થયું ? તોરાબ તને ક્યાં લઈ ગયો તથા તું એટલી અહીં સુધી કેવી રીતે આવી શકી ?"

કુલજાની કહેવા લાગી:—"તે દિવસે તમને વિદાય કરી દીધા પછી તોરાબે મ્હારો ઘણો તિરસ્કાર તથા અપમાન કર્યું. પછીથી એ રાત્રે જ તેણે મ્હને સાથે લઇ આગ્રાનો ત્યાગ કર્યો. મ્હેં ઘણું આક્રંદ કર્યું; પરંતુ એ પાષાણનું હૃદય સહજ પણ પીગળ્યું નહિ. તે મ્હને સાથે લઇને દિલ્હી ગયો. દિલ્હીમાં અમે ઘણા દિવસ રહ્યાં હતાં. પછીથી તોરાબે જ્યારે એમ સાંભળ્યું કે, તમે આગ્રાનો ત્યાગ કરી સ્વદેશ તરફ વિદાય થઇ ગયા છો ત્યારે તે મ્હને લઇને પાછો

આગ્રામાં આવ્યો. કોઈ પૂછતું તો તોરાબ કહેતો કે, 'દેશભ્રમણ કરવાને ગયો હતો.' આગ્રામાં આવ્યા પછી તોરાબનો હિન્દુજાતિપરનો દ્વેષ ઘણો વધી ગયો. વારંવાર તે મ્હારી પાસે હિન્દુજાતિનો તિરસ્કાર તથા નિન્દા કરવા લાગ્યો. તેના આવા વર્તનથી મ્હને ઘણો ખેદ થતો હતો; પરંતુ મ્હારામાં શું કરવાની શક્તિ હતી? મ્હારે નિરુપાયે ચુપ રહેવું પડતું હતું. ચુપકીદી ધારણ કરી ઇશ્વરનું સ્મરણ કરીને હું મનમાં ને મનમાં એમ કહેતી હતી કે, 'હે પ્રભુ! હિન્દુઓના આ દુર્દૈવનો નાશ નહિ થાય કે? હિન્દુઓનો પુનરુદ્ધાર નહિ થાય કે?"

સૂર્યકાન્તઃ—કુલજાનિ! ત્હારા અંતરની આ પ્રાર્થના નિષ્ફળ નિવડી નથી. હિન્દુઓના સૌભાગ્યસૂર્યનું દર્શન થવા લાગ્યું છે. આજ બંગાળી વીર બંગાળાના રાજસિંહાસનપર બિરાજ્યો છે. બંગાળીના ઘરમાં જન્મી તું આવું વીર હૃદય મેળવી શકી છે એ સ્વદેશનું સૌભાગ્ય છે. તું માતા ભવાનીના ચરણોમાં પ્રાર્થના કર કે, દેશનાં આબાલ-વૃદ્ધ-વનિતા દેશને ત્હારી માફક ચ્હાતાં શિખે. નારીકુળમાં તું ધન્ય છે!—વારું પછી?

કુલજાનીઃ—તોરાબનો જુલ્મ ધીમે ધીમે અસહ્ય થઇ પડ્યો. એક દિવસે તો વાત એટલે સુધી જઇ પહોંચી કે મ્હારા હિન્દુ નામનો તથા ધર્મનો નાશ થાત અને તેમ ન થાત તો મ્હારે મ્હારા પ્રાણનો પરિત્યાગ કરવો પડત. એ લજ્જાયુક્ત વાતનો વિશેષ ઉલ્લેખ કરવાની મ્હારી ઇચ્છા નથી. દૈવયોગે તે દિવસે એક મ્હોટી ઉમ્મરની બ્રાહ્મણ કન્યા સાથે મ્હારો મેળાપ થયો. તે ઘણાં તીર્થો ફરી સ્વદેશ તરફ જતી હતી. મ્હેં તેના ચરણોમાં આશ્રય લીધો. કૌશલથી પુરુષનો વેશ ધારણ કરી નિષ્ઠુર તોરાબના ઘરમાંથી હું નાસી છુટી. પછી

મહાકષ્ટે એ બ્રાહ્મણ કન્યાની સાથે સાથે હું યશોહરમાં આવી છું. હમણાં હું એ બ્રાહ્મણ કન્યાના ઘરમાં જ રહું છું. તોરાબ મ્હારી શોધ કર્યા સિવાય રહેવાનો નથી એવી મ્હારી દૃઢ માન્યતા છે. એને કાળક્રમે હું અત્રે આવીને રહેલી છું એમ પણ માલૂમ પડ્યા સિવાય રહેશે નહિ. એવા પ્રસંગે તમે તમારું કર્ત્તવ્ય બજાવજો. જીવનાધિક! હવે હું તમારા શરણે આવી છું. જે ક્ષીણ લતિકાએ તમારા ચરણોમાં આશ્રય સ્વીકાર્યો છે તેને તમે તમારી ઇચ્છા હોય તો રાખી શકો તેમ છો—અને ઇચ્છા હોય તો ચરણચ્યુત કરીને પદદલિત પણ કરી શકો તેમ છો!

આ સમયે દૂરથી કોઇએ સંકેતસૂચક બંસી બજાવી. સૂર્યકાન્તે જ એ સંકેત રાખ્યો હતો. તે પોતે જ્યારે દૂર હોય અને પોતાની જો કોઇને ખાસ જરૂર પડે તો એ સંકેતસૂચક બંસી વગાડવાની તેણે વ્યવસ્થા કરી રાખી હતી. બંસી સાંભળવામાં આવતાં જ સૂર્યકાન્ત સંકેતસ્થળે ઉપસ્થિત થતો હતો. આ સમયે પણ બંસીધ્વનિ સાંભળવામાં આવતાં સૂર્યકાન્ત ઉઠી ઉભો થયો તથા તેણે કુલજાની તરફ જોઇને કહ્યું:—"કુલજાનિ! હવે વિશેષ હકીકત કહેવાનો કિંવા સાંભળવાનો મ્હને અવકાશ નથી—બંસીધ્વનિ સંભળાતો હોવાથી હમણાં જ મ્હારે સંકેતસ્થળે જવું પડશે. ત્હારી સાથે પુનઃ મ્હારો મેળાપ થઈ શકશે કે નહિ તે હું જાણતો નથી. ત્હારે જરૂર હોય ત્યારે તું મ્હને મળજે. આ મુદ્રિકા તું ત્હારી પાસે રાખ—પ્રસંગ ઉપસ્થિત થતાં સેનાનિવાસના કોઈ પણ માણસને તું આ મુદ્રિકા બતાવીશ એટલે તત્કાળ તે તને મ્હારી પાસે લઈ આવશે. તોરાબ કે બીજો ગમે તે મોગલ અત્રે ત્હારું બિલકુલ અનિષ્ટ કરી શકે તેમ નથી. તું નિશ્ચિંત મનથી એ બ્રાહ્મણ કન્યાના મકાનમાં રહે. તું ત્યાં

નિર્વિઘ્ને રહી શકે એ વિષયનો સઘળો બંદોબસ્ત હું કરીશ. મોગલોના અત્યાચારથી દુઃખી થતી માતૃભૂમિની પ્રતિમૂર્ત્તિ હું ત્હારામાં જ જોઇ શકું છું. સ્વદેશનો ચિરકાળ માટે ઉદ્ધાર કરવાને પ્રતાપે જીવન સમર્પણ કર્યું છે—મ્હેં પણ મ્હારામાં જે શક્તિસામર્થ્ય છે તે સ્વદેશસેવામાં ઉત્સર્ગ કર્યું છે. હમણાં બીજું કોઇ કાર્ય કરવાનો મ્હને અધિકાર નથી. તું ત્હારો પ્રાણ તથા મન ભગવત્ ચરણમાં સમર્પણ કર; જેથી તને શાશ્વત સુખની પ્રાપ્તિ થશે. જો વળી ફરીથી કદાચ આપણું મિલન થાય તો ત્હારાં અમૂલ્ય ઉત્સાહ વાક્યો સંભળાવી મ્હારા વીરવ્રતને સફળ કરવામાં મ્હને સહાયતા કરજે. ઈશ્વર નિરંતર ત્હારું કલ્યાણ કરો.”

પછી કુલજાની પાસેથી બ્રાહ્મણ કન્યાનો પરિચય મેળવી સૂર્યકાન્ત ત્યાંથી ચાલ્યો ગયો.

કુલજાની ઘણા સમય સૂધી યમુનાના કિનારાપર બેસી રહી. તારાઓ એક પછી એક અદૃશ્ય થતા હતા. યમુનાનું સુનિર્મળ જળ ધીમે ધીમે શ્યામવર્ણ ધારણ કરતું હતું. યમુનાના તીરપર બેસી કુલજાનીએ અનેકવિધ વિચાર કર્યા. સૂર્યકાન્ત તેનાં ઉત્સાહજનક વાક્ય સાંભળવાને ઇચ્છતો હોવાથી પોતાનાં પ્રણય વચનો સાંભળીને તે વિરક્ત તો નહિ થયો હોય! એવી આશંકા તેના અંતરમાં ઉપજી; છતાં તેણે સ્વગત કહ્યું:—“હવે ભલે કાંઇ ન થાય; પણ અંતરની સઘળી હકીકત તેમને નિવેદન કરીને આજે હું કૃતાર્થ થઇ છું.”

ક્ષુદ્ર સરિતા હૃદયના પૂર્ણ ઉચ્છ્વાસથી સાગરને મળવાની ઇચ્છા કરતી હતી,—સાગર એ સરિતાને પોતાના હૃદયમાં સ્થાન નહિ આપે કે? કુલજાનીની વીરપૂજા નિષ્ફળ થશે કે? આ પૂજાનો તેને કાંઇ પુરસ્કાર નહિ મળે કે? જો એમ જ થવાનું હોય તો પછી કુલજાનિ—કુલકુમારિ! તું આ યમુનાના અગાધ જળરાશીમાં ડૂબી જઇ ત્હારા

અંતરની સઘળી જ્વાળાને શાન્ત કેમ કરતી નથી ?

આ જો ! ચંદ્ર હસે છે,-ચંકોર ચકોરી ચંદ્રના અમૃતનું પાન કરે છે, યમુનાનું જળ મધુર સંગીત ગાય છે,-નિર્જન વનપ્રદેશે ગંભીર ભાવ ધારણ કર્યો છે;-આ સાંભળ ! ઘણે દૂર કોઇ રુદન કરે છે,-સ્નેહ કંઠે કોઈ રુદન કરીને કોઇને બોલાવે છે;-આકાશમાં કોઇ મધુર સ્વરથી બંસી બજાવે છે;-બંસી જાણે એમ કહે છે કે, 'આવ આવ,-મ્હારી પાસે આવ !' આવો સુન્દર સમય, સુન્દર સ્થાન અને સુન્દર અવસર હોવા છતાં કુલજાની તું મરી જતી કેમ નથી?

વાંચક! કુલજાની પ્રેમોન્માદિની નથી. પ્રેમશિખા બુઝાઈ જશે તો પણ કુલજાની જીવતી રહેશે! તેના અંતરમાં સ્વદેશભક્તિ જાગતી હતી. સ્વદેશના શત્રુઓનો નાશ કરવાની તેની ઇચ્છા હતી. પ્રેમશિખાથી તેની એ ઇચ્છા કિંવા ઉત્સાહ ભસ્મીભૂત થાય એવો નહોતો. કુલજાની રમણીરત્ન હતી.

## પ્રકરણ ૧૫ મું.

### સ્વદેશસેવાનો સંકલ્પ.

સૂર્યકાન્તને પોતાના અંતરની સઘળી હકીકત નિવેદન કરીને કુલજાનીએ પોતાનો હૃદયભાર હલકો કર્યો; પરંતુ એક ભાવના દૂર થતાં બીજી ભાવના તેના અંતરમાં જાગ્રત થઇ. તે વિચારવા લાગી:-"મ્હારા હૃદયમાં રાત્રિ દિવસ જે અગ્નિ સળગતો હતો તે આજે બુઝાઈ ગયો છે! પુરુષ પાસે કયી રમણી આવી રીતે નિર્લજ્જ થઇને પ્રણયકથા કહે છે?-એ હું જાણતી નથી; કિન્તુ

મ્હારો પ્રાણ બ્હાર નીકળી જતો હતો. કેટલા દિવસથી શોક્ર કરી રખડી રઝળીને આજે હું તેમનું દર્શન કરી શકી છું! જો આજે તેમનું દર્શન ન થાત, જો આજે હું તેમને મ્હારા મનની વ્યથા ન જણાવી શકત તો કદાચ મ્હારા આ રમણી જીવનનો યમુનાના શીતળ જળમાં અંત આવી જાત!–પરંતુ મ્હારી હકીકત સાંભળી તેમણે શો વિચાર કર્યો હશે ? મ્હને વિષયવાસનામયી દુષ્ટા રમણી ધારી તેઓ મ્હારાપર વિરકત થયા હશે કે? ના ના, એમ થવું સર્વથા અશક્ય છે. તેઓ વીર છે. જનની જન્મભૂમિનો પરતંત્રતામાંથી ઉદ્ધાર કરવાના મહદ્ કાર્યમાં તેમણે પોતાનું જીવન સમર્પણ કર્યું છે. હમણાં તેઓ રૂપવતીના રૂપમોહથી મોહિત થાય તેમ છે કે? રૂપવતી! શું હું રૂપવતી છું? કોણ જાણે કે હું કેવી છું? તારાબ કહેતો હતો કે, મ્હારા રૂપની શિખાથી તેનું સર્વસ્વ બળીને ખાક-સાર થઇ ગયું છે! આ વાત શું સાચી છે? શું મ્હારામાં એટલું બધું રૂપ છે? વિધાતાએ મ્હને જ્યારે આટલું બધું રૂપ આપ્યું છે ત્યારે પછી તે નિષ્ફળ થશે કે?”

એક નિશાચર પક્ષીએ મસ્તકપર વિકટ અવાજ કર્યો. એ અવાજ-થી પ્રકૃતિની મધુર તંદ્રાનો જાણે કે ભંગ થયો! કુલજાની ચમકી ઉઠી.

કુલજાની પુનઃ વિચારવા લાગીઃ–“ રામ રામ! આ હું કેવા વિચાર કરું છું! સમસ્ત દેશમાં મોગલો જુલ્મ ગુજારે છે, જનની જન્મભૂમિ વિષાદમયી છે—સ્વદેશવાસીઓના શોકદુઃખનો પાર રહ્યો નથી. દુઃખાગ્નિથી હિન્દુઓ બળીને ભસ્મીભૂત થઈ જાય છે. એ સઘળી ચિંતાનો ત્યાગ કરી હું પ્રણયની ઉપાસના કરું છું? ધિક્કાર છે મ્હને તથા મ્હારા રમણી જીવનને! જે પુરુષસિંહે પોતાનું જીવન-યૌવન સ્વદેશહિતના વ્રતમાં સમર્પણ કરી પોતાના માનવજીવનને સાર્થક

કર્યું છે. તેમને હું પાપિષ્ઠ પ્રેમની જાળ પાથરી લક્ષ્યભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કરું છું?! ના ના, હું મ્હારા દેહના કડકા કરી તેને યમુનાના જળમાં પધરાવી દઇશ—જીવનની સઘળી ઇચ્છાઓનો અંત લાવીશ, તથાપિ આવી પાપવાસનાને હવેથી કદાપિ અંતરમાં સ્થાન નહિ આપીશ."

ફુલજાની વળી પાછી વિચારવા લાગી:—" મહારાજ પ્રતાપાદિત્યે જે ઉચ્ચ આશા હૃદયમાં ધારણ કરી રાખી છે એ જ આશા આ ક્ષુદ્ર રમણીના હૃદયમાં નથી કે? મહાવીર શંકર અને સૂર્યકાન્ત જેવી રીતે તેમના મહાન અનુષ્ઠાનના સહાયક છે તેવી જ રીતે હું પણ તેમને યથાશક્તિ—સામાન્ય સહાયતા ન કરી શકું કે? હવે મ્હને એવી ઈચ્છા થાય છે કે, દેશેદેશમાં ફરી સ્વદેશવાસીઓને અંતઃકરણપૂર્વક એમ કહું કે, ' આવો ભાઇ આવો, આત્મવિરોધ ભૂલી જઈ આપણે સર્વ એકત્રિત થઇને સ્વદેશના શત્રુ—હિન્દુઓના શત્રુ તથા દેવતાઓના શત્રુઓને દેશમાંથી હાંકી કાઢીએ!' આ શું અસંભવ છે કે? જ્યારે પુરુષવેશ ધારણ કરીને આગ્રામાંથી મ્હેં પલાયન કર્યું હતું ત્યારે કોઇ મ્હને ઓળખી શક્યું નહોતું. અરેરે! જો હું રમણીને બદલે પુરુષ થઇ હોત તો! જો ઇશ્વરે મ્હને પુરુષ બનાવી હોત તો સ્વદેશસેવાના આ મહાયજ્ઞમાં જીવનની આહુતિ આપીને આજે હું કૃતકૃતાર્થ તેમજ ધન્ય થઇ શકત."

આ સમયે મસ્તકપર પેલા નિશાચર પક્ષીએ પુનઃ વિકટ ધ્વનિ કર્યો. એ ધ્વનિ સાંભળવામાં આવતાં ફુલજાનીનું સર્વ શરીર કંપી ઉઠ્યું.

ફુલજાનીએ તન્મય બની જઇને બીજા પણ ઘણા વિચાર કર્યા. તેના હૃદયમાં બળ આવ્યું. મનમાં શક્તિનો સંચાર થયો. તે ઉત્તેજિત બની જઇને પોતાના મન સાથે કહેવા લાગી:—" હા, એમ જ થશે. હું રમણી હોવા છતાં હવે કાંઇ બાળિકા નથી. શું આ હૃદયમાં સહજ

પણ ઉત્તેજના નથી? મ્હેં એમ સાંભળ્યું છે કે, રાવણપર વિજય મેળવતી વખતે શ્રીરામચંદ્રજીને એક ક્ષુદ્ર ખિસકોલીએ પણ સહાયતા કરી હતી! હું પ્રયત્ન કરું તો દેશના એક શત્રુનો પણ નાશ ન કરી શકું કે? પ્રેમ, પ્રેમ! શું રમણી જીવન માત્ર પુરુષની દાસી થવા માટે જ છે? આજથી મ્હારું પ્રેમવ્રત જનની જન્મભૂમિ છે! માતાજી, આ દુઃખિની કન્યાના પ્રેમઅર્ઘ્યનો તમે જ સ્વીકાર કરો! અને સૂર્યકાન્ત! તમે—"

ફુલજાનીએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યું:–"મનુષ્ય જીવન ઘણું પરાધીન છે! ક્ષણે ક્ષણે મનમાં અવનવા ભાવ ઉત્પન્ન થાય છે! પરંતુ આ ચિંતા થોડા કાળ માટે મ્હારે ભૂલી જવી પડશે. પ્રથમ મ્હારે તેમના વીરવ્રતમાં સહાયતા કરવી જોઇએ. તેમનું વ્રત ઉદ્યાપિત થઈ ગયા પછી એ જ આ હૃદયના અધીશ્વર છે! તેઓ મ્હારા તરફ જુએ યા ન જુએ એ એમની ઇચ્છાની વાત છે; પરંતુ જીવન-મરણમાં હું તો તેમની જ છું. પ્રાણેશ્વર! આજથી આ ક્ષુદ્ર રમણીએ તમારા જીવનયજ્ઞમાં આત્મપ્રાણની આહુતિ આપવાનો સંકલ્પ કર્યો છે. હવે હું સમજી શકી છું કે, આ મહાન્ કાર્ય પાર ઉતારવામાં જો હું એક પગલું પણ ભરી શકીશ તો જ હું તમારે માટે યોગ્ય ગણાઇશ; નહિ તો ક્ષુદ્ર હરિણી થઇને સિંહની સાથે બેસવાની હું ઇચ્છા રાખું છું એ કેવળ મૂર્ખતા છે."

ફુલજાનીનું હૃદય ઉત્સાહમય બની ગયું. તેણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા તરીકે, 'હવે એક વખત સૂર્યકાન્તની મુલાકાત કરીને હું વિદાય થઇશ.'

ફુલજાની ઘેર ગઈ એટલે તેની આશ્રયદાયિની બ્રાહ્મણ કન્યાએ પૂછ્યું:–"ફુલ! આટલી બધી રાત્રિ થતાં સુધી તું ક્યાં હતી?"

ફુલઃ—હું સૂર્યકાન્તને મળવાનો પ્રયત્ન કરતી હતી એ તો તમે જાણો છો.

બ્રાહ્મણ કન્યાઃ—તેમની સાથે ત્હારી મુલાકાત થઇ કે?

ફુલઃ—હા, આજે તેમની સાથે મ્હારી મુલાકાત થઇ છે, અને તેથી જ ઘેર આવતાં આટલો બધો વિલંબ થયો છે.

બ્રાહ્મણ કન્યાઃ—તેમણે શું કહ્યું?

ફુલઃ—તેમણે મ્હને તમારા આશ્રયમાં જ રહેવાની સૂચના કરી છે. મ્હારે માટે સઘળી વ્યવસ્થા કરવાની વાત તેમણે કરી છે.

એ રાત્રે ફુલજાનીને નિદ્રા આવી નહિ. શય્યામાં સૂઇ રહીને તે આકાશ પાતાળના વિચારો કરવા લાગી.

---

## પ્રકરણ ૧૬ મું.

### ભીષણ સંદેહ.

પ્રતાપનાં સઘળાં કાર્યો વૃદ્ધ વસન્તરાયને પસંદ પડ્યાં નહિ. તેણે કહ્યું:—"ભાઇ! રાજ્યનો વિસ્તાર વધારવો હોય તો વધાર; ત્હારા આધિપત્યને કાયમ રાખ; પરંતુ ભારત-સમ્રાટ્ અકબરશાહ સાથે શત્રુતા કરવામાં કોઇ પણ રીતે કલ્યાણ નથી! જે હિન્દુઓમાં ત્હારા જેવું સૌભાગ્ય કોઇ મેળવી શક્યું નથી એ હિન્દુઓમાં તને આવું સૌભાગ્ય મળ્યું છે તો તું પ્રજાજનોનું પ્રતિપાલન કર. સામાજિકતાથી અને લૌકિકતાથી સર્વને સંતુષ્ટ કર. શિષ્ટાચાર તથા પરોપકારમાં દિવસો પસાર કર. સર્વની સાથે મળી ઇશ્વર-ભજન કરી શાન્તિ મેળવતો રહે. આ બધું કરવાનું મૂકી માત્ર યુદ્ધ વિગ્રહની જ ચર્ચા કર્યા કરવી, શાન્તિનો ભંગ કરી અશાન્તિમાં દિવસો પસાર કરવા એ કોઇ પણ રીતે ઇષ્ટ નથી. છેવટે બાદશાહની

વિરુદ્ધતા કરી પોતાના નામના સિક્કા ચલાવીને રાજદ્રોહી થવાની જ ત્હારી ઇચ્છા છે કે ? એવી રીતે સ્વાધીન થવાનું શું કામ છે ? નર-રક્તથી વસુંધરા ભીંજવવાથી ઇષ્ટસિદ્ધિ થવાની છે ? રાજ્ય મેળ-વવાનો ત્હારો વિચાર છે ? કોના રાજ્યનું શાસન કોણ કરશે ? કોઇ ચિરકાળ માટે આ વિશ્વસંસારમાં રહેતું નથી. મનુષ્ય પોતાનો અ-ધિકાર વધારવાની ઇચ્છાથી કાપાકાપી તથા મારામારી કરીને પોતાની જાતે જ મરે છે—ભગવાન્ અલક્ષ્ય રહી એ સઘળું જોઇને હસ્યા કરે છે ! આ સિવાય બીજું શું પરિણામ છે ! અરેરે ! સઘળું ક્ષણભંગુર છે—સઘળી ખોટી માયાજાળ છે—સત્ય તો એક માત્ર પરબ્રહ્મ પુરુ-ષોત્તમ છે ! ”

વૃદ્ધ વસન્તરાયનો વારંવાર આવો ઠપકો સાંભળીને, તથા પો-તાનાં કાર્યોમાં વિઘ્નો ઉપસ્થિત થતાં જોઇને કર્મવીર પ્રતાપાદિત્ય અત્યંત વિરક્ત બની ગયો. અંતે વસન્તરાયે એક દિવસે સ્પષ્ટતાથી એવું કહ્યું કે, “પ્રતાપ ! તું એટલુ યાદ રાખજે કે, હું કદાપિ ત્હારા રાજદ્રોહિતાના પક્ષમાં નથી.” આટલું કહીને જ વસન્તરાયે મૌનાવ-લંબન કર્યું નહિ. પુત્રોની સલાહથી આ સમયે તે ભત્રિજાની વિરુદ્ધ વર્તવા લાગ્યો. તેણે પોતાની આધીનતામાં જે પ્રજા હતી તેને પ્રતા-પના નામના સિક્કાનો વ્યવહાર કરવાનો નિષેધ કર્યો, તથા સમ્રાટ્ અકબર પાસે પોતાની નિર્દોષિતા સાબિત કરવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો.

અતુલ શક્તિશાળી પ્રતાપે કાકાનો આવો વિરુદ્ધ વ્યવહાર ચુપ-કીદીથી સહન કર્યો. ત્યાર પછી એક બીજો બનાવ બન્યો. પરલોક-વાસી વિક્રમાદિત્યે અત્યાર પૂર્વે વસન્તરાયને જમીનદારીનો જે ભાગ સોંપી દીધો હતો એ ભાગમાં ચાકસિરિ નામનું પરગણું પણ હતું. એ ચાકસિરિ પરગણું પૂર્વબંગમાં આવેલા આધુનિક બારિશાલ—બાખર-

ગંજના મધ્યભાગમાં હતું. પ્રતાપને એ ચાકસિરિ પરગણાની જરૂર પડી; કેમ કે, એ પરગણું પોતાની સત્તામાં આવે તો તે પોર્ટુગીઝ તથા બીજા જળદસ્યુઓનું દમન કરી શકે તેમ હતો. એ પરગણું પ્રતાપની આધીનતામાં નહિ હોવાથી તેના રાજ્યમાં ધીમે ધીમે અશાન્તિ ઉત્પન્ન થવા લાગી હતી. એ પરગણાની ચારગણી જમીનદારી આપવાનું કહી પ્રતાપે નમ્રતાપૂર્વક કાકાને કહ્યું:–" કૃપા કરીને એ પરગણું આપ મ્હને સોંપી દો. આપ વિચારી જુઓ કે, જે મહાવ્રત મ્હેં લીધું છે તેથી પ્રજાજનોને દુઃખી જોઇ મ્હારા જીવને ઘણો શોક થાય છે. વળી એ પરગણું કદાચ આપ આપના કબ્જામાં રાખશો તો આપનાથી જળદસ્યુઓનું દમન કરી સ્વરાજ્યમાં શાન્તિની સ્થાપના કરી શકાશે નહિં."

આ પ્રાર્થનાથી વસન્તરાયનું મન નમ્ર થયું તથા તે પ્રતાપને અકસિરી પરગણું આપવાને કબૂલ થયો; પરંતુ તેના પુત્રોએ આ કાર્યમાં નારાજી દર્શાવી. છેવટે વસન્તરાયને પણ પુત્રોની મરજી સાચવવી પડી તથા પ્રતાપ ખિન્ન થયો; છતાં નિરાશ થવું એ પ્રતાપના સ્વભાવ વિરુદ્ધ હતું. તેણે પોતાના મન સાથે એક ઉપાય નક્કી કર્યો. પૂર્વબંગમાં પોતાની સત્તા કાયમ રાખવા માટે–પોર્ટુગીઝ અને બીજા જળદસ્યુઓનું દમન કરવાને માટે તેણે ચંદ્રદ્વીપના તરુણ રાજા રામચંદ્રની સાથે પોતાની પુત્રી બિન્દુમતીનો વિવાહ કર્યો. વસન્તરાયના પુત્રો સમજી ગયા કે, પ્રતાપે અન્ય ઉપાયથી પોતાનો હેતુ પાર પાડ્યો છે, તેથી તેઓ પ્રતાપની સાથે ધીમે ધીમે વિશેષ શત્રુતા કરવા લાગ્યા; પરંતુ ઉદારચિત્ત પ્રતાપે એ વિષયને હસવામાં ઉડાવી દીધો. તેણે સ્વગત વિચાર્યું:–" જેમનામાં વિશેષ શક્તિ નથી તેઓ ભલે બીજાની ઇર્ષ્યા કરીને સુખી થાય."

વસન્તરાયના પુત્રો ધીમે ધીમે પિતાના કાન ભંભેરવા લાગ્યા. સરળ સ્વભાવનો-ભોળો વસન્તરાય તેના પુત્રો તેને જે કાંઇ કહેતા હતા તે સઘળું સાચું જ માનતો હતો. તેના પુત્રોએ તેને એવું સમજાવ્યું કેઃ—“ પ્રતાપની પ્રકૃતિ એવી નિષ્ઠુર છે કે તે ગમે એ કાર્ય કરવામાં સંકોચ રાખે તેમ નથી. તે કદાચ આપને પણ કોઇ દિવસે કાંઇ કરી બેસશે એવી અમારા મનમાં નિરંતર પ્રબળ આશંકા રહે છે. જુઓ, પ્રતાપની કોષ્ઠીનું ફળ ધીમે ધીમે સત્ય સ્વરૂપમાં પ્રકાશિત થતું જાય છે. આટલો બધો અધિકાર તેમ જ પ્રભુતા પ્રાપ્ત થયેલી હોવા છતાં તેના હાથે પિતૃહત્યા નહિ થાય એમ માની નિશ્ચિંત બેસી રહેવું વ્યાજબી નથી. વળી જ્યાં સુધી મહારાજ જીવતા હતા ત્યાં સુધી આ વિષયની અમને વિશેષ ચિંતા નહોતી; પરંતુ હવે આપના માટે અમને ઘણી ચિંતા રહે છે. પ્રતાપની કોષ્ઠીમાં ‘પિતૃસ્થાને રક્તપાત’ સ્પષ્ટતાથી લખાયલો છે. હવે પિતૃસ્થાન એટલે માત્ર પિતા જ સમજવા જોઇએ નહિ. પિતા, કાકા, પિતામહ એ સર્વ પિતૃસ્થાનીય ગણાય છે. આવી પરિસ્થિતિ હોવાથી આપ અમને હવે અમારા કર્ત્તવ્યકર્મનો ઉપદેશ આપો. જો આપ કહેતા હો તો અમે હજી વખત છે ત્યાં સુધી બાદશાહને શરણે જઇ પ્રતાપની સમસ્ત રાજનીતિજાળને છિન્ન કરી નાખીએ.”

બુઝાઇ જવા આવેલો અગ્નિ દેવતાના સ્પર્શથી પુનઃ સળગી ઉઠયો. જ્યારથી વિક્રમાદિત્યનો પરલોકવાસ થયો હતો ત્યારથી પ્રતાપની કોષ્ઠીના ફળાફળની વાત વસન્તરાય ભૂલી ગયો હતો. હવે તેને એમ લાગ્યું કે, પ્રતાપ માટે હજી પણ પોતાને ચિંતા રાખવાની જરૂર છે. વૃદ્ધની આશંકા ધીમે ધીમે ઘણી વધી ગઈ; કેમ કે પ્રતાપના પિતૃસ્થાનીય વર્ગમાં તે એકલો જ હયાત હતો. અંતરમાં મધુસૂદનનું સ્મરણ

કરતો કરતો વૃદ્ધ કંપવા લાગ્યો. તેણે પુત્રોને મ્હોં ઉપર તો કાંઇ કહ્યું નહિ; પરંતુ હવે તે પ્રતાપને સાક્ષાત યમના સ્વરૂપમાં જોવા લાગ્યો. બીજી તરફથી તેના પુત્રો ધીમે ધીમે પ્રતાપની વિશેષ વિરુદ્ધતા કરવા લાગ્યા. પ્રતાપનો જમાઈ રામચંદ્ર શ્વસુરાલયમાં આવ્યો એટલે તેઓ તેને વિવિધ પ્રકારે શ્વસુર વિરુદ્ધ ઉત્તેજિત કરવા લાગ્યા. તેઓ તેને એવું સમજાવવા લાગ્યા કે પ્રતાપ સ્વાર્થી હોઇ તેના વિચારો ઘણા નીચ છે. રામચંદ્રનું રાજ્ય હસ્તગત કરવાના હેતુથી જ તેણે તેને પોતાની કન્યા આપી છે—તથા પ્રસંગ આવ્યે પ્રતાપ રામચંદ્રનો પ્રાણનાશ કરવામાં પણ પાછી પ્હાની નહિ કરે. આવી રીતે વસન્તરાયના પુત્રો રામચંદ્રનું મન ફેરવી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

રામચંદ્રની સાથે ઘણા માણસો યશોહરમાં આવ્યા હતા. તેઓમાં દારૂણ અસભ્ય તેનો એક ભાંડ હતો. જમાઈ સાથે શ્વસુરનો અણબનાવ કરાવવા માટે વસન્તરાયના પુત્રોએ એક ઘૃણિત ઉપાયનું અવલંબન કર્યું. તેમણે લુચ્ચાઇથી એ ભાંડને સ્ત્રીવેશ પહેરાવી પ્રતાપના અંતઃપુરમાં મોકલ્યો. યથાસમયે આ વાત પ્રતાપના જાણવામાં આવી. આ સમયે પણ તેને ક્રોધ ઉપજવાનું સબળ કારણ હોવા છતાં તેણે શાન્તિ ધારણ કરી રાખી.

પોતાનું કુટિલ કૌશલ જાહિર થઇ જવા છતાં વસન્તરાયના પુત્રોએ ભ્રાતૃવિરોધનો ત્યાગ કર્યો નહિ. તેમણે ખુલ્લી રીતે રામચંદ્રને હાથમાં લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો. બાળકબુદ્ધિ રામચંદ્ર શયતાનોનું ષડ્યંત્ર સમજ્યા સિવાય શ્વસુરની વિરુદ્ધ વર્તવાને તૈયાર થયો. પ્રતાપ સાથેની આત્મીયતાને છિન્ન કરી નાખીને સ્વાધીનતાથી સ્વેચ્છાનુસાર રાજ્ય ચલાવવાનો તેણે સંકલ્પ કર્યો. વાતચિત પ્રસંગે શ્વસુરાલયમાં બેસીને જ ઘણા કઠોર શબ્દોમાં તેણે પ્રતાપને પોતાનો

સંકલ્પ જણાવ્યો; એટલું જ નહિ પણ તે શ્વસુરાલયનો ત્યાગ કરી પોતાનાં સઘળા માણસો સાથે વસન્તરાયના મહાલયમાં જઇને રહ્યો.

હવે પ્રતાપના હૃદયમાં દારુણ દાવાનળ સળગી ઉઠયો. તેણે સ્વગત વિચાર્યું:—"ધીરજની પણ હદ હોય છે. હવે હું વિશેષ ધીરજ ધારણ કરી શકું તેમ નથી. કાકાને તથા તેમના પુત્રોને હવે આશ્રય આપવો ઉચિત નથી. શું રામચંદ્રના મ્હારા કરતાં તેઓ વિશેષ હિતૈષી છે ?"

પ્રતાપનાં નેત્રોમાંથી અગ્નિકણોની વૃષ્ટિ થવા લાગી. હાલ તરત પોતાના મનનો ભાવ છુપાવી, સર્વથી પ્રથમ તેણે પોતાનું અપમાન કરનાર જમાઇને યથોચિત શિક્ષા કરવાના સંકલ્પથી ઘણા દૃઢ તેમ જ કઠોરકંઠે કહ્યું:—"આજે જ હું બાળકબુદ્ધિ રામચંદ્રનું મસ્તક ધડથી જૂદું થઈ ગયેલું જોવાને ઇચ્છું છું !"

હમણાં બિન્દુની પેલી માશી ક્યાં છે ?

પ્રતાપનો દૃઢ સંકલ્પ જાણવામાં આવતાં અમાત્યોનાં મ્હોં સુકાઈ ગયાં. કોઇ પ્રતાપના મ્હોં તરફ જોવાનું સાહસ કરી શક્યું નહિ. વિજળીની ઝડપે આ સમાચાર સર્વત્ર ફેલાઇ ગયા. કુમાર ઉદયાદિત્યે બન્ને હાથ જોડી પિતા પાસે ઉપસ્થિત થઇને કંપતા કંઠે કહ્યું: "બાળિકા બિન્દુના મ્હોં તરફ જોઇ આ વખતે આપ રામચન્દ્રને ક્ષમા આપો."

પ્રતાપે અતિશય ગંભીર ભાવથી મસ્તક હલાવ્યું. મ્હોં ઉઘાડી પિતાને પુનઃ કાંઈ કહેવાનું સાહસ ઉદયાદિત્ય કરી શક્યો નહિ. ચિંતાતુર ચિત્તે તે પિતા પાસેથી ચાલ્યો ગયો. તેને એમ જ લાગ્યું કે, પિતાની ભીષ્મ પ્રતિજ્ઞા સહેલાઇથી ફરી શકે તેમ નથી.

અંતે આ વિષયની જ્યારે રામચંદ્રને ખબર પડી ત્યારે તે ઉદયાદિત્ય, વસન્તરાય વગેરેની સહાયતાથી તે દિવસે રાત્રે નૌકામાં બેસી યશોહરમાંથી પલાયન કરી ગયો તથા આવી રીતે તેણે પોતાના પ્રાણનું રક્ષણ કર્યું.

હવે પ્રતાપની એવી ખાત્રી થઇ ગઇ કેઃ–"મ્હારા કાકા જ સઘળા અનર્થોનું મૂળ છે. મ્હારી ઉન્નતિ તેમનાથી જોઇ શકાતી નહિ હોવાથી જ તેઓ મ્હારાથી વિરુદ્ધાચરણ આચરે છે. તેમના પુત્રો પણ તેમના કરતાં વિશેષ દ્વેષી તથા ખલ થશે એમાં શું આશ્ચર્ય છે! એ જરાજીર્ણ વૃદ્ધ બ્હારથી સદૈવ ઇશ્વરનું નામ લઈ, ધર્મની અમૃતમય વાતો કહી અંતરમાં આવા હલાહલનું પોષણ કરે છે એ શું સામાન્ય આશ્ચર્યનો વિષય છે! મનુષ્ય પ્રકૃતિ નિરંતર આવી દુર્જ્ઞેય અને ગંભીર રહસ્યમય જોવામાં આવે છે! તેમણે મ્હારા જમાઇને પણ મ્હારી વિરુદ્ધ કરી નાખ્યો! આવી હૃદયવિદારક વેદના કરતાં સર્પદંશની વેદના અધિક હોય એમ મ્હને લાગતું નથી."

એક તરફથી પ્રતાપના મનની આવી સ્થિતિ હતી ત્યારે બીજી તરફથી વસન્તરાયના મનમાં નિરંતર એવી શંકા ઉત્પન્ન થતી હતી કે, પ્રતાપ સુયોગ મળતાં જ પોતાના પ્રાણનો નાશ કરશે. આવી રીતે તેઓ એક બીજાને સંદેહની નજરથી જોવા લાગ્યા. કોઈના મનમાં કોઈના માટે બિલકુલ આસ્થા રહી નહિ. એક બીજા પ્રત્યેના આ સંદેહનું ભવિષ્યમાં કેવું ભયંકર પરિણામ આવ્યું એનું સ્મરણ કરતાં પણ ઘણું દુઃખ થાય છે; પરંતુ દુઃખ થતું હોવા છતાં કર્ત્તવ્યવશતઃ એ વિષય આ નવલકથામાં લખવો પડે છે.

---

# પ્રકરણ ૧૭ મું.

## ભીષણ હત્યાકાણ્ડ.

લોકપ્રિય વસન્તરાય પ્રત્યેક વર્ષે ઘણા સમારોહથી પિતાની વાર્ષિક શ્રાદ્ધક્રિયા કરતો હતો. પ્રતાપની સાથે મતાંતર થયું તે પછીના વર્ષે પણ તેણે રીતિ અનુસાર પિતૃશ્રાદ્ધનું આયોજન કર્યું. મનમાં પુષ્કળ વિરોધ તથા ભય હોવા છતાં લૌકિકતાવશતઃ સામાજિક શિષ્ટાચાર સાચવવાના હેતુથી આ પ્રસંગે પણ તેણે પ્રતાપાદિત્યને નિમત્રંણ કર્યું. પ્રતાપે પણ પોતાના અંતરનો ભાવ છુપાવી રાખી કાકાના નિમંત્રણનો સ્વીકાર કર્યો.

યથાસમયે અમાત્યમંડળસહ તે કાકાના મહાલયમાં ઉપસ્થિત થયો. પ્રતાપ પૂરતો વિચાર કરીને રાજવેશ ધારણ કરીને નિમંત્રણનું રક્ષણ કરવા ગયો હતો. પદ્મિનીએ આ વિષયનું કારણ પૂછ્યું ત્યારે પ્રતાપે તેને એવો ઉત્તર આપ્યો હતો કે, "આત્મીયના મહાલયમાં હીનવેશમાં જવું વ્યાજબી નથી."

આ સિવાય બીજું પણ એક કારણે હતું. એ કારણનો ઉલ્લેખ પ્રતાપે પદ્મિની પાસે કર્યો નહોતો. પ્રતાપે પ્રથમથી જ પોતાના મન સાથે એવો વિચાર કર્યો હતો કે, "કાકા મહાશય તથા તેમના પુત્રોના મનમાં શું છે એ કોણ જાણે છે? હિંસાને વશ થઇ મનુષ્ય ન કરી શકે એવું એક પણ કાર્ય વિશ્વસંસારમાં નથી. કદાચ મ્હને હથિયાર વગરનો જોઇ સુયોગ વિચારી તેઓ મ્હારા પ્રાણનો નાશ કરવાને તત્પર થાય તો એ પણ બનવા જેવું છે. આમ હોવાથી આત્મરક્ષણ કરવા માટે એક તલ્વાર પાસે રાખવાની જરૂર છે. હું

રાજવેશમાં નિમંત્રણનું રક્ષણ કરવા જઇશ એટલે મ્હારો ઉદ્દેશ સિદ્ધ થશે." અને ચિંતા રાખવાનું કારણ રહેશે નહિ.

બીજી તરફથી વિધિના વિધાનથી જૂદો જ બનાવ બન્યો. અરેરે! મનુષ્ય વિચારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ!

કાકાના મહાલયમાં ઉપસ્થિત થતાં પ્રતાપને ઉપયુક્ત માન મળ્યું તથા તેનો સારો સત્કાર થયો. વસન્તરાયે પોતે પુત્રોસહ તેનો સત્કાર કર્યો; પરંતુ માત્ર એક જ ક્ષણમાં એ હમ્મેશાં આનન્દી રહેતા વૃદ્ધનું મુખકમળ સુકાઇ ગયું. તેનું હૃદય ઘણી ઝડપથી કંપવા લાગ્યું. તેનો અંતરાત્મા ધ્રુજવા લાગ્યો. એકાએક કોઇએ જાણે કે આવીને તેના કાનમાં કહ્યું:–"હે હતભાગ્ય! ત્હારા મૃત્યુને ત્હેં પોતે જ કેમ બોલાવ્યું? તું પ્રતાપને નિમંત્રણ કરવા કેમ ગયો? તું જોઇ શકતો નથી કે, પ્રતાપના કમરપટ્ટા સાથે લટકતી આ નરરક્તપીપાસુ સમશેર ત્હારા રક્તદર્શનથી લોલુપ બની જંઇને મ્યાનમાં રહીને હસ્યા કરે છે?"

મનમાં આવો ભાવ ઉદય થયો એટલે તત્કાળ વૃદ્ધ દિગ્વિદિક્ જ્ઞાનશૂન્ય થઇને, પ્રાણભયથી વ્યાકુળ બની જઇ કંપિત કંઠે બોલી ઉઠ્યો:–"કોણ છે? જલ્દી મ્હારા માટે ગંગાજળ લઇ આવો!"

પ્રતાપની તલ્વારથી જ્યાં સૂધી બની શકે ત્યાં સૂધી પોતાનું રક્ષણ કરવાની વૃદ્ધ વસન્તરાયની અંતિમ આશા હતી; પરંતુ એનું પરિણામ વિપરીત આવ્યું. કાકાના ભાવમાં ફેરફાર થઇ ગયેલો જોવામાં આવતાં પ્રતાપ પણ વિસ્મિત બની ગયો; કેમ કે 'ગંગાજળ' નામક અસ્ત્ર કાકાના બ્રહ્માસ્ત્ર સ્વરૂપ હતું એમ તે જાણતો હતો. પ્રતાપના મનમાં પણ કુશંકા ઉપજી. તેણે સ્વગત વિચાર્યું:–"મ્હને જોઇને કાકાએ આવું મહાન્ અસ્ત્ર શા માટે મંગાવ્યું?!"

વિસ્મિત પ્રતાપ સ્વાભાવિક રીતે જ પોતાના મન સાથે બોલી ઉઠયો:–' અરેરે! હું અત્રે શા માટે આવ્યો ? પરંતુ હવે ચિંતા કરવા જેટલો અવકાશ નથી. મનમાં જ્યારે સંશય ઉપજ્યો છે ત્યારે પછી આત્મરક્ષણાર્થે તેનો પ્રતિકાર કરવો એ મ્હારું કર્ત્તવ્ય છે."

આ હકીકત લખતાં જેટલો વખત લાગ્યો તેના સહસ્રાધિક અંશથી પણ ઓછા સમયમાં બન્નેના મનમાં આ ધારણા દૃઢ થઇ. આંખની પલક મૂક્તાં ન મૂક્તાંમાં વીરવર પ્રતાપ મ્યાનમાંથી તલ્વાર બ્હાર ખેંચી કાઢી સાક્ષાત યમનું સ્વરૂપ ધારણ કરી ઉભો રહ્યો. હમ્મેશાં પ્રાણભયથી બ્હીતા વૃદ્ધ વસન્તરાયે આવો દેખાવ જોઇ વિશેષ ગભરાઇ જઇને અવરુદ્ધ કંઠે કહ્યું:–" કોણ છે? જલ્દી આવો –જલ્દી મ્હારું ગંગાજળ લઈ આવો."

વસન્તરાયના જ્યેષ્ઠ પુત્ર ગોવિન્દરાયે દૂરથી આ ભીષણ દૃશ્ય જોઇ અલ્પ કાળમાં જ સર્વસ્વનો વિનાશ થશે વિચારી પેલું શાણિત ગંગાજળ અસ્ત્ર લઇ પિતાની પાસે ઉપસ્થિત થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ પ્રતાપની ભીમભૈરવ રુદ્રમૂર્ત્તિ જોઇને ભયભીત બની જઇ તે આગળ વધી શક્યો નહિ. પ્રતાપના મસ્તકનું લક્ષ્ય કરીને દૂરથી જ તેણે એ પ્રાણહારક મહાન્ અસ્ત્ર ફેંક્યું! પરંતુ જેને ' રામ રાખે તેને કોણ ચાખે ?' એ લૌકિક માન્યતાનુસાર ગોવિન્દરાયનું એ લક્ષ્ય વ્યર્થ થઈ પડયું. એ અસ્ત્ર આરસ પત્થરની ફરસપર પડયું અને તે સાથે તેનો ભીષણ ધ્વનિ થયો. હવે પ્રતાપે ધૈર્યનો ત્યાગ કરી ઝડપથી એ અસ્ત્ર હાથમાં ઉપાડી લઇ, સિંહવિક્રમથી ગોવિન્દરાયપર હુમલો કર્યો, તથા એ ભીષણ અસ્ત્રથી તેણે એક ક્ષણમાં જ ગોવિન્દરાયને શમનસદનમાં મોકલી દીધો.

રક્તગંગા વહેવા લાગી. ચોતરફ હાહાકાર થવા લાગ્યો. આ

ભીષણ ઘટનાના વર્ત્તમાન જાણવામાં આવતાં વસન્તરાયના બીજા પુત્રો તથા તેમના પક્ષના માણસો અસ્ત્ર શસ્ત્ર લઇ ત્વરિત ગતિથી પ્રતાપપર હુમલો કરવાને આવ્યા.

વૃદ્ધ વસન્તરાયની આ સમયની સ્થિતિનું વર્ણન અમારાથી થઇ શકે તેમ નથી. તે તો સર્વાંશે બાહ્યજ્ઞાનશૂન્ય બની જઇ ઉન્મત્ત ભાવથી બૂમો પાડયા કરતો હતો કે, "મ્હને ગંગાજળ આપો,—મ્હને ગંગાજળ આપો!"

પ્રતાપ પણ ઘણો ઉત્તેજિત બની ગયો હતો. ગોવિન્દના પ્રાણનો સંહાર કરીને એ લોહીથી ભીંજાયલા અસ્ત્રથી જ તે પોતાના કુળનો ઉચ્છેદ કરવા તત્પર થયો. હજી સુધી કાકાને "ગંગાજળ આપો, મ્હને ગંગાજળ આપો." ના પોકાર કરતા સાંભળીને પ્રતાપે વિકૃત કંઠે તથા ભયંકર સ્વરે કહ્યું:—"મ્હારી તલ્વારને મ્હેં ઘણી વખતે મ્યાનમાં દબાવી રાખી છે—હવે તમારા અસ્ત્રથી જ તમારો નાશ કરીને તથા તમારા વંશનો ધ્વંસ કરીને હું મ્હારો માર્ગ નિષ્કંટક બનાવીશ! ઉઃ! કેવું ભયંકર કારસ્થાન! કેવી વિષમ વિશ્વાસઘાતકતા!—કાકા મહાશય! ઘણું સહન કર્યું છે—હવે સહન કરી શકું તેમ નથી."

પ્રતાપના વજ્ર જેવા કઠિન હાથમાંના અસ્ત્રનો પૂર્ણવેગ સ્થિર થતાં પૂર્વે જ એ શાન્તિપ્રિય સદાનન્દ વૃદ્ધનો પ્રાણવાયુ દેહનો ત્યાગ કરી ગયો.

ચોતરફ 'હાય હાય' ના પોકાર થવા લાગ્યા. એ હાય હાય પોકારની સાથે સાથે જ વસન્તરાયના પુત્રોએ શસ્ત્રસહ પ્રતાપને ઘેરી લીધો; પરંતુ મત્ત માતંગને સામાન્ય તરણાથી બાંધવાનો પ્રયત્ન કરવો એ કેવળ વિડંબના છે. આ પ્રકારનું પરિણામ એ આવ્યું કે, પ્રતાપે

વિશેષ ઉત્તેજિત બની જઇને અત્યંત અલ્પ કાળમાં કાકાના જીવતા રહેલા સઘળા પુત્રોના પ્રાણનો સંહાર કરી નાખ્યો.

વસન્તરાયના માણસો આ દેખાવ જોઇ પ્રાણભયથી પલાયન કરી ગયા. પ્રતાપ પણ હવે સહજ શાન્ત થયો.

આ પ્રાણવિનાશક પ્રસંગે-વિષમ સંકટ સમયે વસન્તરાયની દુર્ભાગ્યવતી પત્ની ન્હાના બાળક રાઘવને લઇ થોડા અંતરે આવેલા કચ્ચુવનમાં છુપાઇ ગઇ તેથી તેમના જીવનનું રક્ષણ થયું, અને તેથી જ એ બાળકનું નામ 'કચ્ચુરાય' પડ્યું હતું.

વસન્તરાયની એ સ્મશાનપુરીમાં રહેનાર હવે કોઇ રહ્યું નહિ. તેની વિધવા પત્ની સ્વામીની સાથે સતી થઇ સઘળા દુઃખમાંથી મુક્તિ પામી. બાળક રાઘવ પ્રતાપની દેખરેખમાં રહ્યો.

કાળે પોતાનું કાર્ય બજાવ્યું. પ્રતાપની કોષ્ઠીનું ફળ વિશેષ ભયંકર રૂપે ફળ્યું. લોકો આ સઘળું જોઇ સાંભળી અવાક્ બની જઇને પ્રતાપના મ્હોં તરફ જોઇ રહ્યા.



# તૃતીય ખણ્ડ—સંધ્યા.

## પ્રકરણ ૧ લું.

### પુનઃ યમુનાના તટપર.

બંગેશ્વર પ્રતાપાદિત્યનો પ્રતાપ હવે સર્વત્ર ફેલાઇ ગયો. બંગાળામાં ભિન્ન ભિન્ન સ્થળે મોગલ બાદશાહના જે સબળા પ્રતિનિધિઓ હતા તેઓ પ્રથમથી જ પ્રતાપની ઉન્નતિનું નિરીક્ષણ કરતા હતા; પરંતુ દુર્બળ બંગાળીના બાહુ આટલી બધી શક્તિ ધારણ કરી શકે, દુર્બળ બંગાળીઓના ક્ષીણ હૃદયમાં આટલી ઉંચી આશા અને ઉદ્દામ ભાવ હોઇ શકે એ તેમને સર્વથા અશક્ય લાગતું હતું. જ્યારે ઘણે દૂર આકાશપ્રાન્તમાં એ કાળું વાદળું દેખાયું હતું ત્યારે કોણ સમજી શક્યું હતું કે, એ વાદળું ધીમે ધીમે સમગ્ર આકાશમાં ફેલાઇ જઇ પ્રબળ વૃષ્ટિથી વસુંધરાને ભીંજવી દેશે! પ્રતાપનો આ વિપુલ પ્રતાપ તથા આત્મરક્ષાનું વિપુલ આયોજન જોઇને મોગલ રાજપ્રતિનિધિઓ ઘણા વિચલિત બની ગયા.

બીજી તરફ વસન્તરાયનું મૃત્યુ નિપજ્યા પછી કેટલાક માણસો પ્રતાપથી વિરુદ્ધ થઇ ગયા. બન્ને બાજૂનો વિચાર નહિ કરતાં તેઓ પ્રતાપને જ અપરાધી સમજવા લાગ્યા. પ્રતાપની ઉન્નતિ તેમની આંખોમાં ખુંચવા લાગી. તીક્ષ્ણદર્શી પ્રતાપ લોકોનો આ મનોભાવ સમજી ગયો. સ્વજાતિના ચિત્તની આવી લઘુતા જોઇ તેનાં નેત્રોમાં શોકાશ્રુજળ ભરાઇ આવ્યું.

અરેરે! બંગાળી જીવન! હિંસા, દ્વેષ, ઈર્ષ્યા–એ લઇને જ તું ભારતમાં આવે છે! આજે તું જેવું છે તેવું જ ત્રણસો વર્ષ પૂર્વે પણ હતું! ભવિષ્યમાં તું કેવું થશે એ તો એક માત્ર વિધાતા જ જાણે છે.

પ્રતાપ કાકાની હત્યા કરનાર હતો,–એ જાણીએ છીએ, એ વિષયમાં તેનો થોડો દોષ હતો એ પણ માનીએ છીએ; પરંતુ તેના બીજા અનેક મોહન્ ગુણોની આલોચના કરીને,–જે વિપુલ સાહસથી, અપાર ઉત્સાહથી, સાગરગર્ભમાંથી વિલુપ્ત રત્નનો ઉદ્ધાર કરવામાં તેણે જીવન ઉત્સર્ગ કર્યું હતું,–તેનો વિચાર કરીને આપણે એ કર્મવીર મહાપુરુષની પૂજા કરતાં કેમ શિખ્યા નહિં?

પ્રતાપના ગુરુ તર્ક પંચાનની સલાહથી દેશ વિદેશમાં કેટલાક વિશ્વાસુ અનુચરોને મોકલવાનો નિશ્ચય થયો. એ અનુચરોએ પ્રત્યેક નગરમાં ફરીને સર્વને સ્વદેશસેવાના મંત્રથી દીક્ષિત કરવાનું કાર્ય બજાવવાનું હતું. ત્યાર પછી પ્રસંગ ઉપસ્થિત થતાં મોગલ રાજ્યનો ધ્વંસ કરવાનો પ્રતાપનો વિચાર હતો. સ્વદેશભક્ત શંકર એ અનુચરવર્ગનો નેતા થયો. તેણે કેટલાક ઉત્સાહી, કર્ત્તવ્યપરાયણ તથા વિશ્વાસુ આણસોને આવશ્યકીય ઉપદેશ આપી ભિન્ન ભિન્ન નગરમાં મોકલવાની વ્યવસ્થા કરી, તથા તેણે પોતે પણ એક સ્થળે જવાનો વિચાર કર્યો.

તે દિવસે સંધ્યાકાળે સૂર્યકાન્તના એક નોકરે આવી સૂર્યકાન્તને એક મુદ્રિકા બતાવીને કહ્યું:–"આપે આ મુદ્રિકા જેમને આપી હતી તેઓ તમારી રાહ જુએ છે. આ મુદ્રિકા આપને લઇ લેવા માટે તેમણે કહ્યું છે. તેમની સાથે યમુનાતટપર આપનો મેળાપ થશે."

સૂર્યકાન્તઃ–તેને મ્હેં ક્યાં જોઇ?

નોકરઃ—મ્હેં તેમને રસ્તામાં જોયાં હતાં; પરંતુ મ્હારી સાથે

વાતચિત કર્યા પછી તરત તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં હતાં.

સૂર્યકાન્ત સમજી શક્યો કે, ફુલજાની તેને મળવાની ઇચ્છા રાખે છે. નોકર ચાલ્યો ગયો.

બીજી તરફથી ફુલજાની યમુનાના તટપર બેસી આકાશ પાતાળના વિચારો કર્યા કરતી હતી. એ સમયે યમુનાનું જળ ઘણું શાન્ત તથા સ્થિર હતું. તેના વક્ષપર એ સમયે એકકે મૃદુ તરંગ પણ જોવામાં આવતો નહોતો. એ સ્થિર જળપર જ્યોત્સ્નાથી સુશોભિત બનેલા આસમાની આકાશની છાયા પ્રતિબિંબિત થતી હતી. તીરપરનાં વૃક્ષો નિશ્ચળ ભાવથી ઉભાં રહ્યાં હતાં. ફુલજાની ઘણા સમય સુધી નગરના રસ્તા તરફ જોઇ રહી તથાપિ સૂર્યકાન્ત આવ્યો નહિ. 'ત્યારે શું એમને મ્હારો સંદેશો નહિ મળ્યો હોય?' આવો વિચાર અંતરમાં ઉપજતાં જ ફુલજાનીનું કોમળ હૃદય સહજ કંપી ઉઠ્યું. એક ગાઢ નિશ્વાસ મૂકીને તે પોતાના મન સાથે વિચારવા લાગી:–"જો તેમને મ્હારો સંદેશો નહિ મળ્યો હોય તો? વળી સંદેશો મળવા છતાં તેઓ કદાચ ન આવે તો?—તેઓ શા માટે આવે? હું કોણ છું? તેમના ચરણના કંટક સ્વરૂપ,–હું કોણ છું? મ્હારા માટે તેમણે જે કાંઇ કર્યું છે તે પૂરતું છે. આમ છતાં મન સમજતું નથી. આ એ જ યમુનાતટ છે, આ એ જ નિર્મળ તથા મનોહર રાત્રિ છે, આવી મધુર જ્યોત્સ્નામયી રાત્રે આ સ્થળે જ મ્હેં તેમનું દર્શન કર્યું હતું,–અરેરે! એ કેટલા દિવસ પૂર્વેની વાત છે! ઇચ્છાપૂર્વક પુનઃ હું તેમને મળી નથી. મ્હારામાં કેટલું બળ છે!–હું આવા તુચ્છ–ક્ષીણ પ્રાણથી જનની જન્મભૂમિના ઉદ્ધારનો વિચાર કરું છું,–વિચાર કરતાં સઘળું ભૂલી જાઉં છું! પરંતુ બીજી ક્ષણે જ આ ક્ષીણ પ્રવાહવાળી સરિતામાં પ્રેમનું તોફાન ઉપસ્થિત થાય છે, ત્યારે મનમાં એમ થાય છે કે, સઘળું ચાલ્યું

જાઓ,—સૂર્યકાન્તને મુક્તકંઠે એક વખત એમ કહું કે, 'પ્રાણેશ્વર! તમે આ અભાગિનીના હૃદયાસનપર બિરાજો. હું તૃપ્તિ થતાં સુધી તમારા રૂપસુધાનું પાન કરીશ!' માતા જન્મભૂમિ! હું મ્હારો સમસ્ત પ્રાણ તો તમને સમર્પણ કરી શકી નથી! તેથી જ હું દૂર રહું છું; જીવ નીકળી જાય છે તો પણ હું તેમને મળતી નથી. કદાચ મ્હારા લીધે તમારા પુત્રરત્ન લક્ષ્યભ્રષ્ટ થાય તો તેથી મ્હને ઘણો શોક થયા સિવાય રહે નહિ. સૂર્યકાન્ત મહાપુરુષ છે. તેમણે મહાવ્રતમાં જીવન અર્પણ કર્યું છે–તેમના ચરણોમાં સ્થાન મેળવવા જેટલી મ્હારી યોગ્યતા નથી; પરંતુ મા! આજે છેલ્લો દિવસ છે! આજે હું તેમની પાસેથી વિદાય લઇને ચાલી જઇશ!—હું ક્યાં જઇશ? આ યશોહરનો પરિત્યાગ કરીને સ્વર્ગમાં જવાની ઇચ્છા સુદ્ધાં મ્હને થતી નથી! આમ, છતાં હું જઇશ, સ્વદેશસેવાનું–જનની જન્મભૂમિની સેવાનું મહાવ્રત મ્હેં પણ સ્વીકાર્યું છે. બાહુમાં બળ નથી તેની ચિંતા રાખવાનું પ્રયોજન નથી. હૃદયમાં સાહસ હોવાથી હું માતાની મ્હારાથી બનતી સેવા બજાવીશ. હું મ્હારા સંકલ્પને પાર પાડી શકીશ ત્યારે જ તેમના ચરણોમાં સ્થાન મેળવવાની મ્હારી યોગ્યતા છે એમ સમજીશ. હે માતા! મ્હારી આશા પૂર્ણ નહિ કરો કે?"

એકાએક રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરી મસ્તકપર એક નિશાચર પક્ષી વિકટ સ્વરે બોલી ઉઠયું. કુલજાની એ પક્ષીનો વિકટ ધ્વનિ સાંભળી કંપી ઉઠી. તેણે પોતાના બન્ને હાથ જોડી આકાશ તરફ જોયું. સ્વચ્છ ચાંદનીમાં તેનું મ્લાન મુખમંડળ અને સજળનયન ઘણે દૂરથી પણ દેખાતાં હતાં. કુલજાનીના વ્યાકુળ ઉચ્છ્વાસ યમુના શાન્તિથી સાંભળવા લાગી.

આ સમયે સૂર્યકાન્તે દૂરથી એ દેખાવ જોયો. વિસ્મય, સ્નેહ

તથા દયાથી સૂર્યકાન્તનું હૃદય દ્રવીભૂત થયું. એ મૂર્તિમતી દયાનું દર્શન કરીને વીરનું વીરહૃદય ક્ષણ કાળ માટે ગળી ગયું; પરંતુ તેથી તેના ધ્રુવ લક્ષ્યનો સહજ પણ ભંગ થયો નહિ.

---

# પ્રકરણ ૨ જું.

---

## સંસારમાં સ્વર્ગનું પારિજાત!

ફુલજાનીએ સૂર્યકાન્તને જ્યારે પોતાની પાસે ઉભો રહેલો જોયો ત્યારે તે ઉઠી ઉભી થઇ તથા નીચું જોઇ રહીને તે નેત્રોમાંનું અશ્રુજળ લુંછવા લાગી. અલ્પકાળ પછી તેણે કહ્યું:—"કૃપાપૂર્વક મ્હારા અપરાધની મ્હને ક્ષમા આપજો. તમારાં દર્શનની અભિલાષા રાખીને મ્હેં તમને વિરક્ત કર્યા હોય એમ હું ધારું છું."

સૂર્યકાન્ત આ સમયે પણ જાણે કે પોતાની દૃષ્ટિ સમક્ષ દયાની જીવતી પ્રતિમાનું દર્શન કરતો હતો. તે મૌન ધારણ કરીને ઉભો રહ્યો. ફુલજાનીએ ઉપરોક્ત વાક્યોનો પુનઃ ઉચ્ચાર કર્યો એટલે સૂર્યકાન્ત એક ગાઢ નિશ્વાસ મૂકીને કાંઇ કહેવા જતો હતો; પરંતુ એ ભાવને દબાવી દઇને તેણે કહ્યું:—"ફુલજાનિ! ત્હેં મ્હને શા માટે બોલાવ્યો છે?"

ફુલજાની:—હું સત્વર યશોહરનો ત્યાગ કરી જવાની હોવાથી મ્હેં તમને એ વાત કહેવાને બોલાવ્યા છે.

સૂર્યકાન્ત:—તું ક્યાં જવાની છે? શા માટે જવાની છે?

પ્રથમ તો ફુલજાનીએ આ પ્રશ્નોના ઉત્તર આપવાની આનાકાની કરી; પછી તેણે કહ્યું:—"આટલા દિવસ સૂધી અત્રે રહીને હું

તમારા મહાન્ ઉદ્દેશને સારી રીતે સમજી શકી છું. મ્હને એમ લાગે કે, હિન્દુનો આ સૌભાગ્યસૂર્ય ચિરકાળ માટે પ્રકાશિત રહેશે. તમારી કૃપાથી હું સંપૂર્ણ સુખમાં હતી; પરંતુ એ કરતાં પણ એક પ્રકારના વિશેષ ઉચ્ચ સુખની આશા મ્હારા હૃદયમાં જાગ્રત થઇ છે અને એટલા માટે જ યશોહરનો ત્યાગ કરવાનો મ્હેં મ્હારા મન સાથે સંકલ્પ કર્યો છે.

સૂર્યકાન્તઃ—કુલજાનિ! માતા ભવાની ત્હારી આ શુભ આશા પૂર્ણ કરો.

આ સમયે કુલજાનીએ સજળનયને કહ્યું:–"તમારો આશીર્વાદ સફળ થાઓ. કદાચ આ જીવનમાં પુનઃ તમારું દર્શન કરવાનું સૌભાગ્ય મ્હને પ્રાપ્ત નહિ થાય. આપણું આ અંતિમ મિલન હોય તો તે બનવા જેવું છે! જો ઘણું પુણ્યબળ હશે તો જ હું તમારું પુનઃ દર્શન કરી શકીશ; કિન્તુ એવી આશા રાખવાનું સાહસ હવે હું કરી શકતી નથી. વીરવર! જે મહાન્ વ્રતમાં તમે તમારું જીવન સમર્પણ કર્યું છે એ જ મહાન્ વ્રત આ દુઃખિની રમણીએ પણ સ્વીકાર્યું છે. જે બંગરમણી આશ્રયહીન સ્થિતિમાં ઘરની બ્હાર નીકળવાનું સાહસ સુદ્ધાં કરી શકતી નથી એ જ બંગરમણી આવી દુરાકાંક્ષા રાખે છે! પરંતુ દેવ!—"

કુલજાનીએ પોતાનું વાક્ય અપૂર્ણ રાખીને નીચું જોયું. એક નિશ્વાસ મૂકી પુનઃ ઉંચું જોઇને તે કહેવા લાગી:–"પરંતુ દેવ! આ હૃદયમાં રાત્રિ દિવસ જે અગ્નિ સળગ્યા કરે છે તે જો તમને બતાવી શકત તો તમે જાણી શકત કે, આ વ્રત સ્વીકારવામાં મ્હને કેવો આનન્દ છે!"

સૂર્યકાન્ત વિસ્મિત બની જઈ કુલજાનીના મુખમંડળ તરફ જોઈ

રહ્યો. ફુલજાની કહેવા લાગી:–"વ્રત ઉદ્યાપન કરીને હું પાછી અત્રે આવીશ. જો આ દુઃખિનીને સ્મરણમાં રાખશો તો તમારી આપેલી આ સંકેતમુદ્રિકા દેખાડીને આ યમુનાના તટપર પુનઃ તમારું દર્શન કરીશ;—નહિ તો પછી અંતિમ વિદાય!"

પુનઃ પેલું કાળપક્ષી વિકટ સ્વરે બોલી ઉઠયું. સૂર્યકાન્તે કહ્યું:–"ફુલજાનિ! હું કાંઈ સમજી શકતો નથી. તું અમારા અભિપ્રાયને બરાબર જાણી શકી છે કે?"

ફુલજાની:—તમારા ઉચ્ચ સંમાનનો મોગલો તિરસ્કાર કરશે એમ હું ધારતી નથી. ઘણા દિવસ પછી પાછું હિન્દુ મુસલ્માન વચ્ચે ભયંકર યુદ્ધ ચાલૂ થશે. તમે સર્વ હમણાં ભાવી યુદ્ધની જ તૈયારી કરો છો.

સૂર્યકાન્તઃ— એ વાત ખરી છે; પણ ત્હારું વ્રત શું છે?

ફુલજાની:—વીરવર! હું અસહાય અબળા રમણી છું; છતાં મ્હારું વ્રત ઘણું કઠોર છે. એ વ્રત પાર ઉતારવામાં ઘણું કષ્ટ વેઠવું પડે તેમ છે!

સૂર્યકાન્તઃ—એવું વ્રત ત્હેં શા માટે લીધું છે?

ફુલજાનીએ નીચું જોયું. તેનાં વિશાળ લોચનમાંથી બે ચાર અશ્રુબિંદુઓ સરી પડયાં. તેણે કહ્યું:–"વીરવર! તમે પૂછો છો તેથી જ હું તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું; નહિ તો આ વાત કોઇ સાંભળી શકત કે કેમ એ વિશે મ્હને સંદેહ હતો. મ્હારી વાત સાંભળી તમે હસશો કે નહિ એ હું જાણતી નથી. હું કુમારિકા હોવા છતાં મ્હેં સહધર્મિણીનો ધર્મ સ્વીકાર્યો છે! ભાર્યાએ પતિના ધર્મમાં નિરંતર સહાયતા કરવી જોઇએ. જેઓ મ્હારા પતિ થવાના છે તેઓ વીરધર્મથી દીક્ષિત થયેલા છે; તેથી હું પણ એ વ્રત સ્વીકારી મ્હારા

ભાવી પતિની સહધર્મિણી તરીકેનું મ્હારું કર્ત્તવ્ય બજાવવાને ઇચ્છું છું."

બન્ને જણાં ચુપ થઈ ગયાં. મસ્તકપર આસમાની આકાશ, ચરણો પાસે સ્થિર યમુના અને પાસે નિસ્તબ્ધ વનપ્રદેશ આવેલો હતો. સૂર્યકાન્ત કરુણાપૂર્ણ સ્નેહદૃષ્ટિથી ફુલજાનીના પવિત્ર મુખકમળનું દર્શન કરવા લાગ્યો. દર્શન કરતાં કરતાં તેણે પોતાના મન સાથે કહ્યું:– "આ બાળિકા કોણ છે? શું આ કોઈ છળવેશધારિણી દેવબાલા છે? તે મ્હારા વીર ધર્મની પરીક્ષા કરે છે? પ્રથમ હું મ્હારું વ્રત પૂર્ણ કરીશ,—ત્યાર પછી? અરેરે! આ સ્વર્ગનું મનોહર પારિજાત માયાવી વિશ્વસંસારમાં ક્યાંથી? ફુલ—"

દૂરથી કોઇએ બંસી બજાવી. એ નિસ્તબ્ધ રાત્રે બંસીનો ધ્વનિ ઘણો મધુર તથા કર્ણપ્રિય લાગતો હતો! સૂર્યકાન્ત તથા ફુલજાનીનાં શરીર કંપી ઉઠયાં! ચુપકીદીથી બન્નેએ એક બીજાનાં મ્હોં તરફ જોઇ નેત્રો નમાવી દીધાં.

સૂર્યકાન્તઃ—ફુલજાનિ! જો કદાચ ઇશ્વર પ્રસંગ આપશે તો પુનઃ આપણું મિલન થશે. હાલ તો હું વિદાય થાઉં છું.

ફુલજાનીઃ–હું પણ વિદાય થાઉં છું. આ દુઃખિનીને સ્મરણમાં રાખશો કે?

સૂર્યકાન્તઃ—દુઃખિની બંગભૂમિરૂપે—દેવીમૂર્ત્તિરૂપે ત્હેં આ હૃદય-માં સ્થાન મેળવ્યું છે!

ફુલજાનીનું સર્વાંગ પુનઃ કંપી ઉઠયું. સૂર્યકાન્ત ચિંતાતુર ચિત્તે નગર તરફ વિદાય થયો. ફુલજાની એકાગ્રદૃષ્ટિથી તેના તરફ જોઇ રહી. જ્યારે સૂર્યકાન્ત દૃષ્ટિની બ્હાર નીકળી પડયો ત્યારે તેણે પોતાની દૃષ્ટિ અન્ય દિશા તરફ ફેરવી.

---

# પ્રકરણ ૩ જું.

## વિશ્વાસઘાત.

પ્રતાપના હાથે વસન્તરાય અને તેના પુત્રોનું મૃત્યું થઇ ગયા પછી થોડો કાળ વીતી ગયો એટલે વસન્તરાયના કેટલાક નોકરોએ એવો નિશ્ચય કર્યો કે, "કોઈ પણ પ્રકારે પ્રતાપના આવા નિષ્ઠુર કાર્યનો બદલો લેવો જોઇએ. બીજું કાંઇ કદાચ ન બને તો પણ હવે પ્રતાપની વિશેષ ઉન્નતિ થવા દેવી જોઇએ નહિ. વળી વસન્તરાયના જીવતા રહેલા પુત્ર રાઘવનો પ્રતાપના હાથમાંથી ઉદ્ધાર કરવો જોઇએ. રાઘવનો ઉદ્ધાર થશે એટલે ભવિષ્યમાં એક દિવસે તે પોતાના પિતા ભ્રાતાની હત્યાનું વૈર લીધા સિવાય રહેશે નહિ."

ઉપર પ્રમાણે નિશ્ચય કરનારાઓમાં રૂપરામ બસુ નામનો માણસ અગ્રગણ્ય હતો. રૂપરામે હિજલીકાંથીના પ્રબળ પ્રતાપી જમીનદાર ઇશાખાન મસ્છદરી પાસે જઇને તેનો આશ્રય સ્વીકાર્યો, તથા તેણે તેને કહ્યું:—"જહાંપનાહ! આ વિષયનો આપને કાંઇ બંદોબસ્ત કરવો પડશે. મહારાજ વસન્તરાય આપના પરમ સ્નેહી તથા અંતરંગ બંધુ હતા. એ મહારાજ પોતાના પુત્રોસહ વિનાપરાધે નિષ્ઠુર પ્રતાપાદિત્યના હાથે માર્યા ગયા છે. જો પ્રતાપાદિત્યને આપ તેના આ કુકર્મનો બદલો નહિ આપો તો પછી અમે બીજા કોની પાસેથી સ્વર્ગીય મહારાજના શત્રુના દમનની આશા રાખીશું? વળી મહારાજનો જીવતો રહેલો એકનો એક પુત્ર રાઘવ હમણાં નિષ્ઠુર પ્રતાપાદિત્યના પંઝામાં ફસાઈ પડેલો છે. એ બાળકનું કેવું પરિણામ આવશે એ

વિષયનો વિચાર કરતાં હૃદય ભયથી કંપી ઉઠે છે. ”

રૂપરામ બસુ આવી રીતે ઇશાખાનને ઉત્તેજિત કરવા લાગ્યો. ઇશાખાન વસન્તરાયનો એક સુહૃદ હતો. ઘણા કાળથી તેમની બન્નેની વચ્ચે પુષ્કળ પ્રીતિ અને સદ્‌ભાવ હતો. સરળ હૃદયના વસન્તરાયે બંધુને વિશેષ સંમાન આપવાના હેતુથી ઇશાખાનની સાથે પોતાના શિરપેચનો વિનિમય કર્યો હતો. ત્યારથી તેમની બન્નેની વચ્ચે વિશેષ ગાઢ સંબંધ થયો હતો. આ સઘળો વિચાર કરી પ્રભુભક્ત સુચતુર રૂપરામ ઇશાખાનને શરણે ગયો હતો, તથા પ્રતાપના હાથમાંથી પ્રભુપુત્રનો ઉદ્ધાર કરવાનો તેણે ઇશાખાનને ઘણો અનુરોધ કર્યો. ઇશાખાન કોઇ પણ પ્રકારે રૂપરામના મનની ઇચ્છા પૂર્ણ કરવાને કબૂલ થયો નહિ. તેણે ધીમેથી ગંભીર ભાવ ધારણ કરીને કહ્યું:—“ જુઓ, હમણાં પ્રતાપાદિત્યની શક્તિ ઘણી વધી ગયેલી હોવાથી તેની સાથે વિરોધ કરવો એ મ્હને હિતાવહ લાગતું નથી; કેમ કે બંગાળાના ઘણાખરા રાજાઓ અને જમીનદારો હમણાં પ્રતાપાદિત્યના સંકેત અનુસાર વર્તે છે. પ્રતાપાદિત્યનાં બળ, બુદ્ધિ, સાહસ, શક્તિ વગેરેની તુલના હમણાં કોઇથી થઇ શકે તેમ નથી. સ્વયં ભારતસમ્રાટ્‌થી વિરુદ્ધ વર્તીને પણ તે નિર્ભય છે. આવી સ્થિતિમાં તેની વિરુદ્ધતા કરવી એ જાણી જોઇને પોતાના શિરપર સંકટ ખેંચી લાવવા જેવું છે. ”

ઇશાખાનનાં આ વચનો સાંભળી રૂપરામ તેને વિશેષ કાંઇ કહી શક્યો નહિ—નિરાશ થઇ જઇ તે અમાત્યવર્ગ તરફ જોઇ રહ્યો. બળવન્ત નામનો ઇશાખાનનો મુખ્ય સેનાપતિ એ સ્થળે હાજર હતો. બળવન્તનો સ્વભાવ નિર્ભય હોઈ તે સાહસિક હતો. શત્રુના હાથમાંથી પ્રભુના બંધુપુત્રનો ઉદ્ધાર કરવાનો પોતાના મન સાથે સંકલ્પ કરી, બન્ને હાથ જોડી દઢતાથી બળવન્તે કહ્યું:—“ જહાંપનાહ ! આપ આજ્ઞા

કરશો એટલે આ દાસ શત્રુપુરીમાંથી મહારાજ વસન્તરાયના પુત્ર રાઘવનો અનાયાસે ઉદ્ધાર કરી તેને સહિસલામત અત્રે લઈ આવશે. ”

ઇશાખાન તથા સભામાં બેઠેલા બીજા માણસો બળવન્તનાં આ વાક્યો સાંભળી વિસ્મિત બની ગયા. બળવન્તે પુનઃ ગર્વ સૂચક સ્વરે કહ્યું:–“ હુજૂર! જો આ ગુલામથી કાંઈ ગુન્હો થાય તો બેલાશક આપ આપની ઇચ્છામાં આવે એવી શિક્ષા કરજો ! ”

ઇશાખાને બળવન્તની નિર્ભયતા તથા સાહસ જોઇને મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપ્યો. તેણે કહ્યું:–“ વીર! હું સારી રીતે સમજું છું કે, તમારાથી ન થઇ શકે એવું એક પણ કાર્ય નથી. હવે મ્હારે એ પૂછવાનું છે કે, તમે કેટલું સૈન્ય લઇને પ્રતાપાદિત્યની વિરુદ્ધ યુદ્ધ જાહિર કરવાને ઇચ્છો છો? પ્રતાપાદિત્યની સૈન્યસંખ્યા કેટલી છે તે તમે જાણો છો કે? ”

આ પ્રશ્નના ઉત્તરમાં બળવન્તે પોતાના બન્ને હાથ જોડી નમ્રતાથી કહ્યું:–“જહાંપનાહ ! દાસ એવી ધૃષ્ટતાની વાત કરવાનું સાહસ કરી શકતો નથી. યુદ્ધ કરવાનો આ સેવકનો અભિપ્રાય નથી. આપની અનુમતિ મળે તો કૌશલથી આ કાર્ય કરવાનો મ્હારો વિચાર છે.”

ઇશાખાને બળવન્તને તે કેવા પ્રકારના કૌશલથી કાર્યોદ્ધાર કરવાનો વિચાર રાખે છે એ વિશે પૂછ્યું એટલે તેણે કહ્યું:–“ જનાબ ! પ્રતાપાદિત્યમાં બીજા ગમે તો સેંકડો દોષ હશે તો પણ મ્હેં એમ સાંભળ્યું છે કે, તે હમ્મેશાં સાચું બોલે છે. પોતાના સત્યનું રક્ષણ કરવામાં તે આ કળિકાળમાં સાક્ષાત હરિશ્ચંદ્ર છે એમ કહું તો તેમાં લેશ પણ અતિશયોક્તિ થતી હોય એમ મ્હને લાગતું નથી. પોતાના સત્યનું રક્ષણ કરવા જતાં તે જીવની માયા પણ રાખે તેમ નથી. તેથી જ ‘ અમુક વિષયપરત્વે ગુપ્ત વાતચિત કરવાની છે ’ એવું

જણાવીને હું તેને એકાન્તમાં મળીશ, તથા એ પ્રસંગે હું એના પર એવું આકસ્મિક આક્રમણ કરીશ કે એનું જીવન મરણ સર્વાંશે મ્હારી ઇચ્છાપર અવલંબીને રહેશે. એ સુયોગ મેળવી હું તેને એવી પ્રતિજ્ઞાથી બાંધીશ કે, ગમે તો બાળક રાઘવને હરકત કર્યા સિવાય મ્હારે સ્વાધીન કર નહિ તો આ ક્ષણે જ મ્હારા હાથે ત્હારી જીવનલીલાનો અંત આવવા દે."

ઇશાખાન બળવન્તનું સાહસ તથા તેની કૂટબુદ્ધિ જોઇને પ્રથમ તો કંપી ઉઠયો. પરંતુ એ વખતે ઇશાખાનના મસ્તકપર મૂર્તિમાન્ શનિ બિરાજ્યો હતો, અને તેથી જ તેણે આ વિષયના પરિણામનો બિલ્કુલ વિચાર કર્યા સિવાય 'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ સૂત્રાનુસાર બળવન્તના વિચારને સંમતિ દર્શાવીને કહ્યું:—"ઠીક પછી ?"

"જહાંપનાહ ! ત્યાર પછી આ દાસ બાળક રાઘવને અત્રે લઇ આવી આપના હાથમાં અર્પણ કરશે. સત્યવાદી પ્રતાપાદિત્ય પાસે હું એવી પણ પ્રતિજ્ઞા કરાવી લઇશ કે, જ્યાં સુધી હું રાઘવની સાથે નિર્વિઘ્ને હિજલી ન આવી પહોંચું ત્યાં સુધી તે અમારા બન્નેમાંથી કોઇનું કાંઇ અનિષ્ટ કરી શકે નહિ." બળવન્તે કહ્યું.

આ સમયે રૂપરામ બળવન્તના પક્ષનું સમર્થન કરવા લાગ્યો, તથા સ્વર્ગસ્થ વસન્તરાયના ગુણોનું વર્ણન કરીને તેણે ઇશાનખાનને પણ ઉત્તેજિત બનાવી દીધો. ઇશાખાને બળવન્તનો પ્રસ્તાવ પ્રસન્નતાથી માન્ય કર્યો.

યથા સમયે બળવન્ત જળમાર્ગે યશોહર જઇ પહોંચ્યો. મહારાજ પ્રતાપાદિત્યે ઘણા આદર તથા સંમાનથી બળવન્તને પોતાનો અતિથિ કર્યો. શિષ્ટાચાર તથા કુશળ વર્ત્તમાનના પ્રશ્નોત્તર થઇ ગયા પછી દુષ્ટબુદ્ધિ બળવન્તે કહ્યું:—"મહારાજ ! એક વિષયના ગુપ્ત વર્ત્તમાન

જાણવા માટે જ હું અત્રે આવેલો છું. કૃપાપૂર્વક પ્રથમ મ્હને એ શુભ વર્ત્તમાન જણાવી આ સેવકની ઉત્કંઠા દૂર કરો.”

તત્કાળ કાર્યકુશળ પ્રતાપ બળવન્તને પોતાના એકાન્ત સલાહ-ભુવનમાં લઇ ગયો. બળવન્તે હિજલીની શાસનવ્યવસ્થા સંબંધી એક બે વાત કહીને એકાએક પ્રતાપાદિત્યપર ઘણો ભયંકર આકસ્મિક હુમલો કર્યો, તથા તેના હૃદયપર તલ્વારની અણી ધરી રાખીને ગંભીર સ્વરે તેણે કહ્યું:–“મહારાજ! હું કૃતઘ્ન થાઉં છું,–મહાપાપી થાઉં છું,–વિશ્વાસઘાતક થાઉં છું–એ સઘળું પછી વિચારવાનું છે. હમણાં તો આપનું જીવન મરણ મ્હારા હાથમાં છે! કહો, ધર્મને સાક્ષી રાખીને કહો કે, મ્હને જે જોઇતું હશે તે આપી, મિત્રના જેવો વ્યવહાર રાખીને આપ મ્હને છોડી દેશો. જો આપ આવી પ્રતિજ્ઞા કરશો તો હું આપના મૂલ્યવાન્ પ્રાણનો નાશ કરીશ નહિ; નહિ તો હમણાં જ મ્હારે નરકાગ્નિ સળગાવવો પડશે!”

બળવન્ત પ્રતાપના હૃદયપર ચઢી બેઠેલો હતો. ઉપરોક્ત વાક્યો ઉચ્ચારી એક હાથથી પ્રતાપનું ગળું પકડી બીજા હાથમાં તે તલ્વાર પકડી રહ્યો.

આ સમયે પ્રતાપ સર્વાંશે નિરુપાય હતો. આવો વિશ્વાસઘાત થશે એવી કલ્પના પણ પૂર્વે તેના અંતરમાં ઉપજી નહોતી. તેણે બળ-વન્તનો આવો વ્યવહાર જોઇને મનમાં ને મનમાં તેની પ્રશંસા કરી:–“મ્હને જોઇએ એવું શિક્ષણ મળ્યું છે! કૂટ રાજનીતિના ક્ષેત્રમાં વિચરણ કરવા છતાં પ્રથમ મ્હારા મનમાં એવો વિચાર ઉપજ્યો નહિ કે, આ માણસપર એકદમ આટલો બધો વિશ્વાસ મૂકી, આત્મરક્ષણની બિલ્કુલ ચિંતા રાખ્યા સિવાય તેને સલાહભુવનમાં લાવવો ઉચિત નથી. આ માણસ મહાપાપી તથા વિશ્વાસઘાતક હોવા છતાં એનું

સાહસ, નિર્ભયતા તથા કૂટબુદ્ધિ મ્હારા શિક્ષણનો વિષય છે."

મહાનુભાવ પ્રતાપ બળવન્ત પાસે પ્રતિજ્ઞાબંધનમાં બંધાયો એટલે બળવન્તે કહ્યું:-" મહારાજ! સ્વર્ગસ્થ વસન્તરાયના પુત્ર બાળક રાઘવને આપ મ્હને સોંપી દ્યો તથા હું જ્યાં સુધી તેને લઈ નિર્વિઘ્ને હિજલીમાં ઉપસ્થિત ન થાઉં ત્યાં સુધી આપ મ્હારું કાંઈ અનિષ્ટ કરશો નહિ."

નિરુપાયે પ્રતાપે બળવન્તનો પ્રસ્તાવ સ્વીકાર્યો. પછી બળવન્ત પણ તેના હૃદયપરથી ઉઠી જઇ તેને નમન કરીને દૂર ઉભો રહ્યો. પ્રતિજ્ઞાબંધનમાં બંધાયલા પ્રતાપે તત્કાળ રાઘવને બળવન્તના હાથમાં સોંપી દઇ તેને સારો પુરુષ્કાર આપી વિદાય કરી દીધો.

---

## પ્રકરણ ૪ થું.

---

## હિજલી-વિજય.

દંશ પગ નીચે દબાયલો અજગર સ્વાભાવિક રીતે જ શત્રુને દંશ દીધા સિવાય સ્થિર થઇ શકતો નથી. પ્રતાપે યથાસમયે શંકર અને સૂર્યકાન્ત વગેરેને બળવન્તની આવી ભયંકર વિશ્વાસઘાતકતા અને કપટી વર્તનની વાત જણાવી દીધી. વિશેષમાં તેણે તેમને કહ્યું:-" હવે એ મહાપાપીના પ્રાયશ્ચિત્તનો સમય ઉપસ્થિત થયો છે. તે હવે હિજલી જઇ પહોંચ્યો હશે. મ્હેં મ્હારી પ્રતિજ્ઞા પાળી છે. હવે એ પાપીને તથા દુર્બુદ્ધિ ઇશાખાનને હું તેમના વિરુદ્ધ વર્તનનું કડવું ફળ ચખાડયા સિવાય શાન્તિ ધારણ કરી શકીશ નહિ. બંગાળાના સુબા સર્વ પ્રકારે મ્હારે તાબે થાય એવી જ માતા યશોહરે-

શ્વરીની ઇચ્છા હોય એમ મ્હને લાગે છે. માતાજીની એ ઇચ્છા પૂર્ણ થાઓ. તમે સર્વ તૈયાર થાઓ. આ પ્રસંગે હિજલીકાંઠીમાં હું નરરક્તની નદી વહેવડાવીશ. ”

બીજી તરફથી બળવન્તે હિજલી જઇ પહોંચી રાઘવ ઉર્ફે કચુરાયને ઇશાખાનના હાથમાં અર્પણ કર્યો. આથી વસન્તરાયના નોકર રૂપરામ વગેરેના આનન્દનો પાર રહ્યો નહિ. ઇશાખાન પણ સેનાપતિના આ કાર્યથી તેનાપર અતિશય સંતુષ્ટ થયો; કિન્તુ તેણે કહ્યું:– “ પૈર ક્ષેત્રામાં પ્રતાપાદિત્ય શૂરવીર છે. તે શાન્તિથી આ અપમાન સહન કરે એ નહિ બનવા જેવું છે. આમ હોવાથી આપણે અત્યારથી સર્વ પ્રકારની યુદ્ધોપયોગી તયારી કરી રાખી સાવધાન રહેવાની જરૂર છે. તમે સૈન્યને સર્વ પ્રકારે ઉત્તેજિત કરો. શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી વિધર્મી કાફરને શરણે થવું નહિ એમ તેમને સમજાવો. યુદ્ધને માટે જે જે વસ્તુઓની જરૂર હોય તે અત્યારથી જ એકઠી કરવા માંડો.”

બન્ને પક્ષ તરફથી આવી રીતે મહાયુદ્ધની તૈયારી થવા લાગી. હિજલીના દુર્ગને સર્વ પ્રકારે સુધારવામાં આવ્યો. ઇશાખાને પુષ્કળ સૈન્ય એકઠું કર્યું. પેલી તરફથી બળવાન્ પ્રતાપ–શંકર, સૂર્યકાન્ત, રઘુ, મદન, સુન્દર વગેરે સેનાપતિઓને ઉત્તેજિત બનાવી દઇ, વિપુલ સૈન્ય સાથે લઈ, દારુગોળો, બંદુકો, તલ્વારો, તીરો, ભાલાઓ વગેરે હથિયારો વહાણોમાં ભરી અપાર ઉત્સાહથી શત્રુ વિરુદ્ધ યુદ્ધ કરવા નિકળી પડયો. યશોહરમાંથી વિદાય થતી વખતે તેણે દેવી યશોહરેશ્વરીની ભક્તિપૂર્વક પૂજા કરીને ગદ્‌ગદ કંઠે કહ્યું:–“ હે માતા ! આ ભક્તની કામના તમે પૂર્ણ કરજો. ”

વાયુ અનુકૂળ હોવાથી ઘણા થોડા સમયમાં પ્રતાપ સૈન્યસહ

હિજલી જઈ પહોંચ્યો. હિજલીને જળમાર્ગેથી તથા સ્થળ માર્ગેથી ઘેરી લેવાની જરૂર ધારી તેણે પોતાના સૈન્યને બે ભાગમાં વિભક્ત કરી નાખ્યું. આ યુદ્ધમાં પ્રતાપના સૈન્યમાં રોડા નામનો એક ફિરંગી સેનાપતિ હોઇ તે ઘણો જ બહાદુર હતો. પ્રતાપે તેને જળમાર્ગના સૈન્યનો અધિનાયક બનાવ્યો, તથા ઉત્સાહશીલ, રણકુશળ સૂર્યકાન્તને સ્થળમાર્ગનો અધિનાયક બનાવ્યો. સર્વથી પ્રથમ શત્રુઓને ચમકિત બનાવી દેવા માટે વીરવર રોડાએ એક તોપનો ભયંકર ધ્વનિ કર્યો. અગ્નિસંયોગ થતાં તોપે ચારે દિશાને કંપાવી ભીષણ ગર્જના કરી. પુનઃ રોડાએ તોપનો ગુડુમ, ગુડુમ, ગુમ્ અવાજ કર્યો. વારંવાર તોપોનો ભીષણ ધ્વનિ થવાથી આખું હિજલી કંપી ઉઠયું. શત્રુઓ હિજલી આવી પહોંચ્યા છે એમ ઇશાખાન સમજી શકયો.

ઘણા સાહસ તથા પુષ્કળ ઉત્સાહથી બળવન્તે પણ તોપોના જવાબ તોપોથી આપવા માંડયા. સઘળાં હિજલીવાસીઓ ભયભીત, ચમકિત અને સ્તંભિત બની ગયા. માતાઓના ખોળામાંનાં બાળકો ભયની ભાવનાથી દૃઢ હાથે માતાઓના કંઠમાં વળગી પડયાં. ગર્ભિણી સ્ત્રીઓને ગર્ભપાત થઇ જવા લાગ્યો. સમસ્ત હિજલીમાં તોપોનો ધુમાડો ફેલાઇ ગયો. આકાશ તથા પૃથિવી દૃષ્ટિ સમક્ષ દેખાવા લાગી નહિ.

સૂર્યકાન્તે સ્થળમાર્ગેથી શત્રુઓના સૈન્યપર પ્રચંડ પરાક્રમથી આક્રમણ કર્યું. હજારો સુશિક્ષિત યોદ્ધાઓ તેની સાથે અગ્રેસર થયા. વિરુદ્ધ પક્ષ પણ મૃત્યુના ભયને તુચ્છ સમજી યુદ્ધ કરવા લાગ્યો. બળવન્તની આધીનતામાં પણ બીજા કેટલાક સેનાનાયક હતા. તેઓ જળમાર્ગેથી તથા સ્થળમાર્ગેથી પ્રતાપના રણકુશળ યોદ્ધાઓને આગળ વધતા અટકાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ પ્રત્યેક પળે તેઓ પરાજિત થવા લાગ્યા. ઇશાખાન સમજી ગયો કે, સ્થિતિ સારી નથી—

પોતાના કાળને તેણે જાણી જોઇને નિમંત્રણ કર્યું હતું. વિચાર કરવાનો આ વખત નહોતો. અવિશ્રાન્ત યુદ્ધ ચાલવા લાગ્યું. ઘોડાઓનો હણહણાટ, તોપોનો ગડગડાટ, હથિયારોના ભિન્ન ભિન્ન ધ્વનિ, આરો કાપોના સતત અવાજ વગેરેથી હિજલી કંપતું હતું. યુદ્ધક્ષેત્રમાં નરરક્તની સરિતા વહેતી હતી. પ્રતિ ક્ષણે અનેક સૈનિકો પોતાની જીવનલીલા પૂર્ણ કરી યુદ્ધક્ષેત્રમાં ચિરકાળ માટે શયન કરતા હતા. ધુમાડાથી આકાશ અને પૃથિવી એકાકાર થઇ ગયાં હોય એવો ભાસ થયો હતો.

આવી રીતે થોડા દિવસ સુધી આ યુદ્ધ ચાલ્યું. ઇશાખાનના સઘળા સૈન્યનો નાશ થઇ ગયો. છેલ્લા દિવસે ઇશાખાન પોતે જ યુદ્ધક્ષેત્રમાં ઉપસ્થિત થયો. બળવન્ત પણ ઘણા તેજથી યુદ્ધ કરવા લાગ્યો. જોતજોતાંમાં પ્રતાપના પક્ષમાંથી એક ભયંકર ગોળો આવી ઇશાખાનની છાતીમાં વાગ્યો, અને તે સાથે જ એ પંચત્વ પામ્યો. ઇશાખાન પંચત્વ પામ્યો એટલે બળવન્ત સર્વ પ્રકારે નિરાશ થઇ ગયો. મહાવીર પ્રતાપે પોતે જ બળવન્તપર હુમલો કર્યો, તથા નેત્રની પલક મૂકતાંમાં જ તેણે તેના અંગના બે કડકા કરી નાખી તેના ભીષણ વિશ્વાસઘાતનો તેને યથોચિત બદલો આપ્યો.

આવી રીતે હિજલી પ્રતાપાદિત્યના હાથમા આવ્યું. હિજલી હસ્તગત કર્યા પછી સર્વથી પ્રથમ પ્રતાપે કચુરાયને હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો. ચોતરફ કચુરાયની શોધ થવા લાગી; પરંતુ બંગાળા પ્રદેશમાં કચુરાયનો પત્તો લાગે તેમ નહોતો. ઇશાખાનનું મૃત્યુ નિપજ્યા પછી કચુરાયને સાથે લઇને રૂપરામ ભારતસમ્રાટ્નો આશ્રય મેળવવાની આશાથી આગ્રા તરફ પલાયન કરી ગયો હતો. યથા સમયે આ સમાચાર પ્રતાપના જાણવામાં આવ્યા એટલે સહજ

ચિંતાતુર બની જઇને તેણે સ્વગત વિચાર્યું:—"આટલો બધો પરિશ્રમ સેહવા છતાં હું એ એક તુચ્છ ગૃહશત્રુને હસ્તગત કરી શકયો નહિ! મ્હને એમ લાગે છે કે, કાળક્રમે એ તુચ્છ કીટ—સર્પનો ભયંકર સ્વભાવ પ્રાપ્ત કરીને દંશન કરવા માટે જ મ્હારા શત્રુના શરણે ગયો છે! એવું વિધાતાનું વિધાન! વિધિલિપિનું ખંડન કરવાનું સામર્થ્ય કોનામાં છે?

પછી હિજલીપર સત્તા ચલાવવા માટે બે વિશ્વાસુ હિન્દુ નોકરોને નિયુક્ત કરી, હિજલીની સઘળી ધનરત્નસંપત્તિ સાથે લઇ વિજયી સેનાસહ પ્રતાપ યશોહર જઇ પહોંચ્યો, તથા સર્વથી પ્રથમ ઘણા સમારોહથી ષોડશોપચારથી તેણે દેવી યશોહરેશ્વરીની પૂજા કરી.

આ બનાવ બની ગયા પછી થોડા દિવસ વીતી ગયા એટલે પૂર્વબંગ વિક્રમપુરના કેદારરાય અને ચંદ્રરાય નામના બે હિન્દુ રાજાઓ કે જેઓ એક બીજાના ભાઈ થતા હતા, તેઓ પ્રતાપના સ્નેહસંબંધને છિન્ન કરી નાખી સ્વાધીનતાથી પોતાનું રાજ્ય ચલાવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. તીક્ષ્ણબુદ્ધિ પ્રતાપના જાણવામાં આ વિષય આવ્યો એટલે તે થોડા સૈન્યસહ વિક્રમપુરમાં ઉપસ્થિત થયો. ભયંકર તોપોના અવાજો તથા મારો કાપોના પોકારો સાંભળી ભયભીત બની જઇને કેદારરાય તથા ચંદ્રરાયે પ્રતાપ પાસે આવી તેના ચરણોમાં પોતાની તલ્વાર મૂકી દીધી. પ્રતાપે પોતાના શરણે આવેલા બન્ને ભાઇઓને આ પ્રસંગે ઉદારતાથી ક્ષમા આપી, તથા 'હવેથી કદાપિ આવું કાર્ય કરીશું નહિ તેમજ હમ્મેશાં આપની આજ્ઞાનુસાર વર્તીશું' એવા અર્થનો એક પ્રતિજ્ઞાપત્ર તેમની પાસે લખાવી લઇને તે પાછો યશોહર ચાલ્યો ગયો.

હવે પોર્ટુગીઝ જળદસ્યુઓનું દમન કરવા તરફ પ્રતાપનું ધ્યાન ગયું; કેમ કે એ પ્રસંગે પોર્ટુગીઝ જળદસ્યુઓ બંગાળાના ઉપસાગરના

તટપ્રદેશપરના રહેવાસીઓને ઘણા દુઃખી કરતા હતા. એ માણસોને દુઃખી કરવાં એ જળદસ્યુઓનું હમ્મેશાંનું કાર્ય હતું. એ પાપિષ્ઠો કેટલીક વખતે માતાના ખોળામાંનાં બાળકોને બળાત્કારે ઉંચકી જઇને તેમને દૂરદેશમાં વેચી આવતા હતા. પ્રતાપે વિચાર્યું કે, એ દુષ્ટોનું દમન કર્યા સિવાય સ્વદેશને સ્વાધીન કરવાનો પ્રયત્ન કરવો એ વિડંબના છે. એટલા માટે તેણે આરાકાનના અધીશ્વર મગરાજ સાથે સંધિ કરી. બન્ને વચ્ચે એવી શર્ત થઇ કે, મગરાજ બંગાળાના રાજ્યનું તથા બંગેશ્વર મગરાજનું કાંઇ અનિષ્ટ કરી શકે નહિ તથા તેમણે બન્નેએ એક બીજાની મદદથી જળદસ્યુઓનું દમન કરવું.

આ સંધિથી પ્રતાપનો ઉદ્દેશ સર્વાંશે સિદ્ધ થયો. પોર્ટુગીઝ જળદસ્યુઓ પ્રાણભયથી ભયભીત બની જઇ હમ્મેશાંને માટે બંગાળામાંથી ચાલ્યા ગયા અને તેથી પ્રજાજનોની અશાન્તિ દૂર થઇ ગઇ. આવી રીતે પ્રતાપની ક્ષમતા અને આધિપત્યનો ઘણો ફેલાવો થયો. સમ્રાટ્ અકબર બંગાળી વીરનો આવો અભૂતપૂર્વ અભ્યુદય જોઇને મનમાં ને મનમાં આશ્ચર્યચકિત બની ગયો. તેણે વિચાર્યું કે, પ્રતિભા પોતાનો માર્ગ પોતાની મેળે જ તૈયાર કરી શકે છે. ખરી પ્રતિભાના માર્ગે ઇશ્વર પણ સહાયતા કરે છે.

શંકર, સૂર્યકાન્ત વગેરે પ્રતાપના મુખ્ય સહચરો આ સમયે મનના ઉલ્લાસથી તથા પૂર્ણ ઉત્સાહથી સ્વદેશરક્ષા કરવા લાગ્યા; કારણ તેઓ જાણતા હતા કે બંગાળી વીરનો આવો અપૂર્વ ભાગ્યોદય વિશેષ સમય સુધી સમ્રાટ્ અકબરથી જોઇ અથવા સહન કરી શકાશે નહિ. મોગલ સમ્રાટ્ વિરુદ્ધ થોડા કાળમાં જ ભીષણ યુદ્ધમાં ઉતરવું પડશે એવી તેમની દૃઢ માન્યતા હતી. આ સઘળી પરિસ્થિતિનો વિચાર કરી પ્રતાપના સહચરો સ્વદેશરક્ષાનો યથાશક્તિ પ્રયત્ન કરતા હતા. તીક્ષ્ણ-

હવી શંકર સારી રીતે સમજી શકયો કે, તોપો, બંદુકો, તલ્વારો વગેરે હથિયારોથી જે કાર્ય થઇ શકતું નથી તે કાર્ય લોકોના હૃદયપર પ્રભુતા સ્થાપન કરવાથી સહેલાઇથી થઇ શકે છે. આવી માન્યતાથી શંકર ભારતનાં ભિન્ન ભિન્ન સ્થળોએ ફરી તેજસ્વી કરુણકંઠે સર્વને મોગલો વિરુદ્ધ ઉત્તેજિત કરવા લાગ્યો. આ વકતૃતાને પરિણામે ત્રિહુત પ્રદેશનાં આબાલ-વૃદ્ધ-વનિતાની પ્રીતિ તે સંપાદન કરી શકયો. આવી રીતે સ્વદેશપ્રેમિક શંકર હિન્દુજાતિના અંતરમાં સ્વતંત્રતાની ભાવના જાગ્રત કરવા લાગ્યો.

## પ્રકરણ ૫ મું.

### સ્વદેશભક્ત કુમાર.

શંકરે ચાર સુદક્ષ તથા વિશ્વાસુ માણસોને બંગાળાનાં ભિન્નભિન્ન સ્થળોએ મોકલ્યા. તેઓ નગરે નગરમાં તથા ગામેગામમાં ફરીને સ્વદેશવાસીઓને મોગલો વિરુદ્ધ ઉત્તેજિત કરવા લાગ્યા. એ ચાર માણસોની સાથે યશોહરમાંથી એક તરુણ યુવક પણ ભળ્યો. એ યુવકની આકૃતિ જેવી મધુર હતી તેવાં તેનાં વચનો પણ મધુર હતાં. તેની મનોહર આકૃતિએ તથા મધુર વચનોએ સર્વના હૃદયનું આકર્ષણ કર્યું.

એ નવો યુવક કોણ હતો તેની કોઇને ખબર નહોતી. તે પોતાનો એક સ્વદેશભક્ત બંગાળી ગૃહસ્થના પુત્ર તરીકે પરિચય કરાવતો હતો. ઉપરોક્ત ચાર માણસોને મળતી વખતે તેણે તેમને એવું કહ્યું હતું કેઃ- " બંગાળાના પ્રત્યેક શહેર તથા ગામમાં ફરી આપ સર્વ જનોને

સ્વદેશસેવાના મહામંત્રથી દીક્ષિત કરવાના છો એવું મ્હેં સાંભળ્યું છે. આપણું જાતીય કલંક એ છે કે આપણે કોઇની પણ સાથે મળી શકતા નથી, તથા કોઇની પ્રભુતાનો સ્વીકાર કરતા નથી. ભવિષ્યમાં કદાચ દેશના દુર્દૈવે પુષ્કળ મોગલ સૈન્ય આવી આ યશોહર નગરને ઘેરી લઇ યમુનાના બન્ને તટપર છાવણી નાખશે ત્યારે સઘળા હિન્દુઓ મહારાજ પ્રતાપાદિત્યના નિશાન નીચે ઉભા રહી તેમની આજ્ઞાનુસાર વર્ત્તશે કે કેમ એ એક શંકાયુક્ત પ્રશ્ન છે. એટલા માટે આ વિષયમાં આપણે પ્રથમથી જ સાવધાનતા રાખવાની જરૂર છે. "

શંકરના અનુચરો એ યુવકનાં આવાં વચનો સાંભળી સંતુષ્ટ થયા, તથા તેઓ એ યુવકની મહત્વદર્શક મધુરમૂર્ત્તિ જોઇને સમજી શક્યા કે, એ યુવક કોઇ ઉચ્ચવંશમાં ઉત્પન્ન થયેલો હોવો જોઇએ. તેમણે એ યુવકને પ્રસન્નતાપૂર્વક પોતાના સહચર બનાવીને કહ્યું:—" આપની ઉમ્મર અમારાથી ન્હાની છે. આપની નવયુવાવસ્થાનો આરંભ અલ્પ-કાળથી જ થયો હોય એમ લાગે છે. આટલી ન્હાની ઉમ્મરમાં આ-પનો આવો અપૂર્વ સ્વદેશાનુરાગ પ્રશંસનીય છે. આપ ક્યાંથી આવો છો તથા આપનું નામ શું છે તે જણાવશો તો અમે આનન્દિત થઇશું. "

યુવક—હું સપ્તગ્રામથી આવું છું; ન્હાની ઉમ્મરનો છું એમ સમજીને આપ મ્હારી ઉપેક્ષા કરશો નહિ. મોગલોના અત્યાચારથી દેશ એવો દુઃખી છે કે મ્હારો માત્ર બારવર્ષની ઉમ્મરનો ન્હાનો ભાઇ પણ મોગલો વિરુદ્ધ હથિયાર ઉંચકી શકે તેમ છે. મ્હને સર્વ કુમાર કહીને બોલાવે છે. આપ પણ મ્હને એ નામથી જ બોલાવજો."

શંકરના અનુચરો પૈકીના એક જણે કહ્યું:—" મહારાજ પ્રતા-પાદિત્ય તથા વીરવર શંકર અને સૂર્યકાન્ત સાથે આપનો પરિચય કરાવવાની મ્હારી ઇચ્છા છે. આપને અમારી સાથે મળેલા જોઇ તેમને

સર્વને ઘણો આનન્દ થશે એવી અમારી ખાત્રી છે.

કુમારઃ–જો કદાચ ઇશ્વર પ્રસંગ આપશે તો તેમની સર્વની સાથે પછીથી મ્હારો પરિચય થશે. હમણાં તો હું આપની સાથે આવવાને ઇચ્છું છું; કૃપાપૂર્વક આપ મ્હારી ઇચ્છા પૂર્ણ કરો. હું પણ આપની માફક સર્વ દેશબંધુઓને એકત્રિત કરવાનો પ્રયત્ન કરીશ, તથા તેમને એવું સમજાવીશ કે, 'હિન્દુઓના શુભ દિવસ પાછા આવી પહોંચ્યા છે. આપણે સર્વ હિન્દુઓ છીએ. મોગલો હિન્દુજાતિના દુશ્મનો છે. એ શત્રુઓની આધીનતામાંથી દુઃખિની બંગભૂમિનો ઉદ્ધાર કરવો એ આપણો ધર્મ છે. હિન્દુઓનું ચક્ષુજાળ હિન્દુ સાફ નહિ કરે તો બીજું કોણ કરશે? હિન્દુઓનો જે સૌભાગ્યસૂર્ય અસ્ત થઇ ગયો છે તે પુનઃ ભારતગગનમાં પ્રકાશિત નહિ થાય કે? બંધુઓ! મહારાજ પ્રતાપાદિત્યે સ્વદેશોદ્ધારના મહાન્ વ્રતમાં જીવન અર્પણ કર્યું છે; માટે ચાલો, આપણે સર્વ એ મહાયજ્ઞમાં જીવનની આહુતિ આપીએ.'

સર્વે મંત્રમુગ્ધ બની જઇ નવયુવકનાં વાક્યો સાંભળવા લાગ્યા. પછીથી એ પાંચે જણ મળી અતુલ ઉત્સાહથી, મનના આનન્દથી મોગલો વિરુદ્ધ સ્વદેશવાસીઓને ઉશ્કેરવા માટે યશોહરમાંથી નીકળી પડ્યા હતા.

એ પાંચે વીરોએ બંગાળાના પ્રત્યેક નગરમાં તથા ગામમાં જઇને મધુર ઉત્સાહથી સકળ જનોને ઉત્સાહિત તથા ઉત્તેજિત બનાવી દીધાં. તેઓ જ્યાં મુકામ કરતા હતા ત્યાં સેંકડો મનુષ્યો તેમનું દર્શન કરવાને આવતાં હતાં;–એ મનુષ્યો તેમનાં વચનો સાંભળતાં સાંભળતાં દ્રવિભૂત થઈ જતાં હતાં! સર્વ આનન્દથી એમ જ કહેતાં હતાં કે, "ભાઇઓ! શું પુનઃ હિન્દુઓના દેશમાં હિન્દુ રાજ્યની સ્થાપના થશે કે? મહારાજ પ્રતાપાદિત્યનો જય થાઓ! અમે સર્વ

તેમની પ્રજા છીએ. અમે હમ્મેશાં તેમની આજ્ઞાનુસાર વર્તીશું. તેઓ અમને જે કાંઈ કહેશે તે અમે સંકોચ રાખ્યા સિવાય કરીશું. જો કદાચ અત્રે મોગલો આવશે તો અમે તેમને એમજ કહીશું કે, " તમે દિલ્હી કિંવા આગ્રામાં બેસીને બાદશાહી કરો,—આ બંગાળા દેશનો તમારે ચિરકાળ માટે ત્યાગ કરવાનો છે ! "

આવી રીતે બંગાળાનાં સર્વ સ્થળોએ ફરીને એ પાંચે વીર રાજમહલમાં ઉપસ્થિત થયા. એ સમયે રાજમહલમાં શેરખાન નામનો એક મોગલ શાસનકર્ત્તા હતો. એ સમયની બંગાળાની પરિસ્થિતિની ચિંતા કરીને તથા પ્રતાપના પ્રબળ પરાક્રમનો પરિચય મેળવીને શેરખાન ઘણો ચિંતાતુર બની ગયો હતો. પ્રતાપનું દમન કેવી રીતે કરવું એ વિષયનો તે પોતાના મન સાથે કાંઈ નિર્ણય કરી શકતો નહોતો; પરંતુ સત્વર એવો એક સુયોગ ઉપસ્થિત થયો.

ઉપર દર્શાવ્યા પ્રમાણે પાંચે વીર સ્વદેશભક્તો રાજમહલમાં ઉપસ્થિત થયા. શેરખાન આટલો નજીક હોવા છતાં તે નિશ્ચિંતતાથી સ્થિર બેસી રહેશે નહિ માટે તે શું કરે છે એ જાણવાનો તેમ જ રાજમહલમાં જે સઘળા હિન્દુઓ મોગલોની આધીનતામાં હતા તેમને પોતાના પક્ષમાં લઇ લેવાનો આપણા પાંચે વીરોનો વિચાર હતો.

હવે પ્રતાપનું દમન કરવાનો સુયોગ શેરખાનને કેવી રીતે પ્રાપ્ત થયો તે અમે યથાક્રમે જણાવીએ છીએ.



# પ્રકરણ ૬ ઠું.

## આશ્રયદાન.

રાજમહેલમાં બેઠે બેઠે પ્રતાપાદિત્યના પ્રબળ પ્રતાપની, તેની અસામાન્ય શક્તિની તથા તેની અપૂર્વ પ્રભુતાની હકીકત શેરખાનના જાણવામાં આવી હતી. એ બંગાળી યુવક આટલા થોડા સમયમાં પોતાનો આટલો બધો અભ્યુદય કરી શકશે એવી કલ્પના સ્વપ્નમાં સુદ્ધાં શેરખાનના અંતરમાં ઉપજી નહોતી. બાદશાહને પ્રતાપની વિશ્વાસઘાતકતાની હકીકત લખી જણાવવાનો વિચાર ક્વચિત્ તેના અંતરમાં ઉત્પન્ન થતો હતો; પરંતુ વિચાર કરી જોતાં એમ કરવાથી પોતાને શિરે જ કલંક આવી પડશે એવો તેને ભય લાગતો હોવાથી બાદશાહને કાંઇ પણ લખી જણાવવાનું સાહસ તે કરી શકતો નહિ. પોતાની પાસે પુષ્કળ સૈન્ય હોવા છતાં તથા પોતાનું રાજ્ય પ્રતાપના રાજ્યની નજીકમાં હોવા છતાં પોતે તેનું દમન કરી શકતો નથી એ માટે બાદશાહના ક્રોધને પાત્ર થવું પડશે એવા ભયથી તે ચુપકીદી ધારણ કરી રહ્યો હતો. છેવટે સુયોગ મળતાં બાદશાહને કાંઈ જણાવ્યા સિવાય જ શેરખાન પ્રતાપનું દમન કરવાને તત્પર થયો.

આ પ્રકાર તીક્ષ્ણબુદ્ધિ પ્રતાપના જાણવામાં વિના વિલંબે આવી ગયો. બંગાળાના લગભગ સઘળા હિન્દુઓને તેણે એકતાના સૂત્રથી આબદ્ધ થયેલા જોયા. તે પોતે પણ બાદશાહને બિલ્કુલ રાજકર નહિ મોકલતાં સંપૂર્ણ બંગાળાનું એકાધિપત્ય મેળવીને તથા સ્વાધીનરાજ નામ સ્વીકારીને સંપૂર્ણ સ્વાધીનતાથી વર્તતો હતો. આ સર્વ પ્રકારની મોગલ ઉપેક્ષા કરશે કે ? તેઓ પ્રતાપના અભ્યુદયને જોઇ આંખ આડા કાન

કરશે કે ? ના ના—એક દિવસે યુદ્ધ થશે,—એક દિવસે હિન્દુ તથા મોગલોના લોહીથી યમુનાનું કાળું પાણી લાલ બની જશે એ ચોક્કસ હતું. વિશેષે કરીને રાજમહલ યશોહરની પાસે જ આવેલું હોઇ ત્યાંનો શાસનકર્ત્તા શેરખાન હતો, અને શેરખાનની સત્તામાં ઘણું સૈન્ય હતું. હજી સુધી શેરખાન કોઇ પણ રીતે પ્રતાપની સાથે ખુલ્લી શત્રુતા કરતો નહોતો—એમ નહિ કરવાનું કાંઇ ગૂઢ કારણ પણ અવશ્ય હતું; તેથી એ ગૂઢ કારણ શોધી કાઢવાની જરૂર હતી; પણ આ કાર્ય સામાન્ય વ્યક્તિને સોંપી શકાય એવું નહોતું. પ્રતાપે પોતાના પ્રિયબંધુ શંકર તથા સૂર્યકાન્તને બોલાવીને એકાન્તમાં તેમની સાથે મસલત કરી. શંકરે કહ્યું:—"સુચતુર મોગલોની ઇચ્છા જાણવા માટે ઘણી સાવધાનતા રાખવાની જરૂર છે. શેરખાન જેવા નિષ્ઠુર સ્વભાવના મોગલનો વિચાર જાણવો એ કાંઇ સામાન્ય કાર્ય નથી, અને તેથી જ આ કાર્ય આપણામાંના એક જણે જ કરવું જોઇએ. મહારાજ! જો તમે રજા આપતા હો તો હું પોતે જ આ કાર્યનો ભાર ઉપાડી લઉં."

પ્રતાપઃ—ભાઇ શંકર! મ્હારી પણ એવી જ ઇચ્છા છે. સૂર્યકાન્ત! ત્હારો શો અભિપ્રાય છે?

સૂર્યકાન્તઃ—મ્હારો પણ એવો જ અભિપ્રાય છે. આપણે જે ઉત્સાહી સ્વદેશહિતૈષી વિશ્વાસુ અનુચરોને બંગાળાનાં ભિન્ન ભિન્ન સ્થળોએ મોકલ્યા હતા તેઓ સર્વ હમણાં રાજમહલમાં હાજર થયા છે એમ મ્હારા જાણવામાં આવ્યું છે. તેઓ સર્વ નિઃશસ્ત્ર હોઇ આત્મરક્ષણ કરવા માટે તેમની પાસે એકે હથિયાર નથી. જો શંકર ત્યાં જાય તો પછી તેમની ચિંતા રાખવાની જરૂર રહે નહિ. શત્રુના રાજ્યમાં જો કદાચ આકસ્મિક સંકટ આવી પડે તો તે સર્વથા બનવા જેવું છે.

શંકરઃ—હું પણ સાથે એકકે હથિયાર લીધા સિવાય ત્યાં જવાને ઇચ્છું છું. કોઇ પણ પ્રકારના વિવાદમાં ઉતરવાનો હમણાં આપણો વિચાર નથી. હથિયારબંધ સ્થિતિમાં ત્યાં જવાથી સંકટ આવી પડવાનો વિશેષ સંભવ છે.

પ્રતાપઃ—ત્યારે તેમ કરો. હાલ સૂર્યકાન્ત એકલો જ અહીંના સૈન્યની દેખરેખ રાખશે. તું રાજમહલમાંથી અત્રે પાછો આવીશ એટલે આપણે બીજા કાર્યમાં ધ્યાન આપીશું.

શંકર રાજમહલ તરફ વિદાય થઇ ગયો. રાજમહલમાં પણ સઘળા હિન્દુઓ પતાપાદિત્યના નામનોજ જપ જપ્યા કરતા હતા. પોતાના પાંચે અનુચરોએ રાજમહલના હિન્દુઓને અત્યંત ઉત્તેજિત બનાવી દીધા છે એ પ્રકાર સત્વર શંકરના જાણવામાં આવ્યો; કેમ કે, સઘળા હિન્દુઓ એમ જ કહેતા હતા કે, “ જો અમને યોગ્ય નેતા મળી આવે તો હમણાં જ અમે શેરખાનને તેના અનુચરો-સહ યમલોકમાં પહોંચાડી દઇએ તેમ છીએ.” શંકરે હસીને તેમને કહ્યું:—“ બંધુઓ! આટલા દિવસ પછી માતા યશોહરેશ્વરીએ એ મનસ્કામના પૂર્ણ કરી છે. મહારાજ પ્રતાપાદિત્યથી જ બંગાળામાં હિન્દુજાતિ ગૌરવમયી થશે. તમે હજી થોડા દિવસ માટે ધીરજ ધારણ કરી રાખો. ”

આ રાજમહલમાં શંકરના જીવનમાં એક વિષમ પરીક્ષા ઉપસ્થિત થઈ. રાજમહલનો એક બ્રાહ્મણ શેરખાનના જુલ્મથી ઘણો દુઃખી થયો હતો. એ બ્રાહ્મણ શંકરના શરણે આવ્યો. તેણે શંકરના ચરણોમાં મસ્તક નમાવી રુદન કરતાં કરતાં કરુણાજનક કંઠે કહ્યું:—“ ભાઈ! તમે આ બ્રાહ્મણની જાતિ તથા ધર્મનું રક્ષણ કરો. મ્હારું રક્ષણ કરવા માટે જ ઇશ્વરે તમને અત્રે મોકલ્યા હોય એમ હું ધારું છું!”

શંકરે બ્રાહ્મણને અભય આપી આશ્વાસન દર્શાવતાં કહ્યું:—"તમે તમારા દુઃખની હકીકત મ્હને કહો; પરંતુ તમે જે હકીકત કહો તેનો પ્રત્યેક શબ્દ ખરો હોવો જોઇએ એ ધ્યાનમાં રાખજો."

બ્રાહ્મણે અશ્રુજળ સાફ કરતાં કરતાં કહ્યું:—"ભાઈ! તમારી પાસે હું એક શબ્દ પણ ખોટો બોલીશ નહિ. તમે સારી રીતે જાણો છો કે, બાદશાહના જૂદા જૂદા કરના ભારથી સઘળી પ્રજા રીબાય છે. રાજમહલનું કારાગૃહ દીનહીન કંગાલ હિન્દુઓ જ પરિપૂર્ણ છે! આ ગરીબ બ્રાહ્મણ પણ કર ભરવાને અશક્ત હોવાથી તે શાસનકર્ત્તાના ક્રોધને પાત્ર થયો છે. મ્હારાપર એવો હુકમ કરવામાં આવ્યો હતો કે, 'તમારે અમુક તારીખથી એક મહિના જેટલી મુદતમાં સઘળો કર ભરી દેવો નહિ તો તમારી સઘળી સ્થાવર તેમજ જંગમ મિલકત સ્વાધીન કરવામાં આવશે અને તમારાં ઘરબ્હાર પણ હરરાજ કરી નાખવામાં આવશે.' મ્હેં ઘણા કાલાવાલા કરીને બીજી એક માસની મુદત માગી,—શાસનકર્ત્તાએ કૃપા કરી મ્હને બીજી એક માસની મુદત આપી. પરંતુ ભાઈ આ સંસારમાં પેટની પીડા જેવી બીજી કોઈ પીડા નથી. પેટનું ભાડું આપ્યા વગર કર કેવી રીતે ભરવો? બીજી વખતની મુદત પણ વીતી ગઈ. એ મુદત પૂરી થઇ તેને બીજે દિવસે શેરખાનના સિપાહીઓએ આવીને મ્હારું ઘર ઘેરી લીધું. હું નિરુપાય બની જઇને આકાશ પાતાળની ચિંતા કરવા લાગ્યો. એવામાં સિપાહીઓના જમાદારે ઘરમાં પ્રવેશ કરી મ્હારી પાસે આવી મ્હને બિભત્સ ભાષામાં ગાળો દેવા માંડી. મ્હેં ચુપકીદીથી તેની ગાળો સહન કરી. પછી એ દુરાચારીને મ્હેં જ્યારે દેવાલયમાં જઈ શાલગ્રામ શિલા ફેરવતો તથા સ્ત્રીઓપર અત્યાચાર કરતા જોયો ત્યારે મ્હારી ધીરજનો અંત આવ્યો. આગળ પાછળનો વિચાર કર્યા

સિવાય ક્રોધની ઉત્તેજનાથી એ જમાદારનું ગળું પકડીને મ્હેં તેને જમીનપર પછાડયો અને પછી ઘણા જોરથી તેના મ્હોંપર લાત મારી. 'તોબા' 'તોબા' કહી એ જમાદાર જમીનપરથી ઉઠી ઉભો થઈ શરીર ખંખેરવા લાગ્યો. એ સમયે મ્હારી પત્ની તથા બાળ-બચ્ચાંની સાથે ઝડપથી પલાયન કરી જઇને મ્હેં જીવ બચાવ્યો. ત્યાર પછી ભાઇ! મહા ભયંકર બનાવ બન્યો!"

શંકર એકાગ્રચિત્તે બ્રાહ્મણની કર્મકથા સાંભળતો હતો. તેણે ગંભીર ભાવથી માત્ર એટલું જ કહ્યું કે "ત્યારે તો દોષ કાંઇ એકલા જમાદારનો નથી. ગમે તેમ હો; પરંતુ તમે જ્યારે મ્હારા શરણે આવ્યા છો ત્યારે હવે નિર્ભય રહો. અને એકાગ્ર મનથી ઇશ્વરનું સ્મરણ કરો."

બીજી તરફથી રાજમહલમાં શેરખાનના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે પોતાના સિપાહીઓને એવો હુકમ કર્યો કે, "એ બેઅદબ બદ-બખ્ત કાફરને પકડી લાવો; હું તેની ગર્દન ઉડાવી દેવાની રજા આપું છું."

આ હુકમ સાંભળવામાં આવતાં બ્રાહ્મણનો આત્મપુરુષ ઉડી ગયો. પેલો દુઃખી તેમ જ અપમાનિત થયેલો જમાદાર કેટલાક સિપાહી-ઓને સાથે લઇ ઉપર્યુક્ત બ્રાહ્મણની રાજમહલના પ્રત્યેક સ્થળે તપાસ કરવા લાગ્યો. છેવટે મંદમતિ બ્રાહ્મણનો પત્તો લાગ્યો; પરંતુ તે સાથે એ જમાદારના મનમાં એવો વિચાર ઉપજ્યો કે સિંહના મુખમાંથી શિકાર છીનવી લેવો એ કાંઇ સામાન્ય કાર્ય નથી.

જમાદારે શેરખાન પાસે જઇને તેને એવી ખબર આપી કે, બંગાળી વીર મહા બળવાન્ શંકર ચક્રવર્તીએ એ મહાન્ અપરાધીને આશ્રય આપ્યો છે!

અગ્નિમાં ધૃતાહુતિ થઇ. પ્રતાપના સહચરને આ વિષયમાં ભળેલો જોઇ શેરખાન પોતાના મનમાં અત્યંત પ્રસન્ન થયો. તેણે વિચાર્યું હવે એક જ ગોળીથી ઘણી સહેલાઇથી એ પક્ષીનો શિકાર કરી શકાશે. છેવટે તેણે શંકરને પોતાની પાસે બોલાવી લાવવા માટે પોતાના એક અનુચરને મોકલ્યો.

---

# પ્રકરણ ૭ મું.

---

## ભીષણ કારાગારમાં.

તે દિવસે બીજો પણ એક બનાવ બન્યો. વાંચકબંધુઓ જાણે છે કે, શંકરે નિયુક્ત કરેલા વક્તાઓ રાજમહલમાં રહેતા હિન્દુઓને મોગલો વિરુદ્ધ ઉત્તેજિત કરતા હતા. એક દિવસે એ વાત શેરખાનના જાણવામાં આવી. તેણે પોતાના અનુચરોને એવી આજ્ઞા કરી કે:—" કોઈ પણ પ્રકારે એ દુરાચારી કાફરોને હમણાં ને હમણાં બાંધી લાવી કેદખાનામાં નાખો. "

જો કે શેરખાને આવી આજ્ઞા તો કરી; પરંતુ તેની આધીનતામાં જે હિન્દુઓ હતા તેમણે છુપી રીતે એ વક્તાઓને સાવધાન કર્યા. કોઈ મુખ્ય કારણને લીધે કુમાર નામનો પેલો નવયુવક તેના ચાર સાથીદાર વક્તાઓની સાથે રહેતો નહોતો. તેણે પોતાનું સ્વતંત્ર નિવાસગૃહ રાખ્યું હતું.

જે દિવસે શેરખાને ઉપરોક્ત આજ્ઞા કરી તે દિવસે કુમાર મોગલોના પક્ષમાં રહેતા કેટલાક હિન્દુ અધિકારીઓની સાથે કાંઇ મસલત કરતો હતો. શેરખાનની આધીનતામાં કેટલું સૈન્ય છે,—એ સૈન્ય કેવું ચાલાક

છે,-શેરખાન પાસે દ્રવ્યબળ કેટલું છે વગેરે અનેક વિષયની માહિતી કુમાર મેળવતો હતો. એવામાં લસ્કરની એક ટુકડીને તેણે પોતાના તરફ આવતી જોઈ. એ લશ્કરી ટુકડીએ આવી કુમારને ઘેરી લીધો તથા તેની સાથે જે હિન્દુ અધિકારીઓ હતા તેમને પણ કેદ કર્યા. તેઓ કાંઇ પણ બોલ્યા સિવાય એ લશ્કરી ટુકડીની સાથે શેરખાન પાસે ઉપસ્થિત થયા.

દૂરથી જ શેરખાને તેજસ્વી નવયુવક કુમારના મ્હોં તરફ જોયું. તેને એમ જ લાગ્યું કે, સળગતા અગ્નિનો એક ખણ્ડ તેની પાસે આવે છે! શેરખાને સર્વથી પ્રથમ પોતાના વિશ્વાસઘાતક હિન્દુ નોકરોને કેદખાનામાં નાખ્યા. ત્યાર પછી એ તેજસ્વી યુવકના મનનો ભાવ જાણવાને માટે તેનો ન્યાય કરવાનો તેણે વિચાર કર્યો.

બીજી તરફથી શેરખાનના બોલાવવાથી અવિચળિત હૃદયનો શંકર પણ બરાબર એ જ સમયે ત્યાં હાજર થયો. બન્ને રાજદ્રોહીઓનો એકત્ર ન્યાય કરવાના વિચારથી શેરખાને એક મ્હોટો દરબાર ભર્યો.

દંભની સજીવ પ્રતિમારૂપ એ મોગલ રાજપુરુષે તિરસ્કાર યુક્ત દૃષ્ટિથી શંકરના આપાદ મસ્તકનું નિરીક્ષણ કરીને કહ્યું:-"તમે જાણો છો કે, કેવા ગંભીર ગુન્હા માટે આજે તમને અત્રે ઉભા કરવામાં આવ્યા છે?"

નિર્ભય શંકરે અવિચળિત હૃદયે અને મુક્ત કંઠે ઉત્તર આપ્યો:- "જો કે આજે હું આપની પાસે આવીને ઉભો રહ્યો છું ખરો; પરંતુ હું એક ગુન્હેગાર તરીકે અત્રે ઉભો રહ્યો હોઉં એમ મ્હને લાગતું નથી."

શેરખાન:-તમે પેલા બેઅદબ બદબખ્ત બ્રાહ્મણને આશ્રય આપ્યો છે કે?

શંકરઃ-હા, પણ—

શેરખાનઃ-ઠીક, ચુપ રહો—

આટલા પ્રશ્નોત્તર થયા પછી શંકરનો સંપૂર્ણ ઉત્તર સાંભળ્યા સિવાય શેરખાને કુમાર તરફ જોઇને પૂછ્યું,-" અને તમે જાણો છો કે તમારો ગુન્હો કેટલો બધો ગંભીર છે ? "

કુમારે કહ્યું:-" મ્હારા ગુન્હાને હું સારી રીતે જાણું છું. "

શેરખાનઃ-એ ગુન્હાની સજા શી છે તે જાણો છો કે ?

કુમારે આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. શેરખાને ક્રોધથી કંપતા કંઠે કહ્યું:-" તમે રાજવિદ્રોહી પ્રતાપાદિત્યના ગુપ્તદૂત છો એ હું સારી રીતે જાણી શકયો છું. કાફર પ્રતાપ દિવસે દિવસે વિશેષ ઔઅદબ બને છે. હું વિના વિલંબે તેનો વિનાશ કરી નાખીશ. તમે એ નમકહરામની જાળમાં સપડાઇને વિના કારણ તમારા સર્વસ્વનો નાશ કરો છો ! "

કુમારે જોયું કે, હજી પણ શંકર સ્થિર તથા અવિચળિત ભાવથી ઉભો રહ્યો છે. જાણે કે તરંગથી ડોલતા સમુદ્રવક્ષપર ઉન્નત ગિરિ તરંગો તરફ દૃષ્ટિ સુદ્ધાં કર્યાં સિવાય સ્થિરતાથી ઉભો છે ! આવો પ્રકાર જોવામાં આવતાં કુમારનું સાહસ વધી ગયું. તેનાં તેજસ્વી વિશાળ નયનોમાંથી જાણે કે અગ્નિકણાની વૃષ્ટિ થવા લાગી. શંકરે સ્થિર દૃષ્ટિથી કુમારના તરફ જોયું;-તેની મનોહર મૂર્ત્તિ, તેજસ્વી નયનયુગલ, મધુર અવયવ, લાવણ્યપૂર્ણ તરુણ ઉમ્મર વગેરે જોઇને શંકર સ્વગત વિચારવા લાગ્યો કેઃ-" કયા ભાગ્યશાળી પુરુષનું આ પુત્રરત્ન છે ? કોના સહવાસ તથા ઉપદેશથી આ દેવશિશુએ સ્વદેશ-સેવાનું મહાવ્રત સ્વીકાર્યું છે ? આ બાળક દેશે દેશમાં સ્વાધીનતાનું સંગીત ગાઇને ફર્યા કરે છે ! એના જન્મને ધન્ય છે ! એનું જીવન સાર્થક છે ! ! "

શંકરે મનમાં ને મનમાં આશીર્વાદ આપ્યોઃ-" વત્સ ! ભગવાન તમારી મનસ્કામના પૂર્ણ કરશે. આ શત્રુપુરી છે. હું તમને ઓળખી શકતો નથી. તમે ગમે તે હો પણ દીર્ઘાયુષી થઈને દેશનું મ્હોં ઉજ્વળ કરો. "

શેરખાને કહ્યુંઃ-" યુવક! સાંભળો. તમે માત્ર થોડા દિવસથી આ રાજમંડલમાં આવીને ઘણો રાજદ્રોહ કર્યો છે. ગુપ્ત રીતે તમે વિદ્રોહનો અગ્નિ સળગાવો છો. મોગલો તમારી ચાલાકી જાણવાની શક્તિ ધરાવે છે. જો એવી શક્તિ મોગલોમાં ન હોત તો તેઓ ભારત-પર વિજયનિશાન ઉડાવી શકત નહિ! હું તમને એકલાને જીવથી મારીશ નહિ; તમારો ગુન્હો એટલો બધો ગંભીર છે કે, તેની શિક્ષા તરીકે સઘળી બંગાળી જાતિને મારી નાખવી જોઇએ. હમણાં તો તમારે-કારાગૃહમાં રહેવું પડશે. "

આ સમયે કુમારે શંકર તરફ જોયું તો શંકર મૃદુમંદ હાસ્ય કરતો હતો. તેને હસતો જોઇ કુમાર પણ હસ્યો.

શેરખાને વિશેષ ક્રોધે ભરાઇને કહ્યુંઃ-" આવી સજા થવા છતાં કાફરને હસવું આવે છે ! "

શંકરઃ-ધર્માવતારની દયા જોઇને હસ્યા સિવાય રહી શકાતું નથી. એક બંગાળીના અપરાધથી સઘળા બંગાળીઓને મારી નાખવાનો ન્યાય કરવો એને જ યથાર્થ ન્યાય કહી શકાય ! વળી પ્રાણદંડનો અપરાધ હોવા છતાં આપ આ યુવકને કારાગૃહમાં મોકલો છો તેથી આપની દયાનો પરિચય થાય છે.

શેરખાનઃ-શું ત્હારા જેવો એક કાફર મ્હારા ન્યાયની ઉપેક્ષા કરે છે ! પ્રાણદંડનો અપરાધ હોવા છતાં આ યુવકને હું કારાગૃહમાં મોકલું છું એ દયાનો વિષય નથી કે ?

આ વચનોના ઉત્તરમાં કાંઈ બોલ્યા સિવાય શંકરે કહ્યું:–" હવે મ્હને શી આજ્ઞા છે ? "

શેરખાન:–પેલા બ્રાહ્મણને આશ્રય આપીને તમે ભારત સમ્રાટ્નો કેવો ગંભીર ગુન્હો કર્યો છે એ તમે જાણો છો કે? વળી એ બ્રાહ્મણને કેવી સજા કરવાની મ્હેં આજ્ઞા કરી છે તેની તમને ખબર છે કે?

શંકરે એક નિશ્વાસ મૂકી નીચું જોઇને કહ્યું:–" હા. "

શેરખાન:–જ્યારે સઘળી હકીકત તમે જાણો છો ત્યારે શા સાહસથી તેને આશ્રય આપ્યો છે ?

શંકરે થોડા સમય સુધી ચુપ રહ્યા પછી મૃદુસ્વરે કહ્યું:—" હુજૂર! શરણાગતને આશ્રય આપતી વખતે હિન્દુઓ પોતાના સંકટનો વિચાર કરતા નથી. વળી આપ એટલું સ્મરણમાં રાખજો કે, મ્હેં કાંઇ બહાદુરી બતાવવાના ઉદ્દેશથી એ બ્રાહ્મણને આશ્રય આપ્યો નથી. "

શેરખાન:–એ અપરાધીને આશ્રય આપીને તમે મહાન્ અપરાધ કર્યો છે એવું હજી પણ તમે સમજતા હો તો હમણાં જ તેને દરબારમાં હાજર કરો.

શંકર મૌન ધારણ કરી નીચું જોઇને ઉભો રહ્યો. શેરખાનનાં નેત્રો લાલચોળ બની ગયાં. કઠોરકંઠે તેણે કહ્યું:–" કહો, તમારો વિચાર હમણાં જ જાણવાની મ્હારી ઇચ્છા છે. "

આ સમયે શંકરે સજળનયને પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:–" ધર્માવતાર! જ્યાં સુધી મ્હારા દેહમાં જીવનનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તો હું શરણાગતને તેના શત્રુના હાથમાં સમર્પણ કરી શકીશ નહિ. એમ કરવું એ હિન્દુનો ધર્મ નથી. "

શેરખાને દઢતાથી કહ્યું:–" ત્યારે એ બ્રાહ્મણની સજા સહન કરવાને તમે તૈયાર છો ?–કાફરને વળી ધર્મ કેવો!

કુમારનું મનોહર શરીર થરથર કંપવા લાગ્યું. શંકરે અવિચળિત હૃદયે તથા દૃઢ કંઠે ઉત્તર આપ્યોઃ–"જો મ્હારા પ્રાણનો વિનાશ કરવાથી એ ગરીબ બ્રાહ્મણનો જીવ બચતો હોય તો હું હમણાં જ તેની સજા ભોગવવાને તૈયાર છું."

આ ઉત્તર સાંભળી શેરખાન આશ્ચર્ય ચકિત બની ગયો. થોડા સમય સુધી પોતાના મન સાથે કાંઇ વિચાર કરી વાતને ફેરવી નાખીને તેણે કહ્યું:–"ના ના, એમ કરવાથી દિલ્હીશ્વરના નામને કલંકનો સ્પર્શ થાય તેમ છે. હું એ ગુન્હેગારને જ યથોચિત સજા કરવાને ઇચ્છું છું. તમે એ ગુન્હેગારને મ્હારા હાથમાં સોંપશો કે નહિ તે કહો ?"

શંકરઃ–જહાંપનાહ ! એક વખત હું કહી ચુક્યો છું કે, મ્હારા શરીરમાં જીવનનું અસ્તિત્વ હશે ત્યાં સુધી તો મ્હારાથી એ કાર્ય થઇ શકશે નહિ. વળી સામાન્ય અપરાધની આપે ઘણી ભયંકર સજા કરી છે. આપ દયા દર્શાવી એ બ્રાહ્મણને તેના આટલા અપરાધની ક્ષમા આપો.

આ સમયે શેરખાન ક્રોધાગ્નિથી સળગીને બોલી ઉઠ્યોઃ–"તું મ્હારા ન્યાયનો વારંવાર પ્રતિવાદ કરે છે ! ત્હારું સાહસ ધીમે ધીમે ઘણું વધી જતું હોય એમ મ્હને લાગે છે ! ( રક્ષકો તરફ જોઇને ) હમણાં જ આ દુષ્ટ કાફરને કેદખાનામાં નાખો. એના અપરાધનો ન્યાય હું પછીથી કરીશ."

નિરુપાયે શંકર ઇશ્વરનું સ્મરણ કરીને અવિચળિત હૃદયે કારાગૃહમાં ગયો. કુમારે પણ ઇષ્ટદેવતાનું સ્મરણ કરીને તેનું અનુસરણ કર્યું. બન્ને જણા કારાગૃહમાં પડયા.

આ બનાવ બનતાં પહેલાં જ શંકરે પેલા બ્રાહ્મણને વીરવર પ્રતાપ પાસે મોકલી દેવાનો બંદોબસ્ત કર્યો હતો.

# પ્રકરણ ૮ મું.

## કારાગારમાં ઇશ્વરાધના.

પેલા બ્રાહ્મણના મુખે સઘળી હકીકત મહારાજ પ્રતાપાદિત્યના સાંભળવામાં આવી. ત્યાર પછી એક દૂત દ્વારા પોતાના પ્રાણોપમ બંધુ શંકર તથા એક નવયુવક વકતાના કેદ પકડાવવાના સમાચાર પણ તેના જાણવામાં આવ્યા. બીજા જે ચાર વકતાઓ રાજમહલમાં હતા તેમણે આત્મગોપન કર્યું હતું. આ સમાચાર જાણવામાં આવતાં પ્રતાપનો અંતરાત્મા અત્યંત દુઃખી થયો; પરંતુ સંકટ પ્રસંગે ગભરાઇ જવું અથવા ધૈર્યનો ત્યાગ કરવો એ તેના સ્વભાવ વિરુદ્ધ હતું. કાર્યકુશળ પ્રતાપે વિના વિલંબે એક ઉપાય શોધી કાઢયો. સૂર્યકાન્તની સાથે રાજ્યના બીજા પણ કેટલાક નોકરોને તેણે રાજમહલ તરફ મોકલી દીધા, તથા તેણે તેમને એવો ઉપદેશ આપ્યો કેઃ–" ગમે એટલું દ્રવ્ય ખરચાય તો પણ તે તરફ ધ્યાન નહિ આપતાં કારાગૃહના પહેરેગીરોને હસ્તગત કરી આ સંકટ દૂર કરજો. મ્હેં એમ સાંભળ્યું છે કે, એ પહેરેગીરોમાંના ઘણા ખરા હિન્દુ છે; તેથી તેમના અંતરમાં મોગલો તરફ દ્વેષભાવ હોવો જોઇએ એમાં બિલ્કુલ શંકા જેવું નથી જ. આમ હોવાથી યુદ્ધ કર્યા સિવાય–લોહીની નદી વહેવડાવ્યા સિવાય આપણો ઉદ્દેશ પાર પડે તેમ છે."

કારાગૃહમાં પૂરાઇને શંકર તથા કુમારે જોયું કે, ઘણા ગરીબ તેમ જ કંગાલ હિન્દુ ખેડૂતો રાજકર ભરવાને અશક્ત હોવાથી મોગલોના જુલ્મનો ભોગ થઇ પડી કારાગારનું અસહ્ય કષ્ટ ભોગવતા હતા. રાજમહલમાં એ માત્ર એક જ કારાગૃહ હતું. ત્યાં ખૂન કરનાર

મહાપાપી જેવી સ્થિતિમાં રહેતો હતો તેવી જ સ્થિતિમાં સામાન્ય ગુન્હો કરનાર ગુન્હેગારને પણ રહેવું પડતું હતું. એ કારાગારની સ્થિતિ પણ ઘણી ભયંકર હતી. ચોતરફ ઉંચી દિવાલ આવેલી હતી. એ સ્થળે વાયુ તથા પ્રકાશનો પ્રવેશ મહાકષ્ટે થતો હતો. તે ઉપરાંત ઘણા ન્હાના સ્થાનમાં પુષ્કળ કેદીઓનો સમાવેશ થયેલો હતો. કેદીઓનો ખોરાક પણ ઘણો હલકો તથા અરૂચિકર હતો. એ કારાગૃહ સાક્ષાત યમલોક હોય એવો જ ભાસ થતો હતો. જે દુર્ભાગી માણસને ત્યાં વધારે દિવસ સૂધી રહેવાનું થતું તે ભાગ્યે જ પાછો ફરી શકતો હતો. શંકર અને કુમાર પણ તેમના દુર્દૈવે એ કારાગૃહમાં કેદી થઇ પડ્યા. તેમનો એ કારાગૃહમાંથી કેટલા દિવસે ઉદ્ધાર થશે તેની તેમને માહિતી નહોતી.

કુમાર એક પછી એક કેદીને જોવા લાગ્યો. સંખ્યા ગણી જોતાં પાંચસો હિન્દુ કેદીઓને કારાગૃહનું કષ્ટ સહન કરતા તેણે જોયા. ધર્મપ્રાણ શંકર આવા સંકટ સમયે પણ ઇશ્વરનું ધ્યાન ધરવામાં તન્મય રહેતો હતો. આ કારાગૃહમાં આવીને પણ તે મૃદુસ્વરે ભગવદ્ ભજન કર્યાં કરતો હતો. એકાન્ત મનથી અને મૃદુ મધુર તાનથી તે ઇશ્વરભક્તિનું સંગીત ગાયા કરતો હતો. આવા પ્રસંગે સેંકડો કેદીઓ વિસ્મયથી વિમુગ્ધ બની જઇને તેના તરફ જોયા કરતા હતા.

એક પ્રસંગે શંકર ભજન ગાતો હતો. ઘણાખરા કેદીઓ ભક્તિ—ગદ્દગદ હૃદયે તેના તરફ જોઈ રહીને ભક્તિસુધાનું પાન કરતા હતા. ભજન સમાપ્ત થતાં કુમારે શંકર પાસે જઇ તેને પ્રણામ કરી ઘણા મૃદુસ્વરે તેના કાનમાં કહ્યું:—"મહાત્મન્! તપાસ કરતાં આ કારાગારમાં પાંચસો હિન્દુ કેદીઓ જોવામાં આવ્યા છે. એ પાંચસોમાં ત્રણસો કેદીઓ બળવાન્ તેમ જ મજબૂત છે. એ દરિદ્ર કેદીઓને મુક્ત

કરી યોગ્ય પગાર આપીને જો રાખવામાં આવે તો એક દિવસે તેઓ આપણાપર સારો ઉપકાર કરી શકે તેમ છે.”

શંકરે હસીને કહ્યું:—“યુવક! તમે કોણ છો ? આ કારાગૃહમાં રહેવાથી તમારી સજાનો અંત આવેલો નથી એ તમે જાણો છો કે ? જીવન ભયમાં હોવા છતાં તમે આવી નિશ્ચિંતતા કેવી રીતે રાખી શકો છો ?”

કુમારે કહ્યું:—“મહાનુભાવ! મ્હારા મનમાં તો લેશ માત્ર પણ ભય ઉપજતો નથી. આપના સહવાસમાં રહેવાનું હોવાથી મ્હને ઘણો આનન્દ થાય છે. રાજમહલમાં આવ્યા પછી જે હકીકત મ્હારા જાણવામાં આવી છે તે હું નિર્વિઘ્ને આપને કહી શકું તેમ છું.”

આમ કહીને કુમાર અત્યંત મૃદુસ્વરે કહેવા લાગ્યો:—“આ શેરખાન ઘણો જુલ્મી છે ખરો; પરંતુ તેનામાં ચતુરાઇનો અભાવ છે. જો તેનામાં બુદ્ધિનો થોડો અંશ પણ હોત તો તે કદાપિ આપણને બન્નેને એક જ સ્થળે કેદ કરત નહિ. અગ્નિ પાસે વાયુને બેસાડવાનું સાહસ જાણી જોઇને કોણ કરે ? ગમે તેમ હો; પરંતુ મ્હારી એવી માન્યતા છે કે, આ કારાગારના પાંચસો કેદીઓને હું આપણા પક્ષમાં લાવી શકીશ, અને—”

કુમારનાં વાક્યો પૂર્ણ થતાં પૂર્વે જ શંકરે કહ્યું:—“તમારા સાહસને ધન્ય છે. કાલે કદાચ તમારા લોહીથી વધ્યભૂમિ ભીંજાય તેમ છે; છતાં આજે તમે કારાગારમાં બેસી નિશ્ચિંત ભાવથી ષડ્યંત્ર કરો છો !”

કુમાર હસીને કહેવા લાગ્યો:—“હું માત્ર બાળક છું. મ્હારા અપરાધને આપ આપના અંતરમાં સ્થાન આપશો નહિ. કદાચ કાલે આ તુચ્છ જીવનનો અંત આવે તો એ બનવા જેવું છે! પરંતુ જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યા સુધી તો હું જનની જન્મભૂમિની દુર્દશા

ભૂલી શકું તેમ નથી. આપ મ્હારા માનસિક બળની પરીક્ષા કરો છો કે ? વીરવર ! હમણાં હું આપને જે કાંઇ કહું તે કૃપા કરી લક્ષ્યપૂર્વક સાંભળો. આ શેરખાન આપણને સહેલાઇથી છૂટા કરે એ કેવળ અશક્ય છે; પરંતુ તેની આધીનતામાં અશ્વારોહી અને પદાતિક સૈન્ય ત્રણ હજારથી વધારે નથી. વળી તેના ખજાનામાં એટલું દ્રવ્ય પણ નથી કે આકસ્મિક યુદ્ધ થતાં તે વધારે વખત સૂધી યુદ્ધનું ખરચ ચલાવી શકે. તે ઉપરાંત વર્ષાઋતુનો હવે સત્વર આરંભ થશે. આટલા સૈન્ય માટેની આવશ્યકીય સામગ્રી શેરખાનથી એકદમ મેળવી શકાશે નહિ. વસ્તુસ્થિતિ આવી હોવાથી જો એકાએક યુદ્ધ થાય તો શેરખાનનો પરાજય થવાનો વિશેષ સંભવ છે. વળી તેના હિન્દુ નોકરો છુપી રીતે મ્હને મળી ગયા છે. મ્હારું મૃત્યુ થશે તો તેથી સ્વદેશને કાંઈ વિશેષ નુકસાન નહિ થાય; પરંતુ વર્ત્તમાન પરિસ્થિતિમાં સ્વદેશને આપના જેવા સુપુત્રોની સેવાની અત્યંત આવશ્યકતા છે. આપ અને સૂર્યકાન્ત મહારાજ પ્રતાપાદિત્યના બે હાથ બરાબર છો. જો હું કદાચ આ કારાગારમાંથી આપને મુક્ત કરી શકીશ તો આપની સાથે આ હતભાગ્ય કેદીઓ પણ મુક્ત થઇ શકશે. મહારાજ પ્રતાપાદિત્યના જાણવામાં આ વર્ત્તમાન આવ્યા છે કે કેમ એ આપ મ્હને કહેશો કે ?"

"હા, જાણવામાં આવ્યા છે." શંકરે ઉત્તર આપ્યો. કુમારનાં વાક્યો સાંભળી તે વિસ્મિત બની ગયો હતો. તે સ્વગત વિચારવા લાગ્યો:-" આ નવયુવક કોણ છે? આ યુવક કાંઇ સામાન્ય વ્યક્તિ નથી. આટલા દિવસ સૂધી હું એને કેમ જોઈ શકયો નહોતો? એ કુમારના નામથી ઓળખાય છે. આવું નામ આજ સૂધીમાં મ્હારા સાંભળવામાં આવ્યું નથી. આટલી ન્હાની ઉમ્મર, આવું અસામાન્ય દેવદુર્લભ રૂપસૌન્દર્ય, આવાં મધુર વચનો, આવો અપૂર્વ ઉત્સાહ, આવું

તેજ, આવી સ્વદેશભક્તિ કોઇનામાં પણ હું જોઈ શક્યો નથી." શંકરે મનમાં ને મનમાં કુમારને ઘણો ધન્યવાદ આપ્યો. પછી તેણે કહ્યું:– "કુમાર! તમારી શુભ ઇચ્છા પૂર્ણ થાઓ. તમે જે હકીકત મેળવી છે તેથી આપણને ઘણો લાભ થશે."

કુમાર પુનઃ કહેવા લાગ્યોઃ–"જુઓ, આ કારાગારના પહેરેગીરોમાં ઘણાખરા હિન્દુઓ જ છે. તેઓમાંના એક બે જણની સાથે અત્યાર સુધીમાં મ્હારો સ્નેહસંબંધ પણ થયેલો છે. યથાસમયે તેઓ આપણા પક્ષમાં ભળી જશે એવું તેમણે જ કહ્યું છે. આમ હોવાથી એમના- થી જ આપણો ઉદ્ધાર થશે એમ હું ધારું છું. વળી હું તમને એમ પૂછું છું કે, મહારાજ પ્રતાપાદિત્ય આપણો ઉદ્ધાર કરવા માટે વીરવર સૂર્યકાન્તને અત્રે મોકલશે કે?"

શંકરઃ—ધારો કે તેઓ કદાચ સૂર્યકાન્તને અત્રે મોકલે તો શું થશે?

કુમારે સ્વગત કાંઈ વિચાર કરીને કહ્યું:–"જો મ્હને કાલે તેઓ બીજા કોઈ સ્થળે નહિ લઇ જાય તો પછી આપણને કારાગૃહમાં કેદ કરી રાખવાની શક્તિ કોઇનામાં નથી!"

શંકરે હસીને કહ્યું:–"એ વિષયની ચિંતા કરવાનું પ્રયોજન નથી. જે મહાપ્રભુ કીડી, મંકોડા વગેરે ક્ષુદ્રાદપિ ક્ષુદ્ર જીવજંતુ- ઓની સદૈવ ચિંતા રાખે છે તેને જ આપણી ચિંતા છે. સઘળું તેની ઇચ્છાનુસાર જ થાય છે. તમારી માફક મ્હને પણ એમ લાગે છે કે, સત્વર આ સ્થળેથી આપણો ઉદ્ધાર થશે. શા માટે મ્હને આમ લાગે છે એ હું સમજી શકતો નથી. ભાઇ! આવો, એક વખત આપણે એ ભાવરૂપ અવ્યક્ત પરમપુરુષનું ભજનકીર્તન કરીએ."

કુમાર શંકરની પાસે બેઠો. શંકર એ કારાગારને ભૂલી જઈ–

અંતરના આનન્દથી ભક્તિપૂર્ણ હૃદયે શ્રી જયદેવના સુધાસમુદ્રનું મંથન કરવા લાગ્યોઃ—

"प्रलयपयोधिजले धृतवानसिवेदं
विहितवहित्रचरित्रमखेदं ।
केशव धृतमीनशरीर, जय जगदीश हरे ॥
क्षितिरतिविपुलतरे तिष्ठति तव पृष्ठे
धरणिधारणकिणचक्रगरिष्ठे ।
केशव धृतकुर्म्मशरीर, जय जगदीश हरे ॥
वसति दशनशिखरे धरणी तव लग्ना
शशिनि कलंककलेव निमग्ना ।
केशव धृतशूकररूप, जय जगदीश हरे ॥
तव करकमलवरे नखम द्भुतशृंगं
दलित हिरण्यकशिपुतनुभृंगं ।
केशव धृतनरहरिरूप, जय जगदीश हरे ॥

આ સંગીત સાંભળતાં સાંભળતાં સઘળા કેદીઓ ભક્તિભાવમાં તન્મય બની ગયા. થોડા વખત માટે કારાગારનું સઘળું કષ્ટ તેઓ ભૂલી ગયા.

બ્હાર હિન્દુ પહેરેગીરો પણ મૌન ધારણ કરી ધ્યાન દઈને આ સંગીત સાંભળતા હતા. ગાન સમાપ્ત થયું એટલે કુમારે કેદીઓને કહ્યું:—"પ્રિય બંધુઓ! આ મહાત્માએ આજે આપણને જે સંગીત સંભળાવીને કૃતાર્થ કર્યા છે એ સંગીતનું મૂલ્ય થઈ શકે તેમ નથી.

વિચાર કરી જુઓ કે, મોગલોના અત્યાચારથી આપણી કેવી દુર્દશા થઇ છે! આપણે ખુલ્લા મનથી ઇશ્વરનું નામ સુદ્ધાં લઇ શકતા નથી એ કાંઇ ઓછા ખેદનો વિષય છે કે? જો કે આપણે સર્વ કેદી છીએ એ ખરું છે; પરંતુ શરીર કેદમાં છે—આપણા પ્રાણને કોઇ કેદ કરી શકે તેમ નથી. આપણા સર્વના જીવનનો અંત જો કદાચ આ કેદખાનામાં આવી જાય તો તે બનવા જેવું છે. આપણા દુર્ભાગ્યે પુનઃ આપણે પિતામાતા, ભાઇ ભગિની તથા પુત્રપરિવારનું દર્શન ન કરી શકીએ તો તે શક્ય છે. એમ બને તો કેટલાં બાળકો પિતૃ-હીન થાય,—કેટલી દુઃખિની અબળાઓ વિધવા થાય, અને કેટલાં માબાપ પોતાના નયનરત્નને ગૂમાવી ઉન્મત્ત બની જાય?!"

આ વાક્યો સાંભળી સઘળા કેદીઓએ અંતરના ઉંડાણમાંથી નિશ્વાસ મૂક્યો. કોઇનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. કુમારે પોતે પણ એક વખત પોતાના નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ સાફ કરી નાખ્યું. શંકરે આ સમયે કહ્યું:—"એ પરમકૃપાળુ ભગવાને ઉંચું મ્હોં કરીને આટલા દિવસ પછી આપણા તરફ જોયું છે—હિન્દુઓનું આ દુઃખ હવે વધારે દિવસ સુધી રહેશે નહિ; કેમ કે, હમણાં હિન્દુ વીરે બંગાળાના સિંહાસનને ઉજ્વળ કર્યું છે."

એક બે કેદીઓએ પાસે આવીને શંકરને સાષ્ટાંગ પ્રણામ કરીને કહ્યું:—"પ્રભુ! આપ કોણ છો? આપ અમારો ઉદ્ધાર કરવાના ઉદ્દે-શથી અત્રે આવ્યા છો કે? જે કાંઇ કરવાનું હોય તે કહો એટલે સર્વને એ શુભ સમાચાર જણાવીએ."

મોગલ પહેરેગીરે જોયું કે, સંધ્યાકાળે સઘળા કેદીઓ એકત્રિત થઇ પરસ્પર કાંઇ મસલત કરે છે; એક જણ કાંઇ બોલે છે અને બીજા બધા એ વક્તાની હકીકત ધ્યાનથી સાંભળે છે. આવો દેખાવ જોઇને

મોગલ પહેરેગીરે પોતાના મન સાથે વિચાર્યું:–" આ કાફર કેદીઓ પલાયન કરી જવાનો વિચાર તો નહિ કરતા હોય?" પરંતુ કારાગારનો લોખંડી મજબૂત દરવાજો જોઇને સ્મિતહાસ્ય કરી તેણે પોતાના મન સાથે કહ્યું:–કાફરો પલાયન કરી જાય એ સર્વથા અશક્ય છે!"

રાત્રિના અંધકારમાં બેસીને સઘળા કેદીઓએ ધ્યાનપૂર્વક શંકર તથા કુમારના મુખે મહારાજ પ્રતાપાદિત્યની પ્રભુતાની વાત સાંભળી. શંકર અને કુમારે પાંચસો કેદીઓને એકમત કર્યા. સુયોગ મળતાં જ કારાગારમાંથી પલાયન કરી જઇ સ્વદેશસેવામાં જીવન સમર્પણ કરવાની તેમણે સર્વેએ પ્રતિજ્ઞા કરી. સ્વદેશોદ્ધારાર્થે જીવનનો પણ પરિત્યાગ કરવાનો તેમણે સંકલ્પ કર્યો. ક્ષણ કાળ માટે સર્વે કારાગારનું કષ્ટ ભૂલી ગયા,—ક્ષણ કાળ માટે સર્વના અંતરમાં આશાનો સંચાર થયો.

કુમારે શંકરની પાસે આવી પુનઃ ઘણા મૃદુસ્વરે કહ્યું:–"જુઓ, આજે રાત્રે જ આપણે ગમે તે ઉપાય અજમાવવાનો છે. કેદીઓના ઉંઘી ગયા પછી પેલી ઉંચી બારી પાસે ચઢી જઇને હું જે કાંઇ કરું તે આપ ચુપકીદીથી–એક પણ પ્રશ્ન કર્યા સિવાય જોયા કરજો."

આ વાક્યના ઉત્તરમાં શંકરે હસતાં હસતાં કહ્યું:–" તમારી બુદ્ધિ તથા સાહસ માટે મ્હારા મનમાં દૃઢ વિશ્વાસ બંધાયો છે. તમે અસંભવિતને પણ સંભવિત કરી શકશો એ હું સમજુ છું! તમારી સાથે પ્રથમથી જ મ્હારો પરિચય થવાની જરૂર હતી. સૂર્યકાન્ત તમને ઓળખે છે કે?"

કુમારઃ—એ હું કેવી રીતે કહી શકું?

શંકરઃ—ત્યારે સૂર્યકાન્તે તમને અત્રે મોકલ્યા નથી કે?

કુમારઃ—ના, હું મ્હારા પોતાના અંતઃકરણની પ્રેરણાથી જ અત્રે આવ્યો છું.

શંકરે કુમારને ઘણો ધન્યવાદ આપ્યો. કુમારે તેના ચરણોમાં પ્રણામ કરીને કહ્યું:–"આપે જે મહાયજ્ઞનો આરંભ કર્યો છે એમાં હું જીવનની આહુતિ આપીને મ્હારા વ્રતનું ઉદ્યાપન કરી શકું એવો આપ મ્હને આશીર્વાદ આપો. એમ કરવાથી જ આ તુચ્છ જીવન સાર્થક થશે."

શંકરઃ—તમારું વ્રત શું છે?

કુમારઃ—વીરધર્મ એ જ મ્હારું વ્રત છે. એ વ્રતનું ઉદ્યાપન કરવું એ જ મ્હારું લક્ષ્ય છે. મ્હારી આ આશા પૂર્ણ નહિ થાય કે?

શંકરે અંતઃકરણપૂર્વક ઘણી દૃઢતાથી કહ્યું:–"વત્સ! તમારી આશા અવશ્ય પૂર્ણ થશે. તમારી ઉમ્મર જો કે ન્હાની છે; પરંતુ તમારાં અમૃતમય વચનો સાંભળીને તથા તમારો અતુલ ઉત્સાહ જોઇને હું ઘણો મુગ્ધ થઇ ગયો છું. વત્સ! તમે ચિરાયુ થાઓ."

---

## પ્રકરણ ૯ મું.

---

### પરીનું દર્શન !

એ દિવસે રાત્રે એ કારાગારની લોખંડની બનેલી બારીમાં બેસીને એક અપૂર્વ રૂપવતી નવયુવતી વીણાના જેવા સુમધુર સ્વરે ગાન ગાતી હતી. નિસ્તબ્ધ રાત્રે દૂરથી આવતા બંસીધ્વનિની માફક યુવતીનું મધુર સંગીત વિશેષ મધુર લાગતું હતું. એ ગાને જેના કાનમાં પ્રવેશ કર્યો તે માણસ પણ મુગ્ધ બની ગયું.

કેદીઓ નિદ્રધીન થઇ ગયા હતા. એ સંગીત લહરી તેમના

પ્રાણુમાં સ્વપ્નમાં કોઇ અપ્સરાનો કંઠ સંભળાતો હોય એવી લાગી. કારાગારના હિન્દુ પહેરેગીરો એ મધુર ગીત સાંભળી ઉભા થઇ ગયા. તેમણે જોયું કે, ઉંચી બારીમાં બેસીને એક દેવીમૂર્ત્તિ કરુણ સ્વરે મર્મવ્યથાદર્શક ગીત ગાતી હતી. ગીત ગાતાં ગાતાં તેનાં વિશાળ તેજસ્વી નયનયુગલમાંથી અશ્રુબિંદુઓ ઝરી પડતાં હોય એવો ભાસ થતો હતો. એ દેવી મૂર્ત્તિના રૂપસૌન્દર્યની તુલના થઇ શકે તેમ નહોતી! મનુષ્યલોકમાં આવું રૂપ હોઇ શકે ખરું કે? અવશ્ય તે કોઈ દેવી જ હોવી જોઇએ. હિન્દુ કેદીઓનું દુઃખ દૂર કરવા તે મૃત્યુલોકમાં આવી હતી! હિન્દુ પહેરેગીરો એ દેવીને સાષ્ટાંગ પ્રણામ કરી સ્થિરતાથી ઉભા રહ્યા.

ત્યાર પછી મોગલ પહેરેગીરો આવ્યા. નિર્મળ સ્નિગ્ધ જ્યોત્સ્નામાં એ દેવીમૂર્ત્તિનું દર્શન કરીને,–તેનું મધુર સુધાધારા વર્ષાવતું સંગીત સાંભળીને તેઓ પણ મંત્રમુગ્ધ બની ગયા. તેમણે વિચાર્યું કે, “એ કોઇ બાગેબિહિસ્તની પરી જ હશે! નહિ તો આ કારાગારમાં એક અબળા કેવી રીતે આવી શકે? વળી પરી સિવાય આટલું બધું રૂપ પણ હોઇ શકે ખરું કે? પરી સિવાય આવો મધુર કંઠ હોઇ શકે ખરો કે? અમે ઘણા સમયથી અત્રે કામ કરીએ છીએ; છતાં [illegible] કદાપિ આવો દેખાવ અમારા જોવામાં આવ્યો નથી. વળી કેદીઓ કાફર છે; તેમની પાસે પરી આવે એ શું સંભવિત છે? આજે એક સુન્દર યુવક કેદખાનામાં પડેલો હોવાથી પરી તેની સાથે પ્રેમ કરવા આવતી હોય તો એ બનવા જેવું છે!” આવા વિચારો કરતા મોગલ પહેરેગીરો એ પરી તરફ જોઈ રહ્યા.

પરી ગીત ગાતી ગાતી એકાએક બારીમાંથી નીચે ઉતરી પડી બીજા કેદીઓ સાથે ભળી ગઇ. બહારના પહેરેગીરોએ પરીને અદૃશ્ય

થઇ ગયેલી જોઇ; પરંતુ હજી તેના કોમળ સંગીતનો સૂર સાંભળવામાં આવતો હતો. પરી એકાએક અદશ્ય થઈ જવાથી પહેરેગીરોનો ઉપરોક્ત વિશ્વાસ દૃઢ થયો. કોઇએ કહ્યું:-“ ભાઇઓ! આપણાથી કાંઇ ગુન્હો થયો હશે તેથી જ પરીએ આપણને સાવધાન કરવા દર્શન દીધું હશે.” એક પહેરેગીર પરીના રૂપનું દર્શન કરી મુગ્ધ બની જઈ વિશ્વવિજયી મદનદેવતાનાં પુષ્પબાણુથી ઘાયલ થઈ વિચારવા લાગ્યો:-“ મનુષ્યજન્મમાં પરી ન મેળવી શકાય કે? એવું મ્હારું સદ્ભાગ્ય નથી કે? ગમે તેમ હો, એ પરીને આજે હું ફરીથી એક વખત જોઇશ; નહિ તો મ્હારો પ્રાણુ ચાલ્યો જશે !”

બીજે દિવસે પ્રભાતકાળે આ વિષય ઉપર એ પહેરેગીરોમાં વાક્-વિતણ્ડા ચાલૂ થઇ. પ્રત્યેક જણુ જેમ ફાવે તેમ બોલવા લાગ્યો. કોઇએ કહ્યું:-“ના ના-એ પરી નહિ પણ પ્રેતયોનિ હોવી જોઇએ.” પછી પ્રેતયોનિનાં ઘણાં પ્રમાણો પ્રદર્શિત થવા લાગ્યાં; પરંતુ પહેરે-ગીરોના સરદારને એ વાતપર વિશ્વાસ બેઠો નહિ. તેણે કહ્યું:-“ જો તમને પ્રેતયોનિનો ભય લાગતો હોય તો તમે મ્હારી સાથે આવશો નહિ. જેની ઇચ્છા હોય તે જ મ્હારી સાથે આવો. એ પરીને હું આજે જરૂર પકડીશ. થોડે દૂર આ પર્વતમાળાપર તેને જોઈ હોય એમ મ્હને લાગે છે. ગમે તેમ હોય પણ આપણે તેનાથી દૂર રહીને તેને પકડવાનો પ્રયત્ન કરવો જોઇએ !”

બીજા બધા પહેરેગીરોએ હસીને કહ્યું:-“ સરદારસાહેબનામાં સાહસ નથી તેથી જ તેઓ પરીનાથી દૂર રહી તેને પકડવાનો પ્રયત્ન કરવાની વાત કરે છે.”

સરદાર:-ભાઇઓ! પ્રેમ કહો કે ગમે તે કહો,-સર્વથી મૂલ્ય-વાન્ જીવ છે. જીવ હશે તો બધું મળી આવશે.

પુનઃ ઉચ્ચ હાસ્યનો ધ્વનિ થયો. આ સમયે હિન્દુ પહેરેગીરોના સરદારે ત્યાં ઉપસ્થિત થઇને પૂછ્યું:–" કેમ, આજે શા કારણથી તમને સર્વને આટલું બધું હસવું આવે છે ? "

મોગલ પહેરેગીરે કહ્યું:–" ભાઇ ! ઘણી મજાની વાત ચાલે છે. કાલે રાત્રે આસમાનમાંથી એક પરી ઉતરી હતી ! "

" તમારી સાથે નિકાહ કરવા માટે કે ? "

" એ તો ખુદા જાણે ! એનો ચહેરો ઘણો ખૂબસૂરત હોઇ કંઠસ્વર પણ બુલબુલના જેવો હતો. અમારા કલેજાપર ઉભી રહી અમારો પ્રાણ લઇને તે પાછી આસમાનમાં ઉડી ગઇ. "

" તમે તેની સાથે ન જઇ શક્યા કે ? "

" સાથે તો જઇ શકત; પરંતુ આસમાનમાં ઉંચે ચઢતાં ઘરની બીબીજાન આવીને હાથ ઝાલી લે તો ?! તમે પરી નથી જોઇ કે ? "

" અમે પણ જોઇ છે. એ ઘણો અદ્ભુત દેખાવ હતો. કોઇને કાંઇ કહ્યા કર્યા સિવાય પ્રભાતકાળ થતાં પૂર્વે જ કારાગૃહમાં જઇને મ્હેં સર્વ સ્થળે તપાસ કરી છે; પરંતુ કોઇ સ્થળે એ પરીને હું જોઇ શક્યો નથી. "

મોગલ પહેરેગીરે પોતાના બીજા પહેરેગીરો તરફ જોઇને કહ્યું:– " જુઓ ભાઇઓ ! પરીના પ્રેમથી કાંઇ હું એકલો પાગલ બની ગયો નથી ! ઠીક, હવે આપણે આ વિષયનો કાંઇ નિર્ણય કરીએ. જો એ પરીનું આજે ફરીથી દર્શન થશે તો તેને ઉદ્દેશીને હું કહીશ કે:– " પરીજાન ! તું નીચે ઉતર. કાફરોની માફક હું ત્હારી પૂજા કરીશ તથા ત્હારી સાથે પ્યાર કરીશ. પછી જો એ પરીજાન નીચે ઉતરશે તો આપણામાંથી કેટલાક તેની સાથે જઇશું; પરંતુ તેની તદ્દન પાસે તો નહિજ જઇએ ! જેઓ અહીં રહેશે તે કારાગૃહની ચોતરફ સખ્ત

પહેરો ભરશે; પરંતુ આ વાત કોઇના જાણવામાં આવે નહિ એ માટે આપણે સાવધાન રહેવાનું છે. કેમ, તમે રાજી છોને ભાઇ ?"

હિન્દુ પહેરેગીરે કહ્યું:-" હું જોઉં છું કે, બીજા સર્વે શો વિચાર દર્શાવે છે ! આખી રાત્રિ પહેરો ભરી પ્રભાતકાળે પણ પહેરો ભરે એવો એક પણ પહેરેગીર હોય એમ મ્હને લાગતું નથી."

મોગલ પહેરેગીરે કહ્યું:-" ભાઇ ! આટલી મહેનત તમારે કરવી પડશે, નહિ તો મ્હારો જીવ જતો રહેશે. તમે કયાં નથી જાણતા કે;

કોનસા દિલ હય જીસે ઇશ્કકા આઝાર નહીં ?
અચ્છી સુરતકા ભલા કોન તલબગાર નહિ ?

જ્યારથી એ પરીજન જોવામાં આવી છે ત્યારથી મ્હારો જીવ બેચેન બની ગયો છે. વળી ભાઇ ! પહેરાપર કદાચ તમે એકલા રહો તો કેદીઓ લોખંડના બારણાં ભાંગી નાંખી પલાયન કરી જશે કે ? ના ના-એવી શંકા રાખવાનું કાંઇ કારણ નથી."

હિન્દુ પહેરેગીરે કહ્યું:-" તમારું કહેવું ખરું છે."

પ્રભાતકાળ થતાં કુમારને ઉદ્દેશીને શંકરે કહ્યું:-" કુમાર ! તમે આવું સંગીત કયાં શિખ્યા હતા ? આવો મધુરકંઠ પૂર્વે કદાપિ મ્હેં સાંભળ્યો નથી."

કુમારે હસીને કહ્યું:-" મ્હારો કંઠ આપના કંઠ જેવો છે કે ?"

શંકર:-મ્હારા કરતાં પણ તમારો કંઠ અત્યંત કોમળ તેમજ મધુર છે. કાલે રાત્રે તમારું કાર્ય જોઇને હું હસવું રોકી શકતો નહોતો. તમે આબેહુબ રમણીનો વેશ ધારણ કર્યો હતો. મ્હને પણ ભ્રમ થયો હતો.

કુમારે કહ્યું:-" મ્હારે ઘણી વખત રમણીનો વેશ ધારણ કરવો

પડયો છે. આપ સમજ્યા હશો કે, એ રમણીવેશ ધારણ કરીને જ આપણા ઉદ્ધારનો માર્ગ હું સરળ કરી શકીશ!"

શંકરઃ—હા, તમારો વિચાર થોડા ઘણા અંશે મ્હારા સમજવામાં આવ્યો છે. જે હિન્દુ પહેરેગીરની વાત તમે કહી હતી તે કારાગારનો દરવાજો ઉઘાડશે કે ?

કુમારઃ—હા, એ માણસ કાંઇ સામાન્ય પહેરેગીર નથી. એ એક છદ્મ વેશધારી પ્રતિષ્ઠાસંપન્ન જમીનદાર છે. મોગલોનો વિનાશ કરવાના વિચારથી જ તેમણે આ પહેરેગીરનું કાર્ય સ્વીકાર્યું છે.

શંકરઃ—ધન્ય છે તમને ! તમે આટલી બધી બાતમી મેળવી છે ?

કુમાર પુનઃ કહેવા લાગ્યોઃ—" શેરખાન એ હિન્દુ પહેરેગીરપર ઘણી શ્રદ્ધા તથા વિશ્વાસ રાખે છે. તેણે એમને ઘણી વખતે ઉચ્ચ અધિકાર આપવાની ઇચ્છા દર્શાવેલી હોવા છતાં તેમણે જાણી જોઇને આ સામાન્ય પહેરેગીરનું કાર્ય સ્વીકાર્યું છે. જે દિવસે હું હિન્દુ સૈન્યના એક અધિનાયક પાસે બેસીને તેને આપણા સ્વદેશોદ્ધારનો ઉદ્દેશ સમજાવતો હતો તે દિવસે એ પહેરેગીરે જ સાવધાન કર્યો હતો કે, શેરખાને અમારા માટે ઘણી કઠિન આજ્ઞા પ્રચારિત કરી છે. એ પ્રસંગે મ્હેં તેમને કહ્યું હતું કેઃ—" આપ હિન્દુ છો, મ્હને જો કદાચ દુર્દૈવે હું શેરખાનનો કેદી થઇ પડું તો આપ મ્હારો ઉદ્ધાર કરજો. " પછીથી જ્યારે મ્હને કેદ કરવામાં આવ્યો ત્યારે કારાગારના દરવાજા પાસે મ્હેં તેમને જોયા. તેમણે સ્મિતમુખે સંકેતદ્વારા મ્હને એમ જણાવ્યું કે, ' ભય રાખવાની જરૂર નથી. ' ભાઇ ! આમ હોવાથી જ આપ મ્હારામાં આટલું સાહસ જોઇ શકો છો. "

શંકરઃ—કુમાર ! તમારી તીક્ષ્ણ બુદ્ધિ તથા આવું અલૌકિક કૌશલ તેમ જ સાહસ જોઇને હું ઘણો વિસ્મિત બની ગયો છું. હમણાં

આપણે એ બધી વાત જવા દો. એ હિન્દુ પહેરેગીરની મુલાકાત થતાં હું તેમને સઘળી હકીકત સમજાવી દઇશ.

કુમારઃ–તેમ જ કરજો. મ્હેં તેમને કહ્યું છે કે, હું સ્ત્રીનો વેશ ધારણ કરી–કામાંધ મોગલોને મુગ્ધ બનાવી દઇ અન્ય સ્થળે લઇ જઇશ તથા એ સુયોગ પ્રાપ્ત થતાં એ હિન્દુ પહેરેગીરની સહાયતાથી તમારો ઉદ્ધાર થશે.

શંકરઃ–તમે હાજર નહિ રહો કે?

કુમારઃ–ના, હમણાં મ્હારે અન્ય સ્થળે જવાનું છે. કોઇ મુખ્ય કારણને લીધે હું સંધ્યાકાળ પૂર્વે આપને મળી શકીશ નહિ. સંધ્યાકાળે પુનઃ આપણું મિલન થશે.

કુમારે પોતાના મન સાથે કહ્યું:–"હે અંતર્યામી દેવતા! મ્હને ક્ષમા આપજો. સ્થિતિનો વિચાર કરી, સ્વદેશની દુર્દશાનો વિચાર કરી મ્હારે લાચારીથી આવી કૂટકૌશલજાળનો વિસ્તાર કરવો પડે છે."

આ સમયે પેલા હિન્દુ પહેરેગીરે કેદીઓનો બાહ્ય તિરસ્કાર કરતાં કરતાં કારાગારનો દરવાજો ઉઘાડ્યો. સરદાર ચાવી લઇને ચાલ્યો ગયો. ચોતરફ પુનઃ એક પ્રકારની ચિંતાનો ભાવ દેખાવા લાગ્યો.

કુમારે એ હિન્દુ પહેરેગીરનું શંકરને દર્શન કરાવીને કહ્યું:–"જુઓ, આજ એ સ્વદેશભક્ત નરરત્ન છે."

શંકરે દૂરથી એ પહેરેગીરને ભક્તિપૂર્વક પ્રણામ કર્યા. પહેરેગીરે પણ કોઇ જાણી શકે નહિ એવી રીતે શંકરે પ્રણામ કર્યા.

---

# પ્રકરણ ૧૦-મું.

## કુમાર છટક્યો.

પ્રભાતકાળે હિન્દુ તથા મોગલ પહેરેગીરોની વિશેષ સંખ્યા કારાગૃહને પહેરો ભરવા લાગી. રાત્રે એ દ્વિતીય યમગૃહ બંધ થતાં તેમાંથી એક કીડી સુદ્ધાં બ્હાર નીકળી શકે તેમ નહોતી. એટલા માટે ચાર પાંચ હિન્દુ પહેરેગીરો આગલી રાત્રે તથા ચાર પાંચ મોગલ પહેરેગીરો પાછલી રાત્રે પહેરો ભરતા હતા.

એ પહેરેગીરોમાં શ્રેણિવિભાગ હતા. વિશ પહેરેગીરોનું એક એક મંડળ હતું તથા એક એક જણ એ વિશ પહેરેગીરોનો અધિનાયક હતો. આવાં પાંચ મંડળોના પાંચ અધિનાયક ઉપર એક મુખ્ય સરદાર હતો. એ સરદાર મુસલ્માન હતો. એ સરદારની પાસે જ કારગારના દરવાજાની કુંચી રહેતી હતી. કારાગારનું સઘળું કાર્ય તપાસવાનો તથા એ વિષયનો સઘળો બંદોબસ્ત કરવાનો ભાર એ સરદારપર હતો. એ સરદાર જે કેદીના તરફ નેક નજરથી જોતો એ કેદીના સુખનો પાર રહેતો નહિ. વળી જે કેદી સરદારના ક્રોધનો ભોગ થઇ પડતો તેની દુર્દશાનો પણ પાર રહેતો નહિ. આમ હોવાથી સઘળા કેદીઓ સરદારની કૃપાપાત્ર કરવાનો પ્રયત્ન કરતા હતા.

શંકર આ વાત જાણતો હતો; તથાપિ બીજા કેદીઓની માફક તેણે એ સરદારની કૃપા મેળવવાનો પ્રયત્ન કર્યો નહિ. સરદાર પણ એ વાત સમજી જઈ શંકર ઉપર વિશેષ ક્રોધે ભરાયો. જે હિન્દુ પહેરેગીર સરદારની સાથે કારાગારમાં આવ્યો હતો એ માણસ સરદારનો સહકારી હતો. તેને સઘળા પહેરેગીરો ઉપર દેખરેખ રાખવી

પડતી હતી. એટલુંજ નહિ પણ સરદારનાં કાર્યોમાં સહાયતાં સુદ્ધાં કરવી પડતી હતી. એટલા માટે એ હિન્દુ પહેરેગીર મોગલ સરદારની પ્રીતિ તથા વિશ્વાસ મેળવી શક્યો હતો.

મોગલ સરદારે શંકર પાસે ઉપસ્થિત થઇને કહ્યું:–" તું કાલે જ કારાગારમાં ત્હારા એક શિષ્યની સાથે આવ્યો છે કેમ? ત્હારો એ શિષ્ય ક્યાં છે?"

સરદારનાં નેત્રો લાલચોળ, કંઠસ્વર કર્કશ તથા ભાષા શ્લેષપૂર્ણ હતી.

શંકર:– હમણાં જ એ કોઇ સ્થળે ગયો છે.

સરદાર:–જો ત્હારા ઇશ્વર ત્હારું રક્ષણ કરે તેમ હોય તો એક વખત તેમનું સ્મરણ કર. જો, આજે હું તને એક શુભ સમાચાર જણાવવાને આવ્યો છું. ત્હારા હાથપગમાં આ ઘરેણાં પહેરાવવાનો હુકમ થયેલો છે.

શંકરે નિર્વિકાર ચિત્તે હાથપગમાં લોખંડની બેડીઓ પહેરીને સ્મિતહાસ્ય કરી એ હિન્દુ પહેરેગીર તરફ જોયું. હિન્દુ પહેરેગીરે કહ્યું:–" હતભાગ્ય! તને યથોચિત શિક્ષા થઇ છે. બાદશાહ તરફ તું દ્વેષભાવ રાખે છે?! રાજાની વિરુદ્ધ ષડ્યંત્ર કરે છે?!"

આ વાત તરફ સરદારે વિશેષ ધ્યાન આપ્યું નહિ. તેણે પોતાના કામકાજમાં મન પરોવ્યું. તેણે દૂર કુમારને જોઇને કહ્યું:– " જહાંપનાહ! મ્હારો સહચર આપને કુર્નિસ કરે છે."

આ રહસ્ય કુમાર સમજી શક્યો નહિ. તે ચુપકીદીથી જોઇ રહ્યો. સરદારે તેના તરફ જોઈને કહ્યું:–" ચિંતા શા માટે રાખવી જોઇએ! આ તો હવા ખાવાનું ઉત્તમ સ્થાન છે. આ આપનું રાજપાટ છે! ખુદાવિંદ સરકાર બહાદુર શેરખાન આપનાપર અત્યંત

સંતુષ્ટ છે. તેમણે એવો હુકમ કર્યો છે કે, આજથી ત્રીજા દિવસે કાફરના દેહને કબરમાં દાટી દેવામાં આવશે! આપ મહાશયનું કોઇ પણ વિષય તરફ લક્ષ્ય હોય એમ લાગતું નથી. જાણે કે જમાઇરાજ સાસરીમાં આવીને હવા ખાયા કરે છે!"

કુમારઃ—મનુષ્ય માત્રને એક જ વખત મરણને શરણ થવું પડે છે; માટે મરણનો શોક શા માટે કરવો જોઇએ?

સરદારઃ—ખરું છે, ખરું છે. આપ નિશ્ચિંતતાથી હવા ખાઓ! (હિન્દુ પહેરેગીર તરફ જોઇને) જુઓ રામનિધિ! આ બદબખ્ત કાફર વિદ્રોહી છે! તમે એનાપર કડક નજર રાખજો. એના ગુરુ કરતાં પણ એનું સાહસ વધી જાય એવું છે. (હિન્દુ પહેરેગીરના કાનમાં) પરંતુ મ્હારી ગેરહાજરીની વાત કોઇને કહેશો નહિ.

રામનિધિએ વિસ્મિત બની જવા જેવો ભાવ દર્શાવીને કહ્યું:— "રામ રામ કરો! એ વાત મ્હારાથી કોઇને કહેવાય ખરી કે?! ઠીક, આપને આ વખતે એક વાત યાદ કરાવવી, હું ઉચિત ધારું છું. આપે આ સાહસિક વિદ્રોહીને બેડીઓ કેમ પહેરાવી નહિ?"

સરદારઃ—એને બેડીઓ પહેરાવી હોત તો ઠીક થાત; પરંતુ એવી આજ્ઞા મળેલી નથી.

આ વાત રામનિધિ જાણતો હતો તેથી જ મોગલ પહેરેગીરનો વિશેષ વિશ્વાસ મેળવવા માટે તેણે બેડીઓ પહેરાવવાની વાત કાઢી હતી.

સરદાર ચાલ્યો ગયો એટલે રામનિધિ સ્મિતમુખે શંકર પાસે ગયો. શંકરે પૂછ્યું:—"કેમ શું છે?"

રામનિધિઃ—આપને બેડીઓ પહેરાવવાનો શેરખાને હુકમ કરેલો હોવાથી સરદારે આ કાર્ય કર્યું છે. દિનપ્રતિદિન શા શા હુકમો થશે

એ અનિશ્ચિત હોવાથી આપે અત્રેથી સત્વર પલાયન કરી જવું જોઇએ. કુમારના પ્રાણનાશનો હુકમ આપના સાંભળવામાં આવ્યો છે કે?

શંકરે વિસ્મિત તેમ જ ભયભીત બની જઇને કહ્યું:–"આપ શું કહો છો?! એ હુકમ આપના સાંભળવામાં આવ્યો છે કે?"

રામનિધિઃ–હા, પણ એ માટે કુમારને બિલ્કુલ ચિંતા ઉપજી નથી. એમના અપાર સાહસને ધન્ય છે!

શંકરઃ–વારું, પછી?

આ સમયે એક પહેરેગીર પાસે આવ્યો એટલે રામનિધિએ તેને પૂછ્યું:–"કેમ શું છે?"

પહેરેગીરઃ–એ કેદીઓ મ્હારું કહેવું સાંભળતા નથી. તેઓ ઉલટા મ્હને ધમકાવે છે.!

રામનિધિઃ-તેનું કાંઇ કારણ?

પહેરેગીરઃ–કાંઇ ખટપટ ચાલતી હોય એમ લાગે છે. કોઇ કામમાં ધ્યાન આપતું નથી-તેઓ એક બીજાની સાથે કોઇ વિષયની ગુપ્ત મસલત કર્યા કરે છે. હું ભય દર્શાવું છું તો પણ તેઓ કાંઈ ધ્યાન આપતા નથી.

રામનિધિઃ–ઠીક, તમે જાઓ; હમણાં હું આવીને સઘળો બંદોબસ્ત કરું છું.

પહેરેગીર ચાલ્યો ગયો. શંકરે પૂછ્યું:–"આ વળી શું છે?"

રામનિધિઃ–આ સઘળું કુમારનું કૌશલ છે. જે સરદાર હમણાં આપને બેડીઓ પહેરાવી ગયો છે તે રાત્રે અહીં હાજર રહેતો નથી. આજે પણ તે હાજર રહેવાનો નથી. કારાગારના દરવાજાની કુંચી મ્હારી પાસે જ રહેશે; પરંતુ આ દુષ્ટ મોગલ પહેરેગીરને કાઢી મૂક્યા

સિવાય આપનો ઉદ્ધાર થઇ શકે તેમ નથી. હું જોઉં છું કે, કુમાર શું શું કરી શકે છે!

શંકરઃ—કુમાર આજે રાત્રે આ ઉંચે આવેલી બારીમાં બેસી ગઇ કાલની માફક મધુર ગીત ગાનાર છે. આ બારી કારાગારની પાછલી બાજૂએ આવેલી છે. કુમારના ગીતધ્વનિથી મુગ્ધ બની જઇને મોગલ પહેરેગીરો પાછલી બાજૂએ આવશે તથા એ પ્રસંગે આપ સહેલાઇથી દરવાજો ખુલ્લો કરી શકશો!

રામનિધિઃ—પરંતુ જો સઘળા પહેરેગીરો પાછલી બાજૂએ ન જાય તો?

શંકરઃ—એ વિષયનો આપ ઉપાય કરજો: જ્યાં સુધી હું બ્હાર નહિ નીકળી શકું ત્યાં સુધી મ્હારાથી કોઇ પણ પ્રકારની સગવડતા કરી શકાશે નહિ. આપનાથી જ આ કાર્ય પાર પડશે એવો મ્હને વિશ્વાસ છે. જો એમ ન હોત તો આવા સંકટ પ્રસંગે આ ભયંકર શત્રુપુરીમાં આપ જેવા બંધુની પ્રાપ્તિ ક્યાંથી થાત? આપના સિવાય બીજું કોણ આ ભીષણ સ્થળેથી મ્હારો ઉદ્ધાર કરી શકે તેમ છે? આપનો આ ઉપકાર—આ મહત્ આત્મત્યાગ જીવનપર્યંત મ્હારા સ્મરણમાં રહેશે.

રામનિધિઃ—હું જે કાંઇ કરું છું તે કેવળ મ્હારું કર્ત્તવ્ય સમજીને કરું છું. હું આપને બંધનમુક્ત કરીને હથિયાર આપું તો આપ આપનો ઉદ્ધાર કરી શકશો કે?

શંકરઃ—જો આપ એટલી કૃપા કરો તો માતા ભવાનીની દયાથી હું આ દુર્ભાગી કેદીઓનો પણ ઉદ્ધાર કરી શકું.

રામનિધિઃ—કુમારે એમને પણ સમજાવ્યા છે કે? તેઓ પલાયન કરી જવાને કબૂલ થયા છે કે? જો બધા કેદીઓ સાથે પલાયન

કરી જાય તો વિશેષ ગરબડ થવાનો સંભવ છે.

શંકરઃ—એ માટે આપ બિલ્કુલ ચિંતા કરશો નહિં. સઘળી વ્યવસ્થા હું પોતે જ કરીશ. મ્હારે માત્ર એટલું જ કહેવાનું છે કે, આપણે જે કાંઇ કરવાનું છે તે આજકાલમાં જ કરવું જોઇએ. શેરખાનની કલ્પનાનો ઘોડો ક્યારે કયી દિશામાં દોડશે એ અનિશ્ચિત છે. કયી ક્ષણે તે શું કરશે એ કોણ કહી શકે તેમ છે!

રામનિધિ પોતાના મન સાથે કાંઇ વિચાર કરતો કરતો ચાલ્યો ગયો. એક બે કેદીઓ તરફ તે તીવ્ર કટાક્ષ પણ કરી ગયો. જે કેદીઓ ગરબડ કરતા હતા તેમનો તે તિરસ્કાર કરી ગયો.

સંધ્યા સમયે કુમારે આવી બેડીઓમાં બંધાયલા શંકરને પ્રણામ કર્યો. શંકરે આશીર્વાદ આપતાં કહ્યું:—" માતા ભવાની તમારી સઘળી મનસ્કામના પૂર્ણ કરો."

પછી બન્ને જણા ચુપ રહ્યા. થોડા સમય પછી મૌનનો ભંગ કરી ભક્તિગદ્‌ગદ્‌કંઠે મૃદુસ્વરે શંકર ગાવા લાગ્યો કેઃ—

"श्रितकमलाकुचमण्डल धृतकुण्डल
    कलित ललित वनमाल। जय जय, देव हरे ॥
दिनमणिमण्डलमण्डन भवखण्डन
    मुनिजनमानसहंस। जय जय, देव हरे ॥
कालियविषधरगन्जन जनरन्जन
    यदुकुलनलिनदिनेश जय जय, देव हरे ॥
मधुमुरनरकविनाशन गरुडासन
    सुरकुलकेलिनिदान। जय जय, देव हरे ॥ * * *"

ગાન સાંભળતાં સાંભળતાં કુમારનાં નયનયુગલમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. સઘળું દુઃખ ભૂલી જઇને તેણે કહ્યું:—" હે

મહાત્મન્! આપના આ અમૃતમય કંઠથી ગવાતું આ અમૃતમય ગાન સાંભળી હું મુગ્ધ બની ગયો છું. જેમણે આ ગાન રચ્યું છે એમને ધન્ય છે! વળી જે મહાત્મા આ ગાન ગાઇને સેંકડો–હજારો લોકોને મંત્રમુગ્ધ કરે છે તેમને પણ ધન્ય છે!"

થોડો સમય વીતિ ગયા પછી રામનિધિ આવી કુમારને કહી ગયો કે, "ગઇ કાલની માફક આજે રાત્રે પણ આપ ગાન ગાજો. વળી એક જ સ્થળે બેસીને નહિ ગાતાં ગાનનો સુર ભમ્યા કરે એવી રીતે ગાજો. દિવાલપરથી આપ પડી જાઓ એવો સંભવ નથી. વળી આપે જે યુક્તિ શોધી કાઢી છે એવી યુક્તિ શોધી કાઢવા જેટલું બુદ્ધિચાતુર્ય અન્યના મસ્તિષ્કમાં હોતું નથી. આપના અપૂર્વ સાહસતથા તીક્ષ્ણબુદ્ધિની જેટલી પ્રશંસા કરવામાં આવે તેટલી ઓછી જ ગણી શકાય. કારાગારની અંદર કેદીઓની હિલચાલપર દેખરેખ રાખવા માટે એક પણ પહેરેગીરને રાખવામાં આવ્યો નથી. તેઓ બ્હાર પહેરો ભર્યા કરે છે. ગમે તેમ હો, પરંતુ આપના કૌશલથી આજે આપણો ઉદ્દેશ પાર પડશે."

થયું પણ તેમ જ. એ દિવસે પણ ગંભીર રાત્રે ઉંચે આવેલી બારીમાં બેસી મોહિની મૂર્તિથી સર્વને મંત્રમુગ્ધ બનાવી દઈ કુમાર ગાન ગાવા લાગ્યો. તેનું મનોહર લલાટ, તેજસ્વી નયનયુગલ, અપૂર્વ મુખાવયવ વગેરેનું દર્શન કરી સર્વ મોહમુગ્ધ બની ગયા. અહાહા! કુમારનું રૂપ કેવું અપૂર્વ તથા આકર્ષક હતું! કુમાર વીણાના જેવા મધુર કંઠે ગાતો હતો કેઃ—

"પ્રાણુ પ્રીતિ સુધાનો જામ પાઓ.
બલિહારી જાઉં વારી આમ આવો.... ... પ્રાણુ૦
શામળીઆ સેવિકાને કેમ તલસાવો?

મૂર્ત્તિ મનમોહન આ અંતરે પધરાવો.... ... પ્રાણ૦
રસિયા રીસાઇ ના આ રસિકા સતાવો;
આવો પ્રભુ લઇએ પ્રેમ લ્હાવો.... ... ... પ્રાણ૦

મોગલ પહેરેગીરો આ પ્રણયગીત સાંભળી સ્તંભિત બની ગયા. તેમનાં સર્વનાં મસ્તક ભ્રમિત થઇ ગયાં. એવામાં એકાએક રામનિધિએ તેમની પાસે ઉપસ્થિત થઇને કહ્યું:—" તમે સર્વ સાવધાન બની જાઓ. પાછળ ગરબડ થતી હોય એમ લાગે છે!"

આ વાક્ય સાંભળી સર્વ કારાગૃહના પાછળના ભાગ તરફ ગયા; પરંતુ ત્યાં તેમના જોવામાં કાંઇ આવ્યું નહિ. રામનિધિએ કહ્યું:— " હજી પણ મ્હને એ ગરબડનો આભાસ થયા કરે છે."

મોગલ પહેરેગીરોનું ચિત્ત અસ્થિર તેમજ ઉદ્વિગ્ન બની ગયું હતું; એવામાં પરી એકાએક બારીમાંથી દિવાલપર થઇને નીચે ઉતરી પડી.

સર્વેએ થોડા સમય પછી બારીમાં જોયું તો પરી તેમની નજરે પડી નહિ. આ ભૌતિકક્રીડા હશે કે કેમ એવી શંકા સર્વના અંતરમાં ઉપજી. થોડો વખત વીતિ ગયા પછી સર્વેએ પરીને ત્વરિત ગતિથી ચાલી જતી જોઇ. મોગલ પહેરેગીરો મોહમુગ્ધ બની જઇ પરીને પકડવા માટે દોડયા. તેમણે પરી પાસે જતાં તેને ઉભી રહેલી જોઇ; પરંતુ તેના પગ દેખાતા નહોતા! આવો દૈવી ચમત્કાર જોવામાં આવતાં સર્વ ભયભીત બની ગયા. તેઓ પાછા ફરવા લાગ્યા; પરંતુ તેમના સરદારે પાછા નહિ ફરતાં પરી તરફ પોતાના બન્ને હાથ જોડીને કહ્યું:—" હે પરીજાન! તું મ્હારા એકલા ઉપર મેહેરબાની કર. ત્હારા સિવાય હું બચી શકું તેમ નથી."

આ વાક્યોના ઉત્તરમાં કાંઇ બોલ્યા સિવાય પરીએ સ્મિતહાસ્ય

કર્યું. એ હાસ્યથી જાણે કે મુક્તાની વૃષ્ટિ થઈ. દૂરથી કોઈએ સરદારને બોલાવ્યો. જેવું તેણે પાછળ જોયું કે તત્કાળ પરી એ સ્થળેથી અદૃશ્ય થઇ ગઇ. થોડો વખત પસાર થઇ ગયા પછી પાછી પરી સર્વની નજરે પડી. હવે કોઈ તેની પાસે જવાનું સાહસ કરી શક્યું નહિ. દૂર ઉભી રહીને પરી ગાવા લાગી કેઃ—

"પ્રાણ પ્રીતિ સુધાનો જામ પાઓ;
બલિહારી જાઉં વારી આમ આવો...."

સઘળા પહેરેગીરો આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી પરી તરફ જોઇ રહ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### કારાગારમાંથી ઉદ્ધાર.

હવે ઘણાખરા પહેરેગીરોને એમ જ લાગ્યું કે, એ પરી કોઇ પ્રેતિની કિંવા પિશાચિની જ હોવી જોઇએ. જેઓ અત્યાર સુધી પરીનું માત્ર દર્શન કરવાને ઇચ્છતા હતા તેમણે આજે પરીને પકડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. રામનિધિએ કહ્યું:—"ભાઇઓ! જો તમારી તેને પકડવાની ઇચ્છા હોય તો તમારામાંથી કોઇ પણ તમારી પાસે એકકે હથિયાર રાખશો નહિ. જો તમારી પાસે હથિયાર હશે તો પરી ભય પામીને પલાયન કરી જશે. વળી તમારામાંથી કોઇ તેની છેક પાસે જશો નહિ. એવું સાહસ કરવા જતાં કદાચ કાંઇ સંકટ આવી પડે તો તે સર્વથા બનવા જેવું છે."

મોગલ પહેરેગીરે કહ્યું:—"તમારું કહેવું ખરું છે; પરંતુ પરી તો કેદખાનાની બ્હાર આવતી નથી."

રામનિધિઃ—તે કદાચ કાલે બ્હાર આવત; પણ તમારી સર્વની ગરબડને લીધે જ તે દિવાલપરથી નીચે ઉતરી પલાયન કરી ગયો છે.

આવી રીતે વિવિધ વાતો કહી મોગલ પહેરેગીરોને ભ્રમિત બનાવી દઈ તથા તેમને સર્વાંશે પોતાના હાથમાં લઇ રામનિધિ નિશ્ચિંત થયો. પછી તે કારાગૃહનું દ્વાર ઉઘાડી જે સ્થળે શંકર તન્મયતાથી ઇશ્વરાધના કરતો હતો એ સ્થળે ઉપસ્થિત થયો. બેડીઓમાં બંધાયલો ભગવદ્‌ભક્ત મહાપ્રાણ શંકર ધ્યાનથી મીંચેલાં નેત્રોથી એ સિંહવાહિની, અસુરનાશિની દશભૂજા મૂર્ત્તિનું માનસદૃષ્ટિથી દર્શન કરતો હતો. ભક્તની અપૂર્વ મૂર્ત્તિ જોઈ તેની પાસે ઉભો રહીને રામનિધિ ભક્તના મહાપ્રાણનો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. શંકરની માનસપૂજા સમાપ્ત થયા પછી રામનિધિએ કહ્યું:—"આજે સઘળું ચોક્કસ છે. હું આપને બંધનમુક્ત કરીશ તથા હથિયાર પણ આપીશ. જો બની શકે તો બીજા કેદીઓને આપ આપની સાથે લઈ જજો અને તેમ ન બની શકે તો આપ એકલા પલાયન કરી જજો. આપના જીવનનું મૂલ્ય આંકી શકાય તેમ નથી. કુમાર પરીવેશ ધારણ કરીને કારાગૃહની બ્હાર નીકળશે; પરંતુ તેમની પાસે હથિયાર નહિ રહી શકે એ માટે હું ચિંતાતુર છું. જો કદાચ કોઇ મોગલ શંકાશીલ બની જઇ તેમને પકડી લે તો ઘણું અનિષ્ટ થયા સિવાય રહે નહિ."

શંકરઃ—હું કુમારની પાછળ જ રહીશ. જો મ્હારા હાથમાં તલ્વાર હશે તો પછી માતા ભવાનીની કૃપાથી શંકા રાખવાની જરૂર રહેશે નહિ. આપ અમારી સાથે નહિ રહો કે ?

રામનિધિઃ—ના, એમ કરવાથી મોગલ પહેરેગીરોને સંશય આવશે. હું જેમ બને તેમ ત્વરાથી આપને આવી મળીશ. કેદીઓને રાજમાર્ગેથી

પલાયન નહિ કરતાં ગુપ્ત માર્ગેથી પલાયન કરી જવાની આપ સૂચના કરજો. હવે હું જાઉં છું. આપ તૈયારી કરો.

રાત્રિનો સમય હતો. જ્યોત્સ્નામયી નિર્મળ રાત્રિ હતી આકાશ સ્વચ્છ હતું. કુમારે એક ન્હાની પોટલીમાં પોતાનાં વસ્ત્રો બાંધી લીધં. પછી તેણે પરીનો વેશ ધારણ કર્યો. તે શંકરની પાસે નહિ આવતાં પોતાના મન સાથે બોલ્યોઃ-"આવો વેશ ધારણ કરતાં મ્હને ઘણી શર્મ આવે છે."

બીજી તરફથી શંકરે સઘળા કેદીઓને ચુપકીદીથી ઉપદેશ આપી સાવધાન બનાવી દીધા. કેદીઓએ કુમારને સ્ત્રીવેશમાં જોઇ એક બીજાના કાનમાં કહ્યું:-"આ વ્યકિત આવશ્ય સ્ત્રી જ હોવી જોઇએ." આમ છતાં મ્હોંડેથી કોઇએ આ શબ્દો ઉચ્ચારવાનું સાહસ કર્યું નહિ.

જોતજોતાંમાં મધ્યરાત્રિ પસાર થઇ ગઇ. આજે કોઇનાં નેત્રોમાં નિદ્રા જણાતી નહોતી. કોઇના અંતરમાં એવો ભય ઉપજતો હતો કે, 'કદાચ કાંઇ સંકટ ઉપસ્થિત થશે તો ?!' કોઇનું મન આશા તથા આનન્દથી એમ બોલતું હતું કે, 'અહા! આટલા બધા દિવસ પછી પુત્ર પરિવારનું દર્શન કરીને સઘળું દુઃખ ભૂલી જવાશે' કોઇનું વીર હૃદય નાચી ઉઠીને એવો વિચાર કરવા લાગ્યું કે, 'આ નરકમાંથી ઉદ્ધાર થતાં હું મહારાજ પ્રતાપાદિત્યને શરણે જઇશ અને તેમની આજ્ઞાથી મોગલો વિરુદ્ધ યુદ્ધ કરી આ વૈરનો બદલો લઇશ.' શંકર તન્મયતાથી ભગવાનનું સ્મરણ કરતો હતો તથા કુમાર એકાન્તમાં બેસીને ભકિતપૂર્વક ઇશ્વરસ્મરણ કરતો હતો. તે સ્વગત ઇશ્વરને ઉદ્દેશીને એમ કહેતો હતો કે, "હે દુર્બળના બળ, અસહાયની સહાય ! તમે તમારી આશ્રિતાનું રક્ષણ કરજો. હું એક કોમળહૃદયા બંગરમણી છું. જે વ્રતનો મ્હેં સ્વીકાર કર્યો છે એ વ્રતને અનુસરવું તે મ્હારૂં

માર્ગ નથી. તમે અંતર્યામી છો. આ હૃદયનું તમે દર્શન કરી શકો છો! સૂર્યકાન્તને લીધે જ આ હૃદય ફાટી જઇને, આ પ્રેમનો પ્રવાહ પ્રવાહિત થાય છે! પ્રભુ! આ પ્રેમવ્રત નિષ્ફળ થશે કે? આજે મ્હને એવો ભય રહે છે કે, કેવી રીતે હું સર્વ પ્રકારે મ્હારું રક્ષણ કરી શકીશ? દયામય! તમે જ કૌરવોની પાપસભામાં દિવસના દ્રુપદતનયાની લજ્જાનું રક્ષણ કર્યું હતું,–આજે આ દુઃખિની કન્યાની લજ્જાનું રક્ષણ તમે જ કરજો. મ્હેં તમારા ચરણોમાં જ શરણ લીધું છે. જીવન જવાનું હોય તો ભલે જાય, જીવન તુચ્છ છે; પરંતુ કલંક ઘણું દુઃખદાયક છે. દયામય! હું કલંકશૂન્ય થઇને મૃત્યુ પામીશ તો તેની પણ મ્હને ચિંતા નથી.”

કુમારનાં નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. એ ભક્તિપૂર્ણ અશ્રુધારાનું વિસર્જન થયા પછી તેનું મન ઘણા અંશે સ્થિર તેમ જ શાન્ત થયું. પછી પરીનો વેશ ધારણ કરી દિવાલ ઉપર ચઢી જઇને સુધાકંઠે તેણે એક ગાન ગાવા માંડ્યું! રાત્રિની ગંભીર નિસ્તબ્ધતામાં એ સુધામય સંગીતે કામાંધ મોગલોને કિંકર્તવ્યવિમૂઢ બનાવી દીધા.

આ સઘળું કાર્ય કુલજાનીનું હતું એમ વાંચકબંધુઓને હવે સ્પષ્ટતાથી જણાવવાની જરૂર રહી નથી. કુલજાની સિવાય આટલું બધું સાહસ બીજા કોનામાં હોઈ શકે? તેના સિવાય આટલી બધી બુદ્ધિ બીજા કોનામાં હોઈ શકે? સંકટમાં સ્થિર, કાર્યમાં ઉત્સાહમયી, દુઃખમાં અવિચળિતા બીજી કયી રમણી હોઈ શકે? કુલજાની આવી રીતે જ પોતાના વ્રતનું પાલન કરતી હતી.

જે સ્થળે બેસીને પરી પોતાના બન્ને પગ લટકતા રાખી, આસમાની આકાશ તરફ જોઈને ગાન ગાતી હતી તે સ્થળ તરફ સઘળા

મોગલ એકઠા થઈ ગયા. પરીનું વસ્ત્ર વાયુના જોરથી ઉડવા લાગ્યું. મૂર્ખ મોગલોએ એવો વિચાર કર્યો કે પરીની બન્ને પાંખો હવામાં ઉડે છે!

બરાબર આ પ્રસંગે રામનિધિએ સાવધાનતાથી કારાગૃહનો દરવાજો ઉઘાડયો. સઘળા કેદીઓ એકાગ્રદષ્ટિથી તથા અધીરતાથી તેના મ્હોં તરફ જોઈ રહ્યા. સર્વથા પ્રથમ રામનિધિએ મહાપ્રાણ શંકરને બંધન મુક્ત કર્યો બંધનમુક્ત થઈને શંકરે સ્નેહાતિશયથી રામનિધિને આલિંગન કર્યું. પછી તેણે સંકેતદ્વારા કુમારને એમ જણાવ્યું કે, 'બધું બરાબર થયું છે.'

કુમારનું હૃદય ઝડપથી ધબકવા લાગ્યું. રામનિધિએ બ્હાર આવી બંદુકનો એક અવાજ કર્યો. સર્વ ચમકી ઉઠયા. મોગલ પહેરેગીરે વિસ્મિત બની જઇને પૂછ્યું:—"તમે એકાએક બંદુકનો અવાજ કેમ કર્યો?"

રામનિધિ:—કોઇ જાણે કે અસ્ત્રશસ્ત્ર લઇને આ રસ્તેથી દોડી ગયું છે. મ્હારી ગોળી વ્યર્થ થઈ પડી છે.

સર્વ ચમકી ઉઠી એ રસ્તા તરફ જોઈ રહ્યા. આ સમય દરમ્યાન પરી નીચે ઉતરી પડી, તથા કારાગૃહની અંદર તે ખુલ્લા દ્વારમાં આવીને ઉભી રહી. ત્યાર પછી કંપતા પગે તે ધીમે ધીમે બ્હાર નીકળી પડી. આ સમયે પહેરેગીરો બીજી બાજૂએ હતા;—તેઓ કાંઈ જાણી શકયા નહિ. થોડે દૂર ગયા પછી પરીએ ઘણા મધુર સુરથી પુંનઃ સંગીત ગાવા માંડયું. એ ગાનના તરંગો વાયુદેવતા સાથે જાણે કે વિહરવા લાગ્યા. એ સંગીતના આશયસૂચક ગીત આ પ્રમાણે છેઃ—

ઓચીંતાં કુસુમ બાણ મારી, ઓ પ્યારી,
રંગીલો કાન ક્યાં ગયો?
મીઠા બોલ બોલી ફસાવી છબીલો કાન ક્યાં ગયો?
હું ઢુંઢું એકેલી વનમાં,
અરે હાં, છુપાયો કયાં લાડીલો?—ઓચિંતાં,
મટુકી લઈ હું તો ગઈતી મહી વેચવાને,

લુંટી લીધી નન્દલાલે,
ભુલેલી ફસેલી થૈ ઘેલી છબીલી, બતાવો
રસિલો ક્યાં લાડીલો ?—ઓચિંતાં. ”

મોગલ પહેરેગીરોએ દૂરથી પરીને ઝડપથી ચાલી જતી જોઈ. પરીના સુમધુર ગીતના તરંગો ચારે દિશાએ જાણે કે નૃત્ય કરતા હતા. મુખ્ય મોગલ પહેરેગીરે અન્યાન્ય પહેરેગીરોને કહ્યું:—“ ભાઇઓ ! તમે જે માગશો તે હું તમને આપીશ; પણ તમે મ્હારી સાથે ચાલો. રામનિધિ અહીં પહેરો ભરશે અને કદાચ કાંઈ ગરબડ થશે તો આપણને બંદુકનો અવાજ કરી ખબર આપશે. એવા પ્રસંગે આપણે પણ અત્રે હાજર થઈ જઈશું. ”

સઘળા પહેરેગીરોએ વિના વિલંબે પરીનું અનુસરણ કર્યું; પરંતુ કદાચ પરી ભય પામી પલાયન કરી જશે એવા સંશયથી કોઇએ તેની પાસે જવાનું સાહસ કર્યું નહિ. પરી ક્યાં રહે છે એ જોઇ આવવાના ઉદ્દેશથી સર્વે તેની પાછળ પાછળ જવા લાગ્યા !

આ સમયે શંકર સઘળા કેદીઓની સાથે કારાગૃહની બ્હાર નીકળી પડ્યો તથા રામનિધિએ જે માર્ગ બતાવ્યો એ માર્ગે જ તે ચાલ્યો ગયો. વિદાય પ્રસંગે રામનિધિએ કહ્યું:—“ મ્હારા માટે ચિંતા કરશો નહિ. આજે કિંવા કાલે હું આપને અવશ્ય આવી મળીશ. હું સંકેત કરીશ એટલે સઘળા મોગલ પહેરેગીરો અત્રે પાછા આવશે. એ પ્રસંગે આપ કુમારને મળી તેમને આપની સાથે લઇ જઇ શકશો. ’

શંકરે ઘણી જ કૃતજ્ઞતા દર્શાવી રામનિધિને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપ્યો. પછી તે ઇશ્વરનું સ્મરણ કરતો કરતો એ સ્થળેથી વિદાય થયો. સઘળા કેદીઓને આગળ જવા દઇ તેમની પાછળ નગ્ન સમશેર હાથમાં લઇને શંકર માર્ગક્રમણ કરવા લાગ્યો.

# પ્રકરણ ૧૨ મું.

## પુરષ્કારપ્રાપ્તિ.

શંકરસહ સઘળા પહેરેગીર વિદાય થઈ ગયા એટલે રામનિધિએ આવીને ખાલી થઇ ગયેલા કારાગૃહનો દરવાજો બંધ કર્યો, તથા કારાગૃહના દરવાજાની કુંચી તેણે એક કૂવામાં ફેંકી દીધી. પછી તે બંદુકપર શરીરનો ભાર ટેકવી પોતાના મન સાથે સ્વગત વિચારવા લાગ્યોઃ–"આ કાર્ય સારું કર્યું છે કે? આ શું ભયંકર વિશ્વાસઘાતકતા નથી કે? સ્હવારે જ્યારે સર્વને આ પ્રકાર માલુમ પડશે ત્યારે તેઓ શું વિચારશે? પરંતુ મોગલો આટલા બધા જુલ્મી ન હોત તો આવો બનાવ બનત નહિ. આટલા દિવસે મ્હારા મનનું થોડું દુઃખ ઓછું થયું છે."

રામનિધિએ બંદુકનો અવાજ કર્યો. ઉપરાઉપરી તેણે બંદુકના બે ત્રણ અવાજ કર્યા; પરંતુ મોગલ પહેરેગીરો પાછા ફર્યા નહિ. ઉપરાઉપરી થતા બંદુકના અવાજ સેનાનિવાસના અધિપતિના સાંભળવામાં આવ્યા. સેનાપતિએ તત્કાળ નોકર મોકલી સમાચાર પૂછાવ્યા કે, "શું બન્યું છે? આવી ગંભીર રાત્રે બંદુકના અવાજ શા માટે કરો છો?"

આ સમયે મોગલ પહેરેગીરો પણ વ્યાકુળ ચિત્તે એ સ્થળે આવી પહોંચ્યા; પરંતુ તેમનો સરદાર પાછો આવ્યો નહિ. રામનિધિએ કંપતાં કંપતાં કહ્યુંઃ–"હમણાં ને હમણાં સેનાપતિ સાહેબને જઇ ખબર આપો કે, સઘળા કેદીઓ પલાયન કરી ગયા છે. સરદાર અહીં હાજર નથી. કારાગૃહના દરવાજાની કુંચી તેમની પાસે છે; કેદીઓ

એવી ચાલાકીથી ચાલ્યા ગયા છે કે, મ્હને પણ એ માટે ઘણું આશ્ચર્ય ઉપજ્યું છે. તેઓ કોઇ અદ્ભુત ઉપાયથી પલાયન કરી ગયા હોય એમ જ હું ધારું છું. ”

મોગલ પહેરેગીરોના ભયનો પાર રહ્યો નહિ. અત્યારે તેઓ હાજર નહોતા એ વાર્તા હમણાં જ જાહિર થઇ જશે એવા ભયથી તેઓ કંપવા લાગ્યા. શેરખાન તેમને જીવથી મારી નાખ્યા સિવાય શાન્ત થશે નહિ એમ જ તેમને લાગ્યું. તેમણે વિચાર્યું:–“ એકાએક આવો અશક્ય બનાવ કેવી રીતે બન્યો ? શું સઘળા કેદીઓ પલાયન કરી ગયા હશે ?”

એક પહેરેગીરે મહામુશિબતે દિવાલપર ચઢી હાંકો મારી; પરંતુ તેને કાંઇ ઉત્તર મળ્યો નહિ. સઘળા પહેરેગીરોનાં મ્હોં સુકાઈ ગયાં. રામનિધિએ કહ્યું:–“ હવે શું કરવું ?”

સેનાપતિના નોકરે જઇને સઘળી હકીકત સેનાપતિને કહી સંભળાવી. ચોતરફ ભીષણ કોલાહલ શુરુ થયો. વિના વિલંબે આ સમાચાર શેરખાનના સાંભળવામાં પણ આવ્યા. તેણે ક્રોધથી ઉન્મત્ત બની જઇ એવી આજ્ઞા કરી કે, “ સઘળા પહેરેગીરોને કારાગૃહમાં કેદ કરો અને સઘળા સૈનિકોને પલાયન કરી ગયેલા કેદીઓને પકડી લાવવા મોકલો. ”

સેનાપતિને આ આજ્ઞા અમલમાં મૂકતાં પહેલાં રામનિધિની સલાહ લેવાની જરૂર પડી. કેદીઓ કયા રસ્તે પલાયન કરી ગયા છે એવો સેનાપતિએ પ્રશ્ન પૂછ્યો એટલે રામનિધિએ તદ્દન અવળો રસ્તો જ બતાવ્યો. કૌશલપૂર્વક તેણે કહ્યું:–“ કેદીઓને આ રસ્તેથી પલાયન કરી જતા મ્હેં મ્હારી નજરે જોયા છે. ”

આ પ્રકારનું પરિણામ કેવું આવ્યું હોવું જોઇએ એ સહેલાઇથી સમજી શકાય તેમ છે. એ દિવસ સુધી રામનિધિએ જે રસ્તો બતાવ્યો હતો એ રસ્તે તપાસ કરવા છતાં એક પણ કેદીનો પત્તો નહિ લાગવાથી સઘળા સૈનિકો નિરાશ બની જઇને પાછા આવ્યા.

હવે પેલા મોગલ પહેરેગીરોના સરદારની કેવી સ્થિતિ થઈ તે તરફ આપણે દૃષ્ટિ ફેરવીએ. કુમારે પાછળ દૃષ્ટિ ફેરવી તો એ પહેરેગીરને તેણે પોતાની પાછળ પાછળ આવતો જોયો. અંતે કુમારે બીજો માર્ગ સ્વીકાર્યો. એ રસ્તો પત્થરો, કાંટાઓ અને ઘાસથી પરિપૂર્ણ હતો. કુમારના કોમળ ચરણોમાં કાંટા વાગવા લાગ્યા, તેના શરીરપર ઉઝરડા ભરાવા લાગ્યા. અનેક કંટક વાગવાથી તેનો કોમળ દેહ ક્ષત વિક્ષત થયો. આમ છતાં કુમાર એ જંગલી રસ્તે ચાલ્યો જતો હતો. ઘણે છેટે તેણે અનેક માણસોને ચાલ્યા જતા જોયા. એ માણસો એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય ચુપકીદીથી માર્ગક્રમણ કરતા હતા. એ સઘળા માણસોની પાછળ એક માણસ હાથમાં નગ્ન સમશેર લઇ માર્ગ કાપતો હતો. આ સઘળું જોવામાં આવતાં કુમારના મનમાં સાહસનો સંચાર થયો. આનન્દથી તેનો પ્રાણ નાચી ઉઠયો. મનમાં ને મનમાં તેણે ઈશ્વરને સેંકડો ધન્યવાદ આપ્યા.

પહેરેગીરોનો મુખ્ય સરદાર સ્વગત વિચારવા લાગ્યોઃ—"હું આટલે સુધી આવ્યો છું. ચાંદનીનો પ્રકાશ જતો રહ્યો છે. અંધકાર હોવા છતાં પરી એક શબ્દનો પણ ઉચ્ચાર કરતા નથી! અરેરે! કિસ્મતની કમનસીબીની ફરિયાદ કોને કરવી? દૂરથી ઘણા માણસો ચાલ્યા જતા જણાય છે. એ માણસો કોણ હશે? પરી પણ તેમના તરફ જાય છે! હવે હું આગળ જાઉં કે? હા હા—જરૂર જઇશ! મરીશ તો તેની ચિંતા નથી પણ પરી પાછળ તો જઇશ જ!"

પરંતુ એકાએક આ શું? થોડે દૂર જતાં જતાંમાં તો પરી અદૃશ્ય થઇ ગઇ. આ સમયે જ્યોત્સ્નાનો પ્રકાશ અદૃશ્ય થઇ ગયો હતો. એ જંગલમાં ગાઢ અંધકાર ફેલાઈ ગયો હતો. ચોતરફ જંગલ, કાંટા અને ઝાડપાન સિવાય કાંઇ નહોતું. અરેરે ! પરી એ પહેરેગીરને ક્યાં લઇ આવી ? ! ભયથી પહેરેગીરનો અંતરાત્મા કંપવા લાગ્યો. તેણે હવે એવો વિચાર કર્યો કે, " એ પરી નહિ પણ પિશાચિની હોવી જોઇએ; નહિ તો તે આટલો બધો જુલ્મ શા માટે કરે ? ! "

ભયથી પહેરેગીર બેહોશ બની ગયો. આ પ્રકાર કુમાર જાણી શક્યો. તત્કાળ તે પુરુષવેશ ધારણ કરી શંકર પાસે ગયો. શંકર આનન્દાતિશયથી પોતાના હાથ પહોળા કરી તેને આલિંગન કરવા અગ્રેસર થયો કે તરતજ કુમારે દશ હાથ દૂર ખસી જઇને કહ્યું:— " આ પ્રશંસાનો નહિ પરંતુ આનન્દ દર્શાવવાનો સમય છે. આવો, આપણે મુક્તકંઠે સર્વસિદ્ધિદાતા વિપદભંજન ભગવાનનું ભજનં કરીએ."

ભગવદ્‌ભક્ત શંકર ઘણા ઉચ્ચ તથા મધુરકંઠે અપાર આનન્દથી ભજન ગાવા લાગ્યો. કુમાર પણ તેની સાથે ભજન ગાવા લાગ્યો. અન્યાન્ય કેદીઓ પણ ચુપ રહી શક્યા નહિ—સર્વે એ વનપ્રદેશને કંપાવી મધુર કંઠે, ભક્તિગદ્‌ગદ હૃદયે ઇશ્વર ભજન કરવા લાગ્યા:—

" नारायण, नारायण नारायण हे !
दुस्तरे निस्तार करिले हे ।
महिमा राखिले, संकटे तारिले,
करुणा देखाले कृपामय हे !
बहिछे नयन धारा, उथले हृदये प्रेम,
कि भाषे तोषिब तोमारे हे !

वाक्यज्ञान अतीत, भावरूपचरित,
तोमाते अर्पित जा किछु आमारहे!
प्रेममय प्राणेश्वर, हे निखिल निर्भर,
नाश अहं बुद्धि हरि, एइ आकिंचन हे ॥"

રાત્રિની નિસ્તબ્ધતાનો ભંગ કરીને ભક્તજનોના કંઠથી ગવાતું એ સંગીત ચારે દિશાએ વાયુતરંગો સાથે નૃત્ય કરવા લાગ્યું.

સઘળા કેદીઓની સાથે યથા સમયે શંકર અને કુમાર યશોહર જઇ પહોંચ્યા. શંકર, કુમાર વગેરેના મુક્ત થવાના સમાચાર અસાર પૂર્વે જ સૂર્યકાન્ત જાણી શક્યો હતો. તે પણ પ્રસન્નચિત્તે પાછો ફર્યો હતો. શંકર, પ્રતાપ અને સૂર્યકાન્તનું મિલન થતાં તેમણે એક બીજાને ગાઢ સ્નેહાલિંગન કર્યું. શંકરે કુમારનું દર્શન કરાવીને કહ્યું:—"પ્રતાપ! આ બાળકરૂપી ચતુર વીરે અમારો ઉદ્ધાર કર્યો છે. જો માતા યશોહરેશ્વરીએ તેમને રાજમહલમાં ન મોકલ્યા હોત તો અમારો ઉદ્ધાર થઇ શકત નહિ."

પછી શંકરે સઘળી હકીકત વિસ્તારથી કહી સંભળાવી. એ હકીકત સાંભળવામાં આવતાં પ્રતાપનું સર્વાંગ રોમાંચિત થયું. આવેગથી તે બોલી ઉઠયો:—"ભાઇ કુમાર! આજથી તમે મ્હારા કનિષ્ટ સહોદર થયા છો. મ્હેં જે કાંઇ સાંભળ્યું છે એ હકીકતપર સહેલાઇથી કોઇ વિશ્વાસ મૂકી શકે તેમ નથી. જો હું જીવતો હોઇશ તો તમને ભૂલીશ નહિ. જો કદાચ મોગલોના ગ્રાસમાંથી હું સમગ્ર દેશનો ઉદ્ધાર કરી શકીશ તો જ આ જીવનની સાર્થકતા થયેલી સમજીશ; એમ છતાં એ શુભ પરિણામનું મૂળ તમે છો એમ જ હું સમજીશ. આવો ભાઇ! એક વખત હું તમને આલિંગન કરીને કૃતાર્થ થાઉં."

કુમારે નમ્રતાથી પ્રતાપને પ્રણામ કરીને કહ્યું:-" મહારાજ ! આપની દયા એજ મ્હારો પૂર્ણ પુરસ્કાર છે. મ્હેં તો માત્ર મ્હારા કર્ત્તવ્યનું પાલન કર્યું છે; એથી વિશેષ કાંઇ કર્યું નથી. આજે આપનાં દર્શનથી મ્હારા જીવનની સાર્થકતા થઇ છે. બાલ્યાવસ્થાથી એવી ઇચ્છા હતી કે, હિન્દુઓના આ સૌભાગ્યનું દર્શન હું નહિ કરી શકું ? હવે આપનાથીજ મ્હારી એ ઇચ્છા પૂર્ણ થશે એવી આશા મ્હારા મનમાં ઉપજી છે, મહારાજ ! મ્હેં એક કઠોર વ્રત સ્વીકાર્યું છે. જેવી રીતે આત્મપ્રશંસા સાંભળવાને હું નારાજ છું તેવી જ રીતે પ્રશંસાસૂચક આલિંગન કરવા કરાવવાને હું નારાજ છું. મ્હારા આવા વ્યવહારને આપ અપરાધ સમજશો નહિ. રાજકૃપા જ મ્હારા માટે પૂરતો પુરસ્કાર છે. "

પ્રતાપઃ—ભલે જેવી તમારી ઇચ્છા. હવે તમે કયું વ્રત સ્વીકાર્યું છે તે કહેશો કે ?

કુમારઃ—જો ઇશ્વર દિવસ આપશે તો મ્હારું વ્રત આપનાથી ગુપ્ત રહેશે નહિ.

પ્રતાપે પોતાના ઉપયોગમાં આવતી એક તલ્વાર તથા એક બહુમૂલ્ય વીરપોષાક કુમારને ભેટ આપીને કહ્યું:—" આ તલ્વારની મર્યાદાનું તમે બરાબર રક્ષણ કરશો એવી હું આશા રાખું છું."

કુમારે નમન કરી તલ્વાર તથા પોષાકનો સ્વીકાર કરીને કહ્યું:- " મહારાજ ! આપનો આશીર્વાદ સાર્થક થાય એમ જ હું ઇચ્છું છું."

કુમાર તરત જ ચાલ્યો ગયો. સૂર્યકાન્ત સ્તંભિત, વિસ્મિત અને આશ્ચર્યચકિત બની ગયો હતો. પ્રતાપે કહ્યું:-" ભાઇ શંકર અને સૂર્યકાન્ત ! એ બાળક કેવો તેજસ્વી છે ! મ્હને એમ લાગે છે કે, મ્હારી પાસે એક તેજોમય વ્યક્તિ વિરાજ કરે છે ! ભવિષ્યમાં એ બાળક વીરશિરોમણી નિવડશે. "

શંકરઃ—મ્હેં પણ એને જ્યારે પ્રથમ શેરખાનના દરબારમાં જોયો ત્યારે મ્હારા મનમાં પણ એવો જ વિચાર ઉપજ્યો હતો. આટલું બધું સાહસ, બુદ્ધિ, તેજ, રૂપ, મધુર કંઠ વગેરેનો સમાવેશ એક જ વ્યક્તિમાં થયેલો ભાગ્યેજ જોવામાં આવે છે. સૂર્યકાન્ત! પહેલાં ત્હેં એ બાળકને જોયો છે કે?

સૂર્યકાન્તે એક નિશ્વાસ મૂકીને કહ્યું:–"હું કાંઇ સમજી શકતો નથી. મ્હને એમ લાગે છે કે, એના જેવી એક બાળિકાને મ્હેં જોઇ હતી."

શંકરે હસીને કહ્યું:–" તું પણ દીવાનો બની ગયો છે કે? મોગલો તો એને જોઇ મંત્રમુગ્ધ બની જઇ 'પરીજાન–પરીજાન' બોલીને ભાન ભૂલી ગયા હતા! તું પણ તેમની માફક ભાન ભૂલી ગયો છે કે? બંગાળાની એક રમણી છદ્મવેશ ધારણ કરી આવાં સ્વદેશહિતનાં કાર્યો કરતી હોય એમ તું ધારે છે?

સૂર્યકાન્તઃ—એમ પણ હું કેવી રીતે કહી શકું? હવે હું એ બાળકની બરાબર તપાસ કરીશ.

પ્રતાપઃ—જો કદાચ એ બાળિકા હોય તો પણ લજ્જિત થવાની જરૂર નથી, 'બંગ રમણીએ અમારો ઉદ્ધાર કર્યો છે, એવા વિચારથી શર્માવાની આવશ્યકતા નથી. વળી જો એ બાળિકા હોય તો તેના મહત્ કાર્યમાં કોઇ કાંઇ અડચણ કરી શકે નહિ એ માટે આપણે સંભાળ રાખવી પડશે.

રાજમહાલના સઘળા કેદીઓને પ્રતાપની આધીનતામાં સ્થાન મળ્યું. ઘણાખરાએ યશોહરમાં રહેવા માટે મકાનો પણ બંધાવ્યાં તથા પરિવારસહ તેઓ યશોહરમાં રહીને પોતાના દિવસ પસાર કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૩ મું.

## પ્રથમ યુદ્ધ.

વિના વિલંબે શેરખાન સમજી શક્યો કે, શિકાર હાથમાંથી છટકી ગયો છે. પોતાની આંખોમાં ધૂળ નાખીને કારાગૃહના સઘળા કેદીઓ પલાયન કરી ગયા છે. એવું જાણવામાં આવતાં તેના ક્રોધનો પાર રહ્યો નહિ, પરંતુ તેનો ક્ષોભ વિશેષ સમય સુધી ટકી શક્યો નહિ. પ્રતિહિંસા કિંવા વૈરનો પ્રચંડ અગ્નિ તેના અંતરમાં સળગી ઉઠ્યો. શેરખાને સમ્રાટ્‌ની અનુમતિ લઇને બંગીય વીરનું દમન કરવાના ઉદ્દેશથી યુદ્ધ જાહિર કર્યું. યથા સમયે પુષ્કળ લશ્કર સાથે લઇને અત્યંત ઉત્સાહથી તે બંગાળા દેશ તરફ અગ્રેસર થયો. સર્વના સમક્ષ મુક્તકંઠે તેણે એવી પ્રતિજ્ઞા કરી કે, "સઘળા રાજદ્રોહીઓના સરદાર પ્રતાપાદિત્ય સહિત તેના સઘળા અનુચરો તથા સહચરોને કેદ કરી તેમને હું સમ્રાટ્‌ સમક્ષ ઉપસ્થિત કરીશ ત્યારે જ હું ખરો શેરખાન!"

બીજી તરફથી ગુપ્ત દૂતે પ્રતાપ પાસે જઇ તેને એવા સમાચાર જણાવ્યા કેઃ—"મહારાજ! શત્રુઓ નજીક આવતા જાય છે—આપ યુદ્ધની તૈયારી કરો."

બુદ્ધિશાળી પ્રતાપે પ્રથમથી જ આવો વિચાર કર્યો હતો. હવે વિશેષમાં તે એમ સમજી શક્યો કે, મોગલોના લોહીથી પૃથ્વીને ભીંજાવ્યા સિવાય બીજો એક પણ માર્ગ નથી."

હિન્દુ પહેરેગીર રામનિધિએ જ શંકર, કુમાર તથા બીજા

સઘળા કેદીઓનો ઉદ્ધાર કર્યો હતો એ વાંચકબંધુઓ જાણે છે. પછીથી રામનિધિ રાજમહાલનો ત્યાગ કરી યશોહરમાં ઉપસ્થિત થયો હતો. પ્રતાપે તેને યથોચિત માન આપી પોતાના દરબારમાં રાખ્યો હતો.

વિનાવિલંબે યમુનાના તીર પ્રદેશે યુદ્ધભૂમિનું સ્વરૂપ ધારણ કર્યું. પ્રતાપનું સૈન્ય બે ભાગમાં વિભક્ત થયું. એક ભાગનો સરદાર શંકર થયો તથા બીજા ભાગનો સરદાર સૂર્યકાન્ત થયો. સુન્દર, દમન વગેરેને સાથે લઇ સ્વયં પ્રતાપાદિત્ય મૂર્તિમાન્ યમની માફક સંહાર-મૂર્તિમાં ઉપસ્થિત થયો. ઝમ ઝમ અવાજ કરતાં રણવાદ્ય વાગી ઉઠયાં. પ્રતાપ ઉચ્ચ તથા ગંભીર સ્વરે હિન્દુ સૈન્યને ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી કહેવા લાગ્યોઃ—" સકળ બંધુઓ! એક વખત કાળી માતાના પવિત્ર નામનો ઉચ્ચાર કરો. એક વખત અંતઃકરણપૂર્વક દુર્ગા નામનું સ્મરણ કરો! જુવો, જેઓ ધર્મના શત્રુ છે, દેવતાના શત્રુ છે, હિન્દુ-ઓના શત્રુ છે એ અત્યાચારી મોગલો તમારા દેશને લૂંટવા આવ્યા છો! મનુષ્યનું મૃત્યુ માત્ર એક જ વખત થાય છે; માટે મરણના ભયને તુચ્છ સમજી સ્વદેશના ઐશ્વર્યનું રક્ષણ કરવા તૈયાર થાઓ. આ જુઓ, પરમ પૂજ્ય માતા અસુરનાશિની વિમાનમાં બેસીને '**माभैः माभैः**' ઉચ્ચાર કરીને તમને આશ્વાસન આપે છે. માતા! તમે ભક્તજનની ઇચ્છા પૂર્ણ કરો."

આમ કહી વીરવર પ્રતાપ અપાર પરાક્રમથી મોગલ સૈન્યપર તૂટી પડવાનો પ્રયત્ન કરવા લાગ્યો. હિન્દુ સૈનિકો ગંભીર અવાજથી માતા કાળિકા અને પ્રતાપાદિત્યના નામોચ્ચાર સહ પ્રતાપની પાછળ પાછળ જવા લાગ્યા. ચોતરફથી 'મારો કાપો'નો ગંભીર ઉચ્ચ સ્વર સંભળાવા લાગ્યો.

બરાબર આ સમયે શંકરે તથા પ્રતાપે મળીને યોગ્ય લશ્કરને

છુપાવી રાખવાનો વિચાર કર્યો. શંકરનું સૈન્ય આગળ વધી મોગલોની ગતિ અટકાવશે તથા કૌશલ્યથી તેમને પોતાના આધીનતામાં લાવી કિંકર્ત્તવ્ય વિમૂઢ બનાવી દેશે તથા એ સમયે છુપાઇ રહેલું પ્રતાપનું સૈન્ય એકાએક પ્રબળ પરાક્રમથી આક્રમણ કરી તેમની સઘળી શક્તિ હરી લેશે એવો તેમણે વિચાર કર્યો.

પુનઃ ભયંકરતા સૂચક રણવાદ્ય વાગી ઉઠયાં. મોગલ સૈન્યે ઉત્સાહથી ઉન્મત્ત બની જઇ વિપુલ વિક્રમથી 'દીન દીન' ના ઉચ્ચારસહ શંકરના સૈન્યપર આક્રમણ કર્યું. પ્રથમથી થયેલા ગુપ્ત સંકેત પ્રમાણે પોતાનો પરાજય થતો હોય એવા ભાવથી સૈન્યસહ પાછળ હઠીને શંકર મદમત્ત મોગલ સૈન્યને એક સંકુચિત સ્થળે લઇ ગયો. એ સ્થળ જંગલ પૂર્ણ હતું. અલ્પબુદ્ધિ શેરખાને એમ જ વિચાર્યું કે, શત્રુ રણમાંથી પલાયન કરી જાય છે; પરંતુ સુચતુર શંકરને જ્યારે એમ માલૂમ પડ્યું કે, તેનો ઉદ્દેશ સફળ થયો છે તથા હવે સહેલાઇથી તે વિજય મેળવી શકે તેમ છે ત્યારે એકાએક તે પોતાના સૈન્યને સંકેત કરી પાછળ હઠતો અટકયો. દેવી કાળિકાના નામોચ્ચારસહ નગ્ન તલવાર હાથમાં રાખી શત્રુઓનો સંહાર કરવા તે અગ્રેસર થયો. તેની આ સમયની ભીમ ભૈરવ મૂર્ત્તિ જોઇ શેરખાન તથા તેના સૈન્યના આશ્ચર્યનો પાર રહ્યો નહિ આ સમયે શંકરે એક સંકેત સૂચક વાજીંત્રનો અવાજ કર્યો. એ અવાજ થતાંની સાથે બીજા અસંખ્ય હિન્દુ સૈનિકો આવી શંકરના સૈન્યમાં ભળી ગયા. હવે શેરખાને વિસ્મય ચકિત બની જઇને જોયું કે, સ્વયં બંગેશ્વર પ્રતાપાદિત્ય દ્વાદશ આદિત્યની માફક સમર ક્ષેત્રમાં ઉદિત થઇને, એ અગણિત હિન્દુ સૈન્યની અધિનાયકતા કરવા લાગ્યો છે. આંખની પલકમાં શંકર તથા પ્રતાપના સૈન્યે અપાર પરાક્રમથી સેંકડો શત્રુઓનો સંહાર કરી નાખ્યો પ્રતાપ,

શંકર અને સૂર્યકાન્તે મળી અગણિત યવન સૈનિકોનો સંહાર કર્યો. હવે મોગલો ‘ અલ્લા ’ શબ્દનો ઉચ્ચાર કરવા સુદ્ધાં અશક્ત બની ગયા. તેઓ જોત જોતામાં પોતાની જીવનલીલા પૂર્ણ કરી જવા લાગ્યા.

સમરક્ષેત્રમાં રક્તગંગા વહેવા લાગી. એ ગરમ રક્ત પ્રવાહમાં ઘોડાઓના પગ ભીંજાવાથી તેઓ વારંવાર ખોંખારા કરવા લાગ્યા. શેરખાને વિચાર્યું કે, તેને તેની ધૃષ્ટતાનો બરાબર બદલો મળ્યો છે હવે વિના કારણ સમરક્ષેત્રમાં હાજર રહી સૈન્યનો વિનાશ કરવો વૃથા છે. અવશિષ્ટ રહેલા સૈન્યસહ પલાયન કરી જવામાં જ કલ્યાણ છે. સંકેતદ્વારા શેરખાને પોતાનો મનોભાવ સૈનિકોને જણાવ્યો, તથા પ્રાણભયથી નક્ષત્રગતિથી તેણે પોતાનો ઘોડો દોડાવી મૂક્યો સૈનિકોએ પણ પોતાના સેનાપતિનું અનુસરણ કર્યું.

પ્રતાપ અને શંકરનું સૈન્ય વિજયધ્વનિ કરતું કરતું મોગલ સૈન્યની પાછળ પડ્યું તથા એ સૈન્યને પાંચ ગાઉ સુધી હાંકી કાઢીને પ્રફુલ્લ અંતઃકરણથી પાછું ફર્યું.

પરાજિત થયેલા મોગલ સૈન્યની ઘણી યુદ્ધ સામગ્રી પ્રતાપને પ્રાપ્ત થઈ, તથા યથા સમયે અંતરના આનન્દથી યશોહરેશ્વરીની પૂજા કરીને તે કૃતાર્થ થયો.

વિજળીના જેવી ગતિથી આ વિજયવર્તમાન બંગાળામાં સર્વત્ર ફેલાઈ ગયા. બંગાળાના રાજાઓએ હવે અંતઃકરણપૂર્વક પ્રતાપના પક્ષનું સમર્થન કર્યું, તથા સર્વ પોતપોતાની શક્તિ પ્રમાણે મોગલોની વિરુદ્ધ ઉભા થયા.

સમ્રાટ્ અકબરની વિરુદ્ધ બંગાળી વીરના આ પ્રથમ યુદ્ધે ઇતિહાસને ઉજ્વળ કરી રાખ્યો છે.

# પ્રકરણ ૧૪ મું.

## દ્વિતીય યુદ્ધ.

હવે સમ્રાટ્ અકબરનું સિંહાસન ડગમગી ઉઠયું. તેણે ઇબ્રાહિમખાન નામના એક મુખ્ય સેનાપતિને ઘણા સૈન્ય સામંત સહ પ્રતાપનું દમન કરવા માટે બંગાળા દેશમાં મોકલ્યો. ઇબ્રાહિમખાન ઘણા આડંબરથી સમ્રાટ્ પાસેથી વિદાય થયો. વિદાય થતી વખતે અભિમાનસૂચક સ્વરે તે એમ કહેતો ગયો કે, "જહાંપનાહ! હું એ હિન્દુ કાફરનું છિન્ન મસ્તક આપ નામદારને મોકલી આપીશ અને તેમ નહિ બને તો છેવટે એ નિમકહરામને તેના સાથીદાર સહ કેદ કરી બાદશાહ સલામતને સંતોષ આપી કૃતાર્થ થઇશ."

દિલ્હીથી નૌકામાર્ગે રાજમહાલ જઇને પ્રથમ ઇબ્રાહિમખાને મુકામ કર્યો. રાજમહાલમાં થોડા દિવસ વિશ્રામ લઇ તથા ત્યાંથી બીજું કેટલુંક સૈન્ય મેળવી ઇબ્રાહિમખાન સપ્તગ્રામ જઇ પહોંચ્યો.

પ્રતાપના ગુપ્ત દૂતે આ સમાચાર પ્રતાપને જણાવી દીધા. પ્રતાપે વિના વિલંબે શત્રુદમનની સઘળી વ્યવસ્થા કરી નાખી.

ધીમે ધીમે ઇબ્રાહિમખાન પણ આગળ વધવા લાગ્યો. તેણે આધુનિક ઑડિશા–બેહાલા પાસે ઉપસ્થિત થઇને ત્યાં છાવણી નાખી. આ સ્થળે પ્રતાપનો રાયગઢ નામનો એક દુર્ગ હતો. પ્રથમ તો ઇબ્રાહિમે એ દુર્ગને ઘેરો ઘાલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ સૂર્યકાન્ત અને બીજા કેટલાક બંગાળી બહાદુરોએ તેના એ પ્રયત્નને વ્યર્થ કરી નાખ્યો. તેમણે રાત્રિના સમયે મોગલ છાવણીમાં આગ સળગાવી સઘળા મો-

ગલોને વ્યાકુળ બનાવી દીધા. ઇબ્રાહિમે વિચાર્યું:—"જો આ સામાન્ય દુર્ગ હસ્તગત કરવા માટે હું મ્હારા સકળ સૈન્યનો નાશ કરીશ તો પ્રતાપાદિત્યનો પરાજય કરી શકાશે નહિ. આમ હોવાથી અત્રે માત્ર થોડું સૈન્ય રાખી પ્રથમ માતલાદુર્ગને હસ્તગત કરવાની જરૂર છે." માતલાદુર્ગ સુન્દરવનની દક્ષિણ દિશાએ આવેલો હોઇ તે પ્રતાપના કેન્દ્રસ્થળ સ્વરૂપ હતો. માતલા હસ્તગત કરવાથી પ્રતાપનો સહેલાઇથી પરાજય કરી શકાશે એવી ઇબ્રાહિમખાનની દૃઢ માન્યતા હતી. તે યથા સમયે માતલા દુર્ગ પાસે જઇ પહોંચ્યો. સૂર્યકાન્ત વગેરે વીર નરો પણ તેનું અનુસરણ કરીને પ્રતાપ્ર પાસે ઉપસ્થિત થયા. તેમણે પોતાના અંતરમાં એવો વિચાર કર્યો હતો કે, રાયગઢમાં મોગલોના મનમાં ભય ઉપજાવેલો હોવાથી હાલ તરત તેઓ રાયગઢપર અધિકાર મેળવવાનું સાહસ કરશે નહિ.

પેલી તરફથી વીરવર પ્રતાપ અને શંકર એ સૈન્ય વિભાગના અધિનાયક થઇને જમીન માર્ગ રોકી રહ્યા તથા બળવાન્ ફિરંગી રોગ અગણિત સૈન્યનો અધિનાયક થઇને જળ માર્ગનું રક્ષણ કરવા લાગ્યો. સૈન્યસહ ઇબ્રાહિમખાન માતલા દુર્ગ પાસે ઉપસ્થિત થયો એટલે પ્રતાપે પોતે જ ગંભીર ગર્જનામય: તોપનો અવાજ કર્યો. વિરુદ્ધ પક્ષે પણ તોપનો ઉત્તર તોપથી જ આપ્યો.

વિના વિલંબે સમરાગ્નિ સળગી ઉઠયો. સુશિક્ષિત બંગીય હિન્દુ સૈનિકોના હાથે ઘણા મોગલો ધરાશાયી થયા. પૃથ્વીપરની ધૂળ લોહીથી ભીંજાઇ ગઇ, અને સરિતાનું જળ લાલ બની જઇને વહેવા લાગ્યું. એ દિવસે પ્રતાપ સાક્ષાત ભવાનીના વીરપુત્રરૂપે સમરક્ષેત્રમાં ઉપસ્થિત થયો હતો, અને દનુંજદલની દાક્ષાયણી જાણે કે તેના સેનાપતિરૂપે અવતીર્ણ થઇને ભક્તની ઇચ્છા પૂર્ણ કરતી હતી.

બંગાળી વીરવરનું આવું અતુલ પરાક્રમ તથા યુદ્ધકૌશલ જોઇને ઇબ્રાહીમ વિસ્મિત બની ગયો. આવી રીતે કેટલાક દિવસ સુધી સતત યુદ્ધ ચાલ્યું. જળમાર્ગે રોડા તથા તેના સૈન્યે અને સ્થળમાર્ગે પ્રતાપ અને શંકરના સૈન્યે યુદ્ધ કરીને પ્રાયઃ સકળ મોગલોનો વિનાશ કરી નાખ્યો. 'હવે યુદ્ધ કરવું વૃથા છે; આ પ્રસંગે કોઇ પણ પ્રકારે પ્રાણનું રક્ષણ કરી પલાયન કરી જવામાં જ કલ્યાણ છે.' એવો વિચાર કરી ઇબ્રાહિમે યુદ્ધભૂમિનો ત્યાગ કર્યો. વિજયી હિન્દુ સેના આંતરિક આનન્દથી ઇષ્ટદેવતાનું સ્મરણ કરતી કરતી બંગેશ્વર. પ્રતાપાદિત્યના કલ્યાણની કામના કરવા લાગી. બીજી તરફ રાયગઢમાં જે મોગલ સૈનિકો હતા તેઓ ઇબ્રાહિમનો પરાજય થવાના સમાચાર સાંભળી ભયભીત બની જઇ કયાં પલાયન કરી ગયા તેનો કાંઇ પત્તો જ લાગ્યો નહિ.

હવે પ્રતાપે બંગાળાના કોઇ પણ સ્થળે મોગલોનું રાજચિહ્ન નહિ રહેવા દેવાનો પોતાના મન સાથે સંકલ્પ કર્યો. તેણે પોતાનું નૌકાબળ પ્રથમના કરતાં ઘણું વધારી દીધું. અત્યાર સુધી મોગલો જ્યારે તેની ગતિ અટકાવવાને આવતા હતા ત્યારે તે તેમની ગતિનો પ્રતિરોધ કરતો હતો; પરંતુ હવે તેણે પોતે જ મોગલો ઉપર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો.

સૈન્યસહ પ્રથમ પ્રતાપે સપ્તગ્રામ ઘેરી લીધું. સપ્તગ્રામ એ સમયે બંગાળાનું એક સુપ્રસિદ્ધ નગર હતું. સપ્તગ્રામના મોગલ રાજ્યાધિકારીઓ ખજાનો વગેરે જેમનું તેમ રહેવા દઇ પલાયન કરી ગયા. પ્રતાપે ખજાનો તથા બીજી સઘળી વસ્તુઓ લૂંટી લીધી.

આ સમયે ઉત્કલ પ્રદેશના રાજાઓ અને પ્રતાપના કૃપાકાંક્ષી પઠાણોએ પણ સાહસ મેળવી બની શકે તેટલું મોગલોનું અનિષ્ટ કર્યું.

સપ્તગ્રામ પછી પ્રતાપે રાજમહલપર આક્રમણ કર્યું. આ સ્થળે પણ એ વીર બંગાળીએ પોતાના અસામાન્ય સાહસનો પરિચય કરાવ્યો. પછી તેણે અદમ્ય તેજથી પટણાના દુર્ગપર આક્રમણ કર્યું. પટણા બિહારનું મુખ્ય નગર હતું આ મહાનગરને આક્રમણ કરી એ પ્રસંગે બંગાળી વીરવરોએ જે અસાધારણ વીરત્વ પ્રદર્શિત કર્યું હતું એ પૃથિવીની કોઇ વીર જાતિનું આદર્શ સ્થળ હતું.

"મહાભાગ પ્રતાપ પટણાના દુર્ગને લૂંટી લઇ ત્યાંની સમસ્ત ધન-રત્નસંપત્તિ યશોહર લઈ ગયો, તથા બિહાર પ્રદેશમાં કેટલાક દિવસ માટે આત્મપ્રાધાન્ય કાયમ રાખીને તેણે સ્વજાતિનું મુખ ઉજ્વળ કર્યું.

---

## પ્રકરણ ૧૫ મું.

---

### તૃતીય યુદ્ધ.

ઈબ્રાહિમખાનનો પરાજય થવાના સમાચાર યથા સમયે સમ્રાટ્ અકબરના જાણવામાં આવ્યા. યથાક્રમે સકળ વર્તમાન તેના જાણવામાં આવ્યા. કેવા કૌશલથી પ્રતાપ આવા શિક્ષિત મોગલ સૈન્યને પરાજિત કરવા સમર્થ થયો છે,-બંગાળા દેશના સઘળા રાજા અને જમીનદારોને પ્રતાપ કેવા ઉપાયથી પોતાના પક્ષમાં લઈ શક્યો છે, પ્રતાપનું અર્થબળ અને લોકબળ કેવું છે, સૈન્યની કેવી સ્થિતિ છે વગેરે અનેક વિચારો ચતુરચુડામણી અકબરના અંતરમાં ઉત્પન્ન થવા લાગ્યા. લોકોના મુખે જે હકીકત તેના સાંભળવામાં આવી તેથી તે વિસ્મિત બની ગયો. જો કે કૂટ તથા ગંભીર વિષયોમાં બંગાળીઓની માનસિક શક્તિ સારું કાર્ય કરી

શકે છે; કિન્તુ પ્રતાપને આવું આશ્ચર્યજનક રણકૌશલ આવડતું જોઇ સમ્રાટ્નો તે શત્રુ હોવા છતાં સમ્રાટે પોતાના મન સાથે તેની ઘણી પ્રશંસા કરી.

એક ઉમરાવે વિસ્મિત થઇને પૂછ્યું;–"જહાંપનાહ! કાફરોનું રણકૌશલ જોઇ આપ મુગ્ધ બની ગયા છો?"

અકબરે તત્કાળ ઉત્તર આપ્યો:–"હા, એ બંગાળી વીર સામાન્ય માણસ નથી. પ્રતાપના જેવા બેચાર બંગાળીઓની શક્તિ એકત્રિત થાય તો બંગાળામાં મોગલોનું નામ વિશેષ દિવસ સુધી રહે નહિ. એવી મ્હારી દૃઢ માન્યતા છે. તેની બુદ્ધિ તથા કાર્યદક્ષતાનું દર્શન કરી ખરેખર મુગ્ધ બની ગયો છું. પ્રતાપ આગ્રામાં જ્યારે મ્હારા દરબારમાં બેસતો હતો ત્યારે તેના પ્રતિભાદર્શક મુખાવયવનું દર્શન કરી હું એવો વિચાર કરતો હતો કે એ સામાન્ય યુવક નથી. તે જે કાંઇ જોતો હતો તેનું સકળ જ્ઞાન ધ્યાનથી મેળવતો હતો. મ્હારાં સકળ કાર્યો તે કેવી તીક્ષ્ણ દૃષ્ટિથી જોતો હતો તેનું તમને જ્ઞાન નથી કે? શત્રુ હોય યા મિત્ર હોય; પરંતુ સદ્ગુણની પ્રશંસા કોણ નથી કરતું? પ્રતાપ મ્હારો મુખ્ય શત્રુ છે ખરો–તેનામાં બીજા કેટલાક દોષ પણ છે; પરંતુ તેના જે ગુણો પ્રશંસા યોગ્ય છે તેની પ્રશંસા તો કરવી જ જોઇએ. હું તેનું દમન કરી તેની વિશ્વાસઘાતકતાનો યથોચિત પુરષ્કાર પણ તેને અવશ્ય આપીશ."

ઉમરાવ:–જહાંપનાહ! આપના આવા ઉન્નત ઉદાર ચરિત્ર ગુણ-થી જ સર્વજનની ભક્તિશ્રદ્ધા આપ મેળવી શક્યા છો! મુખ્યત્વે કરી-ને હિન્દુ મુસલમાનોને એક કરવાની આપની આંતરિક ઇચ્છા હોવા-થી જ સર્વત્ર આપના 'દિલ્હીશ્વરો વા–

ઉમરાવનું વાક્ય પૂર્ણ થતાં પૂર્વે જ અકબરે કહ્યું:–"હમણાં

આ સઘળી નિરુપયોગી વાતચિતનો ત્યાગ કરી શું કરવું તેનો વિચાર કરવાની જરૂર છે. પ્રતાપ પર વિજય મેળવવા માટે આપણે કયો માર્ગ સ્વીકારવો ? ”

ઉમરાવઃ—ગરીબપરવર ! ઇબ્રાહિમખાન જોઇએ એવો દૂર-દર્શી વિચક્ષણ પુરુષ નહોતો. તે એમજ કહીને વિદાય થયો હતો કે, ‘ કાફરોની સાથે મોગલોનું યુદ્ધ ! જેઓ માત્ર નગ્ન તલ્વાર જોવામાં આવતાં ભય પામીને પલાયન કરી જાય છે તેઓ શું યુદ્ધ કરવાના છે ! ’ મનમાં આવા ગર્વનું પોષણ કરવાથી કોઇ કાર્ય સારી રીતે સિદ્ધ થઇ શકે ખરું કે ? મ્હને લાગે છે કે, ઇબ્રાહિમખાને જોઇએ એવી સાવધાનતા નહિ રાખી હોય. તે બંગાળીઓની સૂક્ષ્મ બુદ્ધિની અંદર પ્રવેશ નહિ કરી શક્યો હોય. આ પ્રસંગે જો યોગ્ય માણસને આ કાર્ય સોંપવામાં આવશે તો સહેલાઇથી સફળતા પ્રાપ્ત થશે.

પછીથી સર્વની સંમતિથી આ કાર્ય મહાબળ આજિમખાનને સોંપવામાં આવ્યું. નવીન ઉત્સાહથી આજિમખાનના આગમનના સમાચાર પ્રતાપના જાણવામાં આવ્યા. આ વખતે તેણે એક નવીન ઉપાયનું અવલંબન કર્યું. તેણે કોઇ પણ પ્રકારનો પ્રતિરોધ કર્યા સિવાય આજિમને બંગાળા દેશમાં આવવા દીધો. પટણા, રાજમહલ વગેરે સ્થળે પોતાના સૈન્યને પ્રતાપે ગુપ્ત રીતે એવો સંદેશો પહોંચાડી દીધો કે, કોઇ આજિમની ગતિમાં બાધા કરે નહિ. ઉલટું જરૂર જણાય તો તેમણે આજિમની આધીનતા સુદ્ધાં સ્વીકારવી.

પ્રતાપના આદેશ અનુસાર કાર્ય થયું. સર્વેએ આજિમની આધીનતા સ્વીકારી. મૂર્ખ આજિમને આથી ઘણો ગર્વ ઉપજ્યો. તેણે સ્વગત વિચાર્યું:—“ આ વખતે સમ્રાટે કોને સેનાપતિ કર્યો છે ? જ્યાં જ્યાં આ બહાદુર આજિમખાનના પગ પડે ત્યાં ત્યાં વિદ્રોહીઓ

શાન્ત ન રહે તો શું કરે? આ કાંઇ શેરખાન કે ઇબ્રાહિમખાન નથી. ગમે તેમ પણ હવે વિદ્રોહીઓના નેતા પ્રતાપાદિત્યને એક વખત કેદ કરવાથી કાર્યોદ્ધાર થઇ જશે!"

સ્થૂળ બુદ્ધિવાળો આજિમ વીસ હજાર મોગલ સૈનિકો લઇ ઘણા દમામથી આગળ વધવા લાગ્યો. કોઇ પણ સ્થળે તેને યુદ્ધમાં ઉતરવાની તકલીફ લેવી પડી નહિ. મૉજ શૉખ ઉડાવતો તે કલકત્તા નજીક જઇ પહોંચ્યો તથા ત્યાં છાવણી નાખીને નિશ્ચિંતતાથી બાદશાહી સુખ ભોગવવા લાગ્યો.

પ્રતાપે સ્વગત વિચાર્યું:—"નહિ નહિ, હવે મ્હારે ચુપકીદીથી બેસી રહેવું જોઇએ નહિ. હવે મોગલોને યથોચિત સજા કરવાની જરૂર છે."

કહેવાની જરૂર રહેતી નથી કે, પ્રતાપ યુદ્ધમાં ઉતરવા માટે પ્રથમથી જ તૈયાર થઇ રહ્યો હતો. હવે સુયોગ મળતાં એક દિવસે ગંભીર રાત્રે તેણે એકાએક મોગલોની છાવણી પર હુમલો કર્યો. આ યુદ્ધનો સેનાપતિ વીરશ્રેષ્ઠ શંકર હતો.

ભોગવિલાસ ભોગવવામાં જ જીવનની સાર્થકતા સમજતું મોગલ સૈન્ય આ સમયે વિલાસશય્યામાં સૂઇ રહીને સુખસ્વપ્નનું દર્શન કરતું હતું. એવામાં પ્રચંડ ગર્જનાઓ સાંભળી તે ચમકી ઉઠ્યું. શા કારણથી પ્રચંડ ગર્જનાઓ થવા લાગી તે પણ એ સમજી શક્યું નહિ. કિંકર્તવ્ય વિમૂઢ બની જઇ જડની માફક તે પડી રહ્યું. કોઇએ સુખ નિદ્રાનો આળસને લીધે ત્યાગ નહિ થઇ શકવાથી માત્ર પાસું ફેરવ્યું! સેનાપતિ પોતે પણ થોડીવાર આમ તેમ પાસાં ફેરવી એકાએક ઉઠી ઉભો થયો.

આજિમે અંધકારમાં હિન્દુ સૈન્યને શિબિરનો ભેદ કરતું જોયું.

ચારે તરફ ધુમાડો ભરાઇ ગયો હતો. પ્રલયકાળના જેવો કોલાહલ થતો હતો. આવા અંધકારમાં શત્રુમિત્રને ઓળખી શકવાનું કામ મુશ્કેલી ભર્યું હોવાથી જેના હાથમાં જે શિકાર આવ્યો તેણે તેના પ્રાણનો નાશ કર્યો. હિન્દુઓએ કેટલાક હિન્દુઓને તથા મોગલોએ પણ કેટલાક મોગલોને મારી નાખ્યા. જોતજોતાંમાં મોગલોની છાવણીમાં અગ્નિ સળગી ઉઠયો. આથી પ્રાણભયથી મોગલ સૈનિકો જે દિશા તરફ માર્ગ જણાયો તે તરફ પલાયન કરી ગયા.

આજિમ નિરુપાય થયો. કેટલાક મુખ્ય મોગલોને બોલાવીને તેણે કહ્યું:—" આપ ઇચ્છાપૂર્વક યુદ્ધમાં આવ્યા છો માટે બની શકે તેટલા આપણા સૈન્યનો બચાવ કરો; નહિ તો આ કમબખ્ત કાફરો આપણી પાયમાલી કરી નાખશે."

પુનઃ થોડું મોગલ સૈન્ય એકત્ર થયું. જેને જે હથિયાર મળી આવ્યું તે તેણે લઇ લીધું. પછી તેઓ યુદ્ધ કરવા લાગ્યા. શંકરે જોયું કે, થોડું મોગલ સૈન્ય અલ્પકાળમાં જ અસ્ત્રશસ્ત્રાદિ લઈ યુદ્ધ કરવા તૈયાર થયું છે તથા એ સૈન્ય ઘણા પરાક્રમથી યુદ્ધ કરે છે. એ મોગલ સૈન્યે ઘણા હિન્દુઓનો સંહાર કરી નાખ્યો.

આમ છતાં આજિમ સમજી શકયો કે, આ યુદ્ધમાં વિજય મળી શકે તેમ નથી. પલાયન કરી ગએલા સૈન્યને એકત્ર કરવા જતાં અવશિષ્ટ રહેલું સૈન્ય પણ માર્યું જાય તેમ હતું. તદુપરાંત હિન્દુસૈન્ય આ પ્રસંગે ઘણા ઉત્સાહથી અને પ્રચંડ પરાક્રમથી શત્રુઓને હંફાવતું હતું.

રાત્રિ વીતિ. ઉષાનું આગમન થયું. આજિમે વિચાર્યું:—" હવે પ્રયત્ન કરવો વૃથા છે. આ વખતે તો જીવ બચાવી નાસી જવામાં જ શ્રેય છે. જો કદાચ ફરીથી મ્હારે બંગાળામાં આવવું પડશે તો કાફરોની આવી દુષ્ટ બુદ્ધિમાં પ્રથમ જ પ્રવેશ કરવો પડશે."

શેરખાન તથા ઇબ્રાહિમખાનની માફક આજિમખાન પણ રણ-ક્ષેત્રનો ત્યાગ કરી પલાયન કરી ગયો. યથા સમયે આ સમાચાર પણ સમ્રાટ્ અકબરના જાણવામાં આવ્યા.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### મોગલોનો પરાજય.

વારંવાર મોગલ સૈન્યનો પરાજય થતો હોવાથી શહેનશાહ અકબર સહજ ચિંતાતુર બની ગયો. શું બંગાળામાંથી મોગલોના નામનો નાશ થશે? શું બંગાળીઓ એવા બહાદુર બની ગયા છે કે જેઓ પ્રબળ પ્રતાપી મોગલોને ચિરકાળ માટે બંગાળામાંથી હાંકી કાઢશે? આ વાતનો સમ્રાટ્ વિશ્વાસ રાખી શક્યો નહિ.

દરબારમાં બેસી અમીર ઉમરાવો સાથે મસલત કરતાં છેવટે એવો નિર્ણય થયો કે, બંગાળા પર વિજય મેળવવાનું કાર્ય માત્ર એક જ વ્યક્તિને નહિ સોંપતાં કેટલાક વિશિષ્ટ, બુદ્ધિમાન્ તથા કૌશલી પુરુષોને એ કાર્ય સોંપવું. કોઇ પણ રીતે બંગાળામાં ઉપસ્થિત થયેલા વિદ્રોહનું દમન કરવું જ જોઇએ. એક એક કરતાં ઘણાં વર્ષ પસાર થઈ ગયાં છે. બંગાળામાંના મોગલોના રાજત્વનો નાશ થવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. એક પાઇ પણ કર વસુલ આવતો નથી. રાજા તથા જમીનદારો શહેનશાહની આધીનતામાંથી નીકળી ગયા છે. આ સઘળી પરિસ્થિતિનો વિચાર કરી અકબરે કહ્યું:— "બંગાળાનો આ મહાન્ વિદ્રોહ શાન્ત કરવાને માટે જેટલું દ્રવ્ય

તથા જેટલા સૈન્યની જરૂર હોય તે આપવા હું તૈયાર છું. કોઇ પણ રીતે બંગાળાને આપણે આપણા અધિકારમાંથી જવા દેવો જોઇએ નહિ. એક સામાન્ય બંગાળી યુવક પ્રતાપ મોગલોના યુદ્ધ નૈપુણ્ય પર જય મેળવશે? અસંભવ! સેનાપતિઓ બંગાળા દેશમાં જઇ વિલાસી બની જાય છે–યુદ્ધ–વિગ્રહને ભૂલી જાય છે. તેથી જ આમ થાય છે! હું એવી આશા રાખું છું કે, જે સઘળા વીર હવે બંગાળા દેશમાં વિદ્રોહ દમન કરવા જશે તેઓ જય પરાજયનો સંતોષ જનક ઉત્તર આપવાને સમર્થ ન થાય તો તેમણે પુનઃ આ રાજ્યમાં ઉપસ્થિત થવું નહિ. આત્માભિમાની બંગાળીઓમાં અરસપરસ વિરોધ ઉપજાવવાથી સહેલાઇથી આપણો ઉદ્દેશ સિદ્ધ થશે.”

અકબરના આ ઉપદેશનું વિસ્મરણ કોઇએ કર્યું નહિ. આ વાત અક્ષરે અક્ષર સત્ય હતી. અકબર દૂરથી જ બંગાળીઓના ચરિત્રની આવી દુર્બળતા સમજી શક્યો હતો.

હવે બાવિશ મ્હોટા અમીરોએ સ્વેચ્છાથી આ ગંભીર કાર્યનો ભાર ઉપાડી લીધો. અકબરે ઘણું દ્રવ્ય, યુદ્ધોપયોગી વસ્તુઓ તથા અગણિત સૈન્યસહ તેમને બંગાળા દેશ તરફ મોકલી દીધા.

આ વખતે પણ પ્રતાપે પ્રથમના જેવી રીત રાખી. વિના વિઘ્ને તેણે મોગલોને પોતાના અધિકારમાં પ્રવેશ કરવા દીધો. દાંભિક અમીરો વિચારવા લાગ્યાઃ–“ આ જ વિદ્રોહી બંગાળા દેશ છે. અહીંના લોકોને પદાઘાતથી પૃથ્વીપર ધૂળ ચાટતા કરવામાં આવશે તોપણ કોઈ કાંઇ બોલશે નહિ! બંગાળાના સઘળા લોકો વિદ્રોહી છે.”

એ અમીરોના સૈન્યે બંગાળા દેશમાં અમાનુષિક અત્યાચારનો આરંભ કરી દીધો. સ્વદેશભક્ત બંગાળીઓએ પોતાનાપર થતો રાક્ષસી અત્યાચાર અટકાવવાનો કાંઈ પ્રયત્ન કર્યો નહિ; કેમકે પ્રતાપે તેમને

એવું જણાવી દીધું હતું કે, "બંધુઓ! ચુપકીદીથી સઘળું દુઃખ સહન કરજો. ચિરકાળના કલ્યાણની પ્રાપ્તિ માટે વર્તમાન પ્રસંગના કષ્ટ તરફ તમે નજર સુદ્ધાં કરશો નહિ." સર્વેએ પ્રતાપની આ સૂચનાનું સર્વાંશે પ્રતિપાલન કર્યું. આમ છતાં બુદ્ધિહીન મોગલો સમજી શકયા નહિ કે પ્રતાપ શા માટે યુદ્ધ કર્યા સિવાય કિંવા લોહી રેડયા સિવાય તેમને સર્વ સ્થળે સ્વચ્છંદતાથી પ્રવેશ કરવા દે છે? શા માટે તે પ્રજાના રુદન, દુઃખીજનોના આર્ત્તનાદ તરફ ધ્યાન આપતો નથી? મોગલોએ કોઈનું સર્વસ્વ લૂંટી લીધું, કોઇનાં ઘરબાર બાળી નાખ્યાં અને કોઇનાં ક્ષેત્રોનો વિનાશ કર્યો. કોઇ કોઇ સ્થળે દેવમંદિરોને જમીનદોસ્ત કરી નાખી તેઓ પોતાની હિંસાવૃત્તિ શાન્ત કરવા લાગ્યા. આટલું બધું થવા છતાં પ્રતાપ વિચલિત થયો નહિ.

મોગલોએ જોયું કે, "કાફરો યુદ્ધ કરવાને ઇચ્છતા નથી! છેવટ થયેલાં ઉપરાઉપરી યુદ્ધોથી કાફરોનું સર્વસ્વ ચાલ્યું ગયું હશે તેથીજ આ વખતે યુદ્ધનાં ચિહ્ન જણાતાં નથી. આ વખતે કદાચ વિદ્રોહીઓનો સરદાર પ્રતાપ શહેનશાહની આધીનતા સ્વીકારી પોતાના અપરાધોની ક્ષમા માગે તો એ બનવા જેવું છે."

ધીમે ધીમે અમીરો યશોહર પાસે જઈ પહોંચ્યા. છેવટે તેમણે એકબીજાની સાથે મસલત કરી પ્રતાપની પાસે દૂત મોકલ્યો.

પ્રતાપે દૂતના હાથમાં બેડી તથા તલ્વાર જોઇને પૂછ્યું:– "ત્હારો શો ઉદ્દેશ છે?"

દૂતે કહ્યું:–"સેનાપતિએ આપને માટે આ ભેટ મોકલી છે. આપ વીર છો. જે વસ્તુ યોગ્ય લાગે તેનો સ્વીકાર કરો."

પ્રતાપે તીક્ષ્ણ દૃષ્ટિથી દૂત તરફ જોયું. આ સમયે તેનાં નેત્રો ક્રોધથી લાલચોળ બની ગયાં હતાં. તેણે કહ્યું:–"તમે આટલા બધા

અભિમાની બની ગયા છો? ત્હારી પાસેની તલ્વાર હું લઉં છું. જો મરજી હોય તો બેડી પણ અહીં રાખી જા; એ બેડી જ હું ત્હારા દાંભિક અમીરોને પહેરાવીશ. ભાગ્યયોગથી જો કદાચ તું જીવતો રહી કેદમાં પકડાઇશ તો જોઇ શકીશ કે પાસે જે યમુના કાળું જળ હૃદયપર ધારણ કરી વહે છે તે સત્વર યવનોના ઉષ્ણ શોણિતથી રંગાઇને વહેશે."

આ વાકયો સાંભળી ધબકતા હૃદયે દૂત ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૭ મું.

### પ્રતિજ્ઞાપાલન.

વર્ષાઋતુનો આરંભ થયો હતો. પ્રતાપ, શંકર અને સૂર્યકાન્તે મળીને એવો વિચાર કર્યો કે, "યુદ્ધ થશે એ ચોક્કસ છે; પરંતુ વર્ષાઋતુ બરાબર બેસે અને યુદ્ધ થાય તો તેથી કલ્યાણ છે. આ વખતે મોગલોની સૈન્ય સંખ્યા વિશેષ છે. વર્ષાઋતુ બરાબર બેસશે અને મોગલો યુદ્ધ કરવા આવશે તો તેના સ્વાસ્થ્યનો ભંગ થયા સિવાય રહેશે નહિ. તેઓ પોતાની જાતે જ અશક્ત બની જશે. તદુપરાંત એ સમયે તેઓ ખાદ્ય તથા પેય સામગ્રી પણ મેળવી શકશે નહિ."

થયું પણ તેમજ. બીજી તરફ મોગલો યુદ્ધની તૈયારી કરવા લાગ્યાં. યથા સમયે વૃષ્ટિ થઇ. અવિશ્રાન્ત વૃષ્ટિથી બંગભૂમિ ભીંજાઇ ગઈ. જળ સ્થળ સઘળું એકાકાર થઇ ગયું. સૂર્યનું મ્હોં પણ ભાગ્યે જ દેખાતું હતું. મોગલ છાવણીમાં અનેક અડચણો ઉત્પન્ન થવા લાગી.

વિવિધ પ્રકારના સર્પ, ઝેરી કીટ વગેરેથી તેમની દુર્દશાનો પાર રહ્યો નહિ. તે ઉપરાંત જ્વર અને ઉદરરોગથી ઘણાખરા મોગલો રોગી બની ગયા તથા તેઓમાંના કેટલાકનો જીવનદીપ પણ બુઝાઇ ગયો.

મોગલોની આવી દુર્દશાના સમાચાર ગુપ્તદૂત દ્વારા પ્રતાપના જાણવામાં આવ્યા. દૂતે વિશેષમાં એમ પણ કહ્યું કે. "મહારાજ! આ યોગ્ય સમય છે. યવનો પર વિજય મેળવવાનો આવો સુયોગ પુનઃ ભાગ્યે જ મળશે."

શુભ દિવસે શુભ ક્ષણે પ્રતાપે પોતાના સઘળા વીર સહચરો, અગણિત હિન્દુ સૈન્ય તથા યુદ્ધ સામગ્રી લઇને ચોતરફથી મોગલોપર આક્રમણ કર્યું. થોડા દિવસ સુધી અવિશ્રાન્ત ભયંકર યુદ્ધ ચાલ્યું. મોગલો પ્રત્યેક ક્ષણે પરાજય પામી માર્યા જવા લાગ્યા; પરંતુ આ યુદ્ધમાં તેમની સન્ય સંખ્યા ઘણી વધારે હતી; તેથી જ તેઓ છત્રભંગ થયા નહિ; પરંતુ છેલ્લા દિવસના મહા ભયંકર યુદ્ધમાં કેટલાક મોગલ સેનાપતિઓના પ્રાણનો નાશ થવાથી સૈનિકો રણક્ષેત્રમાંથી પલાયન કરી જવાનો પ્રયત્ન કરવા લાગ્યા. કેટલાક મોગલો રોગશોકથી માર્યા ગયા, કેટલાક યુદ્ધમાં માર્યા ગયા અને કેટલાક યુદ્ધક્ષેત્રમાંથી જીવ બચાવવાની ઇચ્છાથી પલાયન કરી ગયા. તે સિવાય કેટલાક સ્વેચ્છતાથી પ્રતાપના કેદી થયા અને કેટલાકને પ્રતાપના સૈન્યે કેદ કર્યા. અંતે ઘણા થોડા મોગલ સૈનિકો સિવાય યુદ્ધક્ષેત્રમાંથી કોઈ પલાયન કરી શક્યું નહિ.

યવનોના લોહીથી પૃથિવીને અભિષિક્ત કરી ભાગીરથી તીરે જઇને શંકર બેઠો. પ્રભાતકાળનો શીતળ તથા શાન્તિકર વાયુ વિહરતો હતો. હજી સૂર્યરશ્મિ પ્રખર થયાં નહોતાં. હજી પણ પંખીઓએ પ્રભાતગાન ગાવાની મમતાનો ત્યાગ કર્યો નહોતો. અદ્યાપિ જીવન-

સંગ્રામમાં જગતનાં મનુષ્યો પ્રવૃત્ત થયાં નહોતાં. હજી મુખપર વિરક્તિ, ક્રોધ, તિરસ્કાર, હિંસા અને કપટતાના ભાવ ફુટી નીકળ્યા નહોતા. સ્વપ્નના જેવી એક પ્રકારની અસ્ફુટ આનંદસ્મૃતિએ હજી પણ હૃદયને જાગ્રત રાખ્યું હતું. બરાબર આ સમયે સ્વદેશભક્ત મહાપ્રાણ શંકર ભાગીરથીના કિનારે જઇને બેઠો. એક વખત તેણે પૂર્વાકાશમાં જ્યોતિ પ્રસારતા ભગવાન્ પ્રભાકર તરફ દૃષ્ટિ કરી. આ સમયે તેનાં નેત્રોમાં અશ્રુનાં બે બિંદુઓ ઉપસી આવ્યાં. એ અશ્રુબિંદુ કોઇના જોવામાં આવ્યાં નહિ. એક નિશ્વાસ મૂકી સૂર્યદેવને પ્રણામ કરી ભગવદ્ભક્ત શંકર જળમાં ઉતર્યો. સ્નાન કરતાં કરતાં ભક્તિગદ્ગદ કંઠે તે કહેવા લાગ્યોઃ-" હે મા પતિતપાવનિ ! આ પતિતનો ઉદ્ધાર કરો મા ! મ્હેં ઘણી નરહત્યા કરી છે; હવે આ માયાબંધનમાં હું બંધાયલો રહી શકતો નથી ! માતા ! મ્હારાં બંધનો તોડી નાખો. દયામયિ ! પાપવિનાશિનિ ! માતા ગંગા ! હજી કેટલા દિવસ સુધી આવા મોહમાં પડી રહું ? ક્યાં સુધી કર્મભોગ ભોગવું ?"

ભાવમાં તન્મય બની ગયેલો શંકર પોતાના મનથી ગણગણ અવાજ કરતો એક ગાન ગાવા લાગ્યો. પ્રભાતવાયુથી તરંગાયિત થયેલું ગંગાજળ જાણે કે એ ગાનના તરંગો સાથે નૃત્ય કરવા લાગ્યું. એ સંગીત ગુજરાતી વાંચકો પણ સમજી શકે તેવું હોવાથી અત્રે તેને મૂળ સ્વરૂપમાં જ ઉદ્ધૃત કરવામાં આવે છેઃ—

**त्वंहि परमेश्वरि, मा आमार !—**
**मातर्गंगे ! पुण्यमयी मा आमार ॥**
**कुल-कुल-नादिनी, त्रिताप-निवारिणि,**
**निस्तारिणि, मा आमार ।**
**शुभदे शीतले अमले निर्मले,**

प्रसन्नसलिले, मा आमार ॥
पतितपावनि, भागिरथि, सागरगामिनी द्रुतगति,
सगर-संतति तारिले, मा आमार ।
शिव-शिर-सुशोभिनी, मोक्ष-प्रदायिनी,
कलुषनाशिनि, मा आमार ॥
जय विश्वरूपा, साकारा, स्वरूपा,
त्रिकाल-साक्षी मा आमार ।
मरणे, जीवने, तोमारि चरणे,
लइवु शरणे, मा आमार ॥
देखो गो करुणामयि! संताने, मा आमार ।
मा आमार-मा आमार-मा आमार-मा आमार!!

ભજન સમાપ્ત થયા પછી શંકર ઉત્તેજનાસૂચક સ્વરે કહેવા લાગ્યોઃ-"અહાહા! ઉપર આવું અનન્ત આસમાની આકાશ આવેલું છે, અને નીચે કલકલનાદિની પતિતપાવની માતાજી છે! માતાજી! તમેજ ઇશ્વરની પૂર્ણ પ્રતિકૃતિરૂપ છો-તમેજ સાક્ષાત પરમેશ્વરી છો!"

તીરપર ઉભો રહી પ્રતાપ શંકરની રાહ જોયા કરતો હતો. શંકર સંધ્યાવંદનાદિ સમાપ્ત કરી પવિત્ર થઇને તીરપર આવ્યો. પ્રતાપે તેને સાષ્ટાંગ પ્રણામ કર્યા. શંકરનાં વસ્ત્ર ભીંજાયલાં હોવા છતાં પ્રતાપે તેને ગાઢ આલિંગન કર્યું. પછી તેણે ગદ્‌ગદ કંઠે કહ્યુંઃ- "ત્હારી કૃપાથી જ મ્હારા જીવનવ્રતનું ઉદ્યાપન થયું છે. આટલા દિવસે હું ધન્ય થયો છું!"

શંકરે ભીંજાયલાં વસ્ત્ર બદલતાં બદલતાં સ્મિત હાસ્ય કરીને કહ્યુંઃ-"ભાઇ! તું એકલો જ ધન્ય થયો છે? હું ધન્ય નથી થયો કે? બાલ્યાવસ્થામાં એક દિવસે આપણે સુન્દર વનમાં શિકાર કરવા

ગયા હતા અને જે બનાવ બન્યો હતો તે ત્હારા સ્મરણમાં છે કે? એ........"

પ્રતાપે શંકરનું વાકય પૂર્ણ થતાં પૂર્વે કહ્યું:-"ભાઇ! હવે એ પૂર્વ વાત યાદ કરાવી તું મ્હને લજ્જિત કરીશ નહિ. એ દિવસે એ તીક્ષ્ણ શરથી જો ત્હેં મ્હારા એક નેત્રનો નાશ કર્યો હોત તો હું આજે ક્યા બળથી અને કોના સાહસથી અત્યાચારી મોગલોનો પરાજય કરી શકત? ભાઇ! એ વાત યાદ આવતાં જ હૃદય કંપી ઉઠે છે. હું સમજી શકયો છું કે તું જ માતાનો યથાર્થ સુપુત્ર છે! એકાન્તમાં પ્રાણના આનંદનો વિનિમય કરવા માટે જ હું અત્રે આવ્યો છું. ભાઇ! સમસ્ત ભારત હિન્દુઓની સત્તામાં નહિ આવે કે?"

શંકરે સહજ વિચાર કરીને કહ્યું:-"એમ બનવું કાંઇ સર્વાંશે અસંભવ નથી-પરંતુ એ ઘણું કઠિન કાર્ય છે."

પ્રતાપઃ-કઠિન કાર્ય શાનું ભાઇ? આજકાલ કરતાં બાર વર્ષથી બંગભૂમિને આપણે આપણી સત્તામાં રાખી છે. પ્રયત્ન કરવામાં આવે તો મોગલ રાજત્વનો સર્વાંશે નાશ ન કરી શકાય કે?

શંકરઃ-પ્રયત્ન કરવામાં આવે અને ન બની શકે એવું એક પણ કાર્ય નથી; છતાં મોગલોને હાંકી કાઢી સમગ્ર ભારતમાં એકચ્છત્ર હિન્દુ રાજ્ય સ્થાપન કરવા જેટલું આપણું પુણ્યબળ નથી. કઠોર સાધના સિવાય આ મહાવ્રતનું ઉદ્યાપન કોઇ પણ કરી શકે તેમ નથી. આ જન્મમાં જેટલું આપણા અધિકારમાં હતું તે આપણું થયું છે-જન્માન્તરમાં જો હિન્દુનું હૃદય લઇને સ્વદેશ માટે કઠોર તપસ્યામાં જીવન અર્પણ કરી શકીશ તો એ ઉચ્ચ આકાંક્ષા પરિતૃપ્ત થશે.

ભાગ્યશાળી પ્રતાપે બાવીસ અમીરો સાથેના મહાયુદ્ધમાં પણ વિજય મેળવ્યો તેની કીર્ત્તિકથા બંગાળાના પ્રત્યેક ગૃહમાં થવા લાગી.

આ સમયથી તે સૌભાગ્યની સર્વોચ્ચ સીમાપર ચઢી ગયો. આ સમય પછી લગભગ ત્રણચાર વર્ષ સૂધી તેણે નિશ્ચિંતતાથી બંગાળાના સિંહાસનપર બિરાજીને સકળજનોની પ્રીતિ, શ્રદ્ધા અને કૃતજ્ઞતા મેળવી. આ ત્રણચાર વર્ષ દરમ્યાન તેના અધિકારમાં યુદ્ધ, વિગ્રહ, રક્તપાત તથા અશાન્તિ જેવું કાંઇ થયું નહિ. સમ્રાટ્ અકબર જાણે કે બંગાળા પ્રદેશની આશાનો ત્યાગ કરી એક રીતે નિશ્ચિંત થયો હતો. તે પછી પોતાની જીવિતાવસ્થામાં બંગાળાનો રાજકર મેળવી શક્યો નહોતો; પરંતુ અરેરે ! ધીમે ધીમે સૌભાગ્યોદયનો સમય પૂર્ણ થયો અને દુર્ભાગ્યયોગનું દર્શન થયું. પલાયન કરી ગયેલા અમીરોમાંનો એક જણ બંગાળા દેશમાં જ છુપાઇ રહ્યો હતો. તેણે સમ્રાટ્નો ભેદ મંત્ર બરાબર સ્મરણમાં રાખ્યો હતો. હવે તે ગુપ્ત રીતે એ અવ્યર્થ બાણ છોડવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

## પ્રકરણ ૧૮ મું.

### માર્ગમાં.

ઉત્કલના માર્ગે એક મ્હોટી ઉમ્મરની વિધવા સાથે એક અપરૂપ રૂપવતી યુવતી વાતચિત કરતી કરતી જતી હતી. વિધવાએ પૂછ્યું:—“ ફુલ ! આ પુરુષોત્તમમાં તો ઘણા દિવસ પસાર થઇ ગયા. દેવ દર્શન કેવાં થયાં તે કહે જોઇએ ? ”

ફુલે કહ્યું:—“ માતાજી, હવે તો આપણે દેશમાં જઇએ છીએ; છતાં આટલા દિવસ પછી આજે આવી વાત કેમ પૂછો છો ? ”

વિધવાઃ—મ્હારા મનમાં રાત્રિ દિવસ એ શ્રી મૂર્તિ જાગ્રત રહે

છે. અહા ! કેવું ભુવનમોહન રૂપ છે ? નેત્રો મીંચી એક વખત ધ્યાન ધરી જો જોઇએ. તત્કાળ ત્હારા અંતરમાં જ્યોતિનો ફેલાવો થઇ જશે !"

ફુલઃ—માતાજી ! તમે ભાગ્યવતી, પુણ્યવતી, તથા ધર્મપરાયણ છો; તેથી જ નારાયણ ભુવનમોહન રૂપથી તમારામાં વિરાજી રહ્યા છે. તેમને જોઇ શકું એવું મ્હારું પુણ્ય ક્યાં છે?

વિધવાઃ—અવશ્ય જોઇ શકીશ; એક વખત અમૃતમય કંઠથી તું તેમને બોલાવ જોઇએ. હું આ વૃક્ષની છાયામાં બેસી ત્હારા મધુર નામથી એ વૈકુંઠનાથનું સ્મરણ કરીશ.

આ વખતે એ જનશૂન્ય વિસ્તૃત માર્ગની એક બાજૂએ એક વૃક્ષ નીચે બેસીને ફુલે અમૃતમય કંઠથી અમૃત વૃષ્ટિ કરી. વૃદ્ધાનાં નયન યુગલમાંથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. ફુલ ગાવા લાગી કેઃ—

"केशव, कंसारि, भवभय--हारि हे ।
अनघ अच्युत त्रिभंग मुरारि हे ।
युगे युगे अवतारि, भु-भार नाश' हे हरि,
भक्त-वत्सल रूप धरि' नाना लीला करो हे।
चिदानन्दमय तुमि, अखिलेर अंतर्यामी,
कि नामे पूजिब आमि बुजिते ना पारि हे ।
कराओ सकलि तुमि, भावि नाथ ! करि आमि
तुमि किन्तु कर्म स्वामी, कारण सबारि हे"

આ બન્ને સ્ત્રીઓ કેટલાંક વર્ષથી ભિન્ન ભિન્ન તીર્થ સ્થળોએ જઈ હમણાં પુરુષોત્તમથી બંગાળા તરફ પાછી ફરતી હતી. જે સમયની આ નવલકથા લખવામાં આવે છે એ સમયે એકેક તીર્થ કરતાં પાંચ છ માસ જેટલો સમય લાગતો હતો.

વૃદ્ધા વિધવાએ કહ્યું:—"ફુલ! તું ચુપ કેમ રહી? તું વાતચિત શા માટે નથી કરતી? ઘણો તાપ લાગ્યો છે કે? શ્રીક્ષેત્રના માર્ગે ઘણો તાપ હોય છે. બ્હેન! પહેલાં એક વખતે હું જ્યારે આવી હતી ત્યારે મ્હારી સાથે ઘણાં માણસો હતાં. આવ બ્હેન! તાપથી ત્હારા મ્હોંપર પસીનો વળ્યો છે તે હું સાફ કરી નાખું."

વૃદ્ધાએ પોતાના વસ્ત્રના છેડાથી ફુલના મ્હોંપર વળેલો પસીનો સાફ કરી નાખ્યો. પછી. તેણે કહ્યું:—"બ્હેન! ભગવાને જ મ્હને તને મેળવી આપી છે. આવી વૃદ્ધાવસ્થા હોવા છતાં ત્હારા લીધે જ હું ટકી રહેલી છું. તું મ્હારો ત્યાગ ન કરી જઈશ બ્હેન!"

ફુલઃ—માતાજી, આ તમે શું કહો છો? હું તો તમારી જ પુત્રી છું. તમારી પુત્રી તમારો ત્યાગ કરીને ક્યાં જવાની છે? જો કે વચ્ચે થોડા કાળ માટે મ્હારે તમારો ત્યાગ કરીને અન્યત્ર જવું પડયું હતું; પરંતુ હવે હું ક્યાંય જવાની નથી.

વૃદ્ધાઃ—ત્યારે ચાલ, આ વખતે હું મ્હારા જમાઇને શોધી લાવીશ. યુદ્ધનો અંત જ નહિ આવે કે શું? તેઓ અદ્વિતીય વીર છે,—માત્ર 'મારો મારો—કાપો—કાપો!' બીજું કાંઈ જાણે કે એમને ગમતું જ નથી

આ વાક્યો સાંભળી ફુલ કાંઈ બોલી નહિ. તે ચુપકીદીથી માર્ગ કાપવા લાગી. તેણે સ્વગત વિચાર્યું:—"આહ! આ સરળ હૃદયની બ્રાહ્મણ વિધવા એક માતાના જેવો સ્નેહ અર્પણ કરીને મ્હારું પ્રતિપાલન કરે છે! મ્હારા જેટલી ઉમ્મરની એકની એક કન્યાના મૃત્યુશોકથી વિહ્વળા બની જઇને તે તીર્થયાત્રા કર્યા કરતી હતી. મ્હારા મિલનથી તેનું સંતપ્ત હૃદય કાંઈક અંશે શાન્ત થયું છે. એ મ્હારા

સ્વામીની વાત કરે છે! એ એમ સમજે છે કે, મ્હારા સ્વામી યુદ્ધમાં ગયેલા હોય તેઓ સત્વર પાછા આવશે! મ્હારા સ્વામી!—સ્વામી, સ્વામી શું મધુર છે? આ નારીજીવનમાં તો હું એ મેળવી શકી નહિ. મ્હારું જીવન નિષ્ફળ થયું છે!"

આમ વિચારી ફુલે એક ગાઢ નિશ્વાસ મૂકયો. માર્ગમાં એક મ્હોટું મયદાન સપ્ત તાપથી ધુ ધુ ધ્વનિ કરતું હોય એવો ભાસ થતો હતો. એ મયદાનની પેલી બાજૂએ નિબિડ અરણ્ય આવેલું હતું. વૃદ્ધાએ કહ્યું:—"ફુલ! આવ બ્હેન! મ્હારી પાસે આવ. આ રસ્તો ઘણો ખરાબ છે. આ રસ્તે ચોર લૂંટારાઓનો ઘણો ભય છે."

ફુલઃ—મા! આપણી પાસે શું છે કે ચોર લૂંટારાઓ લઈ જશે?

વિધવાઃ—બીજું કાંઇ નથી પણ ત્હારું આવું અલૌકિક દેવ-દુર્લભ રૂપ તો છે. આ સુવર્ણ પ્રતિમાને જો કોઇ મ્હારા હૃદયમાંથી લઇ જશે તો હું કેવી રીતે મ્હારા જીવનને ટકાવી રાખીશ? ચોર લૂંટારાઓ દ્રવ્યની ચોરી કરે છે ખરા; પરંતુ રૂપના ઉપર તેમની વિશેષ નજર હોય છે. ત્હારા માટે મ્હારા મનમાં કેટલો બધો ભય રહે છે એ કેવળ જગન્નાથ જાણે છે. કહે જોઇએ બ્હેન! તું શા માટે મ્હારી સાથે આવી હતી?

ફુલઃ—મા! મ્હારે તીર્થયાત્રા ન કરવી કે?

વિધવાઃ—પ્રથમ બાળબચ્ચાં થવા દે. સગાંવ્હાલાંમાં રહી તું ગૃહસંસાર કર. ત્યાર પછી ત્હારા પતિદેવ સાથે તું તીર્થયાત્રા કરે એ ઉત્તમ છે.

ફુલે સ્વગત વિચાર્યું:—"મ્હારે પુનઃ તીર્થયાત્રા કરવી? મ્હારા

સ્વામી સાથે રહી ગૃહસંસાર કરવો! મ્હારી એ ઇચ્છા પ્રચંડ રણ-સંગ્રામમાં જ પરિપૂર્ણ થશે. નારાયણ! એવું થાય એમ જ હું ઇચ્છું છું."

આમ સ્વગત કહી ફુલે પુનઃ એક ગાઢ નિશ્વાસ મૂક્યો. સુવિસ્તૃત મયદાનમાં વાયુદેવ જાણે કે અગ્નિકણો લઇને વિહરતા હતા. એ વાયુમાં ફુલનો નિશ્વાસ ભળી ગયો.

ફુલજાની રાજમહલથી આવી પ્રતાપ પાસેથી પુરષ્કાર પ્રાપ્ત કરી શકી હતી એ હકીકત વાંચકો જાણે છે. ત્યાર પછી ફુલજાનીના જીવનમાં જે કાંઇ બન્યું હતું તેનું સંક્ષિપ્ત વર્ણન અત્રે કર્યું છે.

ફુલજાની દૂરદર્શિની અને બુદ્ધિમતી હતી. તેણે સ્વગત એમ વિચાર્યું હતું કે જો કદાચ તે સૂર્યકાન્તની પાસે રહેશે તો તે તેના સંકલ્પને સફળ કરી શકશે નહિ. કદાચ તે સ્વદેશની ચિંતા ભૂલી જઇ પ્રણયચિંતાને જ જીવનનું તારતમ્ય સમજશે. તે કદાચ વીરવ્રત ભૂલી જઇ નારીપૂજા કરવાને અધીર બની જશે. એમ થાય તો સ્વદેશના શત્રુઓને કોણ દૂર કરે? પ્રતાપ, શંકર અને સૂર્યકાન્ત એકરૂપ હતા. એ ત્રણમાંથી જો એક જણ બાદ થાય તો તેમનું વીરવ્રત સફળ થવાનો સંભવ નહોતો. આ સઘળી પરિસ્થિતિનો વિચાર કરી ફુલજાનીએ પોતાના મન સાથે એવો નિર્ણય કર્યો હતો કે:—"જે કાર્યથી સૂર્યકાન્તનું પતન થાય એવો સંભવ છે એ કાર્ય હું કદાપિ કરીશ નહિ. લગભગ ચાર વર્ષ સુધી તો હું તેમની પાસે પણ જઇશ નહિ."

જે ફુલજાની આગ્રામાં તારાબના જુલ્મથી દુઃખી થતી હતી, જેણે પ્રથમ દર્શને જ સૂર્યકાન્તને આત્મસમર્પણ કર્યું હતું, જે સૂર્યકાન્ત માટે જ આગ્રાથી યશોહર સુધી અસંત કષ્ટ વેઠીને આવી હતી, જેણે

હૃદયના ઉન્મત્ત આવેગથી પોતાની પ્રેમકથા પોતાના મુખે જ વ્યક્ત કરી હતી અને સ્વદેશહિતની કામનાથી બંગાળાના નગરે નગરમાં ફરી અંતે રાજમહલ જઈને જે બંદિની થઈ પડી હતી, જેણે પોતાના બુદ્ધિબળથી એ ભીષણ કારાગૃહમાંથી પાંચસો કેદીઓની સાથે ભગવદ્-ભક્ત શંકરનો પણ ઉદ્ધાર કર્યો હતો એ જ આ કુલજાની હતી કે? એ હાસ્યમયી, શોભામયી, વિશાળ લોચનવાળી, દયામયી બાળિકા આ જ હતી કે?

જો આ એ જ હોય તો હવે સ્વદેશ તરફનો તેનો એ ભાવ હમણાં ક્યાં જતો રહ્યો હતો? કુલજાનીના ભાવમાં ફેરફાર થયો હતો કે શું?!

કુલજાની જે દિવસે પ્રતાપ પાસેથી ઉપહાર લઇ આવી હતી તેના બીજા દિવસથી જ તે ઉપરોક્ત વૃદ્ધા વિધવાની સાથે તીર્થયાત્રા કરવા નીકળી પડી હતી; પરંતુ એ વાર્ત્તા કોઇ જાણતું નહોતું. વળી પુરુષવેશી કુમાર જ કુલજાની છે એ ગુપ્ત રહસ્ય કોણ જાણી શકે?

કુલજાનીએ યશોહરમાં જઇને યુદ્ધ સંબંધીની સઘળી હકીકત સાંભળી. તે સાથે તેણે એમ પણ સાંભળ્યું કે, મોગલો વારંવાર પરાજિત થયેલા હોવા છતાં હજી તેઓ યુદ્ધથી નિવૃત્ત થયા નથી— તેઓ પુનઃ યુદ્ધ કરવા આવનાર છે; અસ્તુ. આ સમાચાર સાંભળ્યા પછી સૂર્યકાન્તને નહિ મળતાં કુલજાનીએ પોતાના મનમાં જ કાંઇ સંકલ્પ કર્યો.



# પ્રકરણ ૧૯ મું.

## માનસિંહ બંગાળામાં.

શહેનશાહ અકબર મૃત્યુશય્યા પર સૂઇ રહ્યો હતો. હવે તેના જીવનની આશા રહી નહોતી. તેના સિંહાસન તરફ તેના પુત્ર તથા પૌત્રની લોલુપ દૃષ્ટિ પડી હતી. એ દિવસ પછી તેના આયુષ્યનો અંત આવશે એ માટે કોઇને ચિંતા અથવા ઉત્કંઠા નહોતી. સઘળી ઉત્કંઠા અને આગ્રહનું આકર્ષણ તેના સિંહાસન તરફ જ હતું. સમ્રાટ્નો પુત્ર સેલિમ અને સેલિમનો પુત્ર ખુશરુ—અર્થાત્ પિતા પુત્ર સિંહાસનની પ્રાપ્તિ માટે એક બીજાના દુશ્મન બની ગયા હતા. માનસિંહ વગેરે શક્તિશાળી માણસોએ પ્રથમ ખુશરુનો પક્ષ સ્વીકારી તેને સિંહાસનપર બેસાડવાનો પ્રયત્ન કર્યો હતો; એથી રાજ્યમાં ભીષણ વિદ્રોહ થવાનો સંભવ હતો; પરંતુ છેવટે સેલિમનો જ જય થયો—અકબરના જન્નતનશીન થયા પછી સેલિમ જ ભારતવર્ષના રાજસિંહાસનપર બિરાજ્યો તથા જહાંગીર નામ ધારણ કરી પ્રચંડ પ્રતાપથી ભારત સામ્રાજ્યનું શાસન કરવા લાગ્યો.

અકબરનું મૃત્યુ તથા સેલિમને સિંહાસન પ્રાપ્ત થવું એ બન્ને બનાવોને લીધે પ્રતાપે કેટલાંક વર્ષ સુધી નિશ્ચિંતતાથી બંગાળાના રાજસિંહાસનને ઉજ્વળ કર્યું. એ વર્ષ દરમ્યાન બંગાળીઓના સૌભાગ્યની સીમા નહોતી; પરંતુ અરેરે! સમય પૂર્ણ થયો તથા બંગાળાના છેલ્લા વીરનું પતન થઇ, સમગ્ર બંગાળી જાતિનું સ્વાધીન રત્ન ચિરકાળ માટે દુર્ભાગ્યના સમુદ્રમાં ડૂબી ગયું!

સિંહાસનપર બેસીને સેલિમે પ્રતાપને રાજ્યચ્યુત કરવાનું કાર્ય પ્રથમ હાથમાં લીધું. તેણે જોયું કે, અત્યાર પૂર્વે–તેના પિતાના રાજત્વકાળમાં જે સઘળા મોગલ સેનાપતિ અને અમીરો પ્રતાપ ઉપર વિજય મેળવવાને ગયા હતા તેમણે સર્વેએ હારી જઇ ઉલટો પ્રતાપનો પ્રતાપ વધારી દીધો હતો. ઘણો વિચાર કરીને સેલિમે એક મુખ્ય ઉપાય શોધી કાઢ્યો. તેણે રાજપૂતકુળકલંક માનસિંહને જ પ્રતાપ ઉપર વિજય મેળવવા માટે મોકલવો યોગ્ય ધાર્યો. અત્યાર પહેલાં માનસિંહે ખુશરુનો પક્ષ સ્વીકારેલો હોવાથી સેલિમની તેના ઉપર વિશેષ આસ્થા નહોતી. તેને પોતાના મનમાં માનસિંહનો ભય પણ લાગતો હતો. માનસિંહની આધીનતામાં લગભગ વિશ હજારની સંખ્યાનું સુશિક્ષિત, રણકુશળ રાજપૂત સૈન્ય યુદ્ધમાં ઉતરવા માટે તૈયારીની સ્થિતિમાં હતું. સેલિમે વિચાર્યું કે, જો પ્રતાપ ઉપર વિજય મેળવવા માટે માનસિંહને બંગાળામાં મોકલવામાં આવશે તો પોતાના બે ઉદ્દેશ પાર પડશે. એ બે ઉદ્દેશમાંનો એક એ હતો કે, પ્રતાપ સાથેના યુદ્ધમાં કદાચ માનસિંહ માર્યો જાય તો સેલિમના એક ગૃહશત્રુનો નાશ થાય. બીજો ઉદ્દેશ એ હતો કે માનસિંહ પ્રતાપપર વિજય મેળવી શકે તો સેલિમનો એક પ્રબળ બ્હારનો શત્રુ વિનષ્ટ થઇ તેની આશા, આકાંક્ષા અને ઉચ્ચાભિલાષને સફળ કરે.

માનસિંહને ઘણો મૌખિક શિષ્ટાચાર તથા સંમાન દર્શાવીને સેલિમે કહ્યું:–"વીરવર! આ સંકટમાં માત્ર તમે એકલા જ મ્હને સહાય કરી શકો તેમ છો. એ બળવાન્ બંગાળી વીર પ્રતાપનો તમારા સિવાય બીજું કોઇ પરાજય કરી શકે તેમ નથી. વિચાર કરી જુઓ કે, પિતાના સમયથી આજ સુધીનાં લગભગ સોળ વર્ષમાં એ વિદ્રોહીનું દમન કરવાના કેટલા બધા પ્રયત્ન કરવામાં આવ્યા છે–કેટલા બધા

સૈનિકોએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો છે ? મોગલોના લોહીથી બંગ-ભૂમિ ભીંજાઇ ગઇ છે; તથાપિ કાંઇ યશ મળ્યો નથી. સમાન દર્પથી, સમાન તેજથી તથા સમાન સ્વાધીનતાથી એ બંગાળી વીર બંગાળામાં અધિકાર ચલાવે છે ! તેનું એ અભિમાન, તેનું એ તેજ, તેની એ સ્વાધીનતા વગેરેનું ખંડન તમારા સિવાય બીજું કોણ કરી શકે તેમ છે ? તમારા સિવાય મોગલોની કીર્ત્તિનું કોણ રક્ષણ કરી શકે તેમ છે ?"

વાસ્તવિક રીતે જોવા જતાં માનસિંહના જેવો સ્વજાતિદ્રોહી, સ્વદેશશત્રુ, રાજપૂતકુળકલંક બીજો કોણ છે ? એ સ્વધર્મત્યાગી, સ્વાધીનતાવિનાશક કુલાંગારને લીધે જ બંગાળાનો કિંવા ભારતનો સ્વાધીનતા સૂર્ય ચિરકાળ માટે અસ્ત થયો.

દુર્ભાગ્યના યોગથી એ સમયે બીજા પણ કેટલાક સ્વદેશદ્રોહી પાપિષ્ઠોએ મહારાજ પ્રતાપાદિત્યની વિરુદ્ધતા કરી. એક બંગાળી કાયસ્થ બંગ, વિહાર અને ઓઢીઆ ( ઉત્કલ ) નો એકચ્છત્ર નરપતિ થઇને બ્રાહ્મણાદિ સર્વ વર્ણપર અધિકાર ચલાવતો હતો એ પ્રકાર તેમના માટે અસહ્ય થઇ પડ્યો. કેવી રીતે એ ભાગ્યશાળી પુરુષના સર્વસ્વનો નાશ કરવો—કેવી રીતે પોતાનો દેશ વિદેશી વિધર્મીના હાથમાં સોંપી નિશ્ચિંત થવું—કેવી રીતે સ્વાધીનતાના વિજયમુકુટને દૂર ફેંકી દઇ આધીનતાની કંટકમય મલિન માળા કંઠમાં પહેરવી તેના જ વિચારો એ દુર્ભાગી માણસો કરવા લાગ્યા. એ દુષ્ટાત્માઓમાં ભવાનન્દ મજુમદાર નામનો માણસ અગ્રગણ્ય હતો. એ અકૃતજ્ઞ, મહાપાપી પ્રતાપની કૃપા પામેલો તેનો અનુચર હતો. પ્રતાપના અન્નથી જ તે પુષ્ટ થયો હતો. પ્રતાપની કૃપાથી જ તે ઘણી સામાન્ય સ્થિતિમાંથી ઉન્નત થયો હતો. હવે વખત જોઇને એ દૂધ પાઇને ઉછેરવામાં આવેલો સર્પ પોતાના આશ્રયદાતા પ્રતા-

પને જ દંશ દેવાનો પ્રયત્ન કરવા લાગ્યો. ભવાનન્દ પેલા છુપાઇ રહેલા અમીરને મળી ગયો તથા પ્રતાપના સર્વસ્વનો વિનાશ કરવાની યોજના ઘડવા લાગ્યો. જે અમીર બંગાળામાં છુપાઇ રહ્યો હતો તે આપણો પૂર્વપરિચિત તોરાબઅલ્લી જ હતો.

ફુલજાનીના અદૃશ્ય થઇ ગયા પછી તોરાબઅલ્લીએ તેની ઘણી તપાસ કરી; પરંતુ તે તેનો પત્તો મેળવી શક્યો નહિ. ઘણા દુઃખ અને શોકમાં તેના દિવસ પસાર થવા લાગ્યા. જેમ જેમ દિવસો પસાર થવા લાગ્યા તેમ તેમ તેના હૃદયનો ઘા રુઝાવા લાગ્યો. પુનઃ સ્વસ્થ થતાં તે પાછો અધ્યાપકનું કાર્ય કરવા લાગ્યો. ધીમે ધીમે બાદશાહના દરબારમાં તેની પ્રતિષ્ઠા વધી, અને તે અકબરની કૃપાથી અમીર બની ગયો.

તોરાબ ફુલજાનીને ભૂલી ગયો નહોતો. તેને ભૂલી જવાની શક્તિ પણ એનામાં નહોતી. બંગાળા દેશમાં જવાના સુયોગની તે હમ્મેશાં રાહ જોયા કરતો હતો. છેવટે સુયોગ મળતાં બંગાળા દેશમાં તે ઉપસ્થિત થયો, તથા પોતાના હાથે જ સૂર્યકાન્તના પ્રાણનો નાશ કરવાની તેણે પ્રતિજ્ઞા કરી.

બરાબર આ સમયે જ જહાંગીરે માનસિંહને પ્રતાપનું દમન કરવા માટે બંગાળામાં મોકલ્યો. આ પ્રસંગે પ્રતાપનો પેલો ગૃહશત્રુ કચુરાય તથા રૂપરામ બસુ આવીને માનસિંહને મળી ગયા. તેમણે પ્રતાપની સઘળી ગુપ્તનીતિનો માનસિંહ સમક્ષ સ્ફોટ કરી નાખ્યો. આથી માનસિંહે અત્યંત સંતુષ્ટ થઇ પોતાના મન સાથે કહ્યું:— “મ્હને આ સારો પ્રસંગ પ્રાપ્ત થયો છે. જો પ્રતાપનું પતન થવાનું હશે તો તે આ પ્રસંગે જ થશે! કેમ કે સઘળા શત્રુઓ કરતાં ગૃહશત્રુ વિશેષ અનિષ્ટ કરી શકે છે! પ્રતાપનો મુખ્ય ગૃહશત્રુ જ મ્હારા

પક્ષમાં આવ્યો છે. હું આવા ચોક્કસ સુયોગને જ શોધતો હતો. વિધાતાએ કૃપા કરી મ્હને આવો ઉત્તમ સુયોગ મેળવી આપ્યો છે."

કચુરાય અને રૂપરામ બસુનું ઘણું સંમાન કરીને માનસિંહે તેમને પોતાની સાથે લીધા.

માનસિંહે પોતાના વિશ હજાર રાજપૂત સૈનિકો ઉપરાંત બીજા ઘણા હબસી તથા મોગલ સૈનિકોને પોતાની આધીનતામાં રાખ્યા હતા. યુદ્ધની ઘણી સામગ્રી એકઠી કરવામાં આવી. હાથી, ઘોડા, ભિન્ન ભિન્ન પ્રકારનાં અસ્ત્ર શસ્ત્ર, બંદુકો, તોપો વગેરે યુદ્ધ-સામગ્રી બંગાળાપર વિજય મેળવવા માટે મોકલવામાં આવી. કચુરાય વગેરેની સલાહથી આ યુદ્ધ પ્રસંગે માનસિંહે એક નવીન ઉપાય શોધી કાઢ્યો. પ્રતાપ તેના ફિરંગી સેનાપતિ રોડાની સહાયતાથી નૌકાબળમાં બળવાન્ હતો તથા અત્યાર પૂર્વે સઘળા મોગલ સેનાપતિઓ જળ માર્ગે યુદ્ધ કરવા જઇને પરાજિત થયા હતાં તેથી જ આ પ્રસંગે માનસિંહ એ માર્ગનું અનુસરણ નહિ કરતાં જમીન માર્ગે જ પ્રતાપના રાજ્યપ્રદેશમાં સૈન્યસહ આગળ વધવા લાગ્યો. હજારો મજુરોની સહાયતાથી વિનાવિલંબે જમીનનો માર્ગ તૈયાર થઇ ગયો.

પહેલાંની માફક પ્રતાપે આ પ્રસંગે પણ માનસિંહને રસ્તામાં કાંઇ હરકત કરી નહિ. તે ધીમે ધીમે તેને પોતાના રાજ્યપ્રદેશમાં અગ્રેસર થવા દેવા લાગ્યો. તેના મનમાં એવો સંપૂર્ણ વિશ્વાસ હતો કે, "પ્રથમ થયેલાં યુદ્ધોની માફક આ યુદ્ધમાં પણ હું માનસિંહને સૈન્યસહ શમનસદનમાં મોકલી શકીશ."

પરંતુ અરેરે! સર્વ સમયે એક જ પ્રકારની રાજનીતિ સફળવતી થતી નથી. આ વખતે પ્રતાપના સંકલ્પ ઉપર ભાગ્યદેવી છુપી રીતે નિષ્ઠુર હાસ્ય કરતી હતી!

---

## પ્રકરણ ૨૦ મું.

### સ્વદેશદ્રોહ.

પ્રતાપ જાણી શક્યો નહોતો કે, તેનું સૌભાગ્ય તેનાપર છાયા કરવા લાગ્યું હતું. વળી કેટલાક સ્વદેશદ્રોહીઓ સાથે કચુરાય, રૂપરામ અને ભવાનન્દ પોતાના શત્રુને મળી ગયા હશે એવી તેના અંતરમાં કલ્પના સુદ્ધાં ઉપજી નહોતી. તે તો નિશ્ચિંત મનથી, સંપૂર્ણ પ્રયત્નથી યુદ્ધની તૈયારી કરવામાં જ ગુંથાયો હતો. બીજી તરફથી સ્વદેશશત્રુઓ વિવિધ ષડ્યંત્રથી પ્રતાપનું સ્વદેશની સ્વાધીનતારૂપ દેવગૃહ જમીનદોસ્ત કરવાનો નીચ પ્રયત્ન કરતા હતા!

માનસિંહ જ્યારે અગણિત સૈન્ય લઇને બંગાળાના ચોપડા નામક સ્થળે ગયો ત્યારે ભીષણ વૃષ્ટિ ઉપસ્થિત હતી. રસ્તા, બજાર, જંગલ સઘળું પાણીથી ભરાઇ ગયું હતું. ખોરાકી મેળવવાની એ સમયે ઘણી મુશ્કેલી હતી. સમસ્ત સૈન્યમાં 'શું ખાઇએ–શું ખાઇએ?' એવો પોકાર થવા લાગ્યો. માનસિંહ જે રસદ પોતાની સાથે લઇ આવ્યો હતો તે, જમીનનો માર્ગ તૈયાર કરાવી એ માર્ગેથી આવવામાં ઘણો વખત લાગવાથી ખૂટી ગઈ. આ સમયે માનસિંહ ગંભીર ચિંતામાં પડી ગયો. 'પોતે શું ખાવું અને સૈનિકોને શું ખવડાવવું?' એ ચિંતાથી તે ઘણો અધીર બની ગયો. એક વખત તેણે પાછા ચાલ્યા જવાનો વિચાર કર્યો. વળી પાછું તેમ કરવું તેને ઠીક લાગ્યું નહિ. છેવટે આ પ્રસંગે તેણે ભવાનન્દ મજુમદારની મદદ મેળવવાનો વિચાર કર્યો.

ખરેખર, સ્વદેશદ્રોહી ભવાનન્દે જ માનસિંહને આ વખતે મદદ કરી ! એ દુષ્ટે જ ગોવિન્દદેવની મૂર્ત્તિપ્રતિષ્ઠાનું બ્હાનું દર્શાવી લાખો દીન દરિદ્રોને ભોજન કરાવવાનું જણાવી, પ્રતાપનો આદેશપત્ર લઇ થોડા દિવસમાં જ પુષ્કળ ખાદ્યસામગ્રી મેળવી. કહેવાની જરૂર રહેતી નથી કે દેવમૂર્ત્તિની પ્રતિષ્ઠાને બદલે એ દુષ્ટ સઘળી ખાદ્ય-સામગ્રી માનસિંહને અર્પણ કરી ! માનસિંહની સઘળી ચિંતા દૂર થઇ. તેના આનન્દનો પાર રહ્યો નહિ. તેણે પ્રેમથી ભવાનન્દને આલિંગન કરીને કહ્યું:–" મહાભાગ ! પ્રથમ આપણે કાર્યોદ્ધાર કરીએ. તમારો પુરષ્કાર મ્હારા સ્મરણમાં રહેશે. "

ધીમે ધીમે માનસિંહ યશોહર પાસે જઇ પહોંચ્યો. યમુનાથી થોડા અંતરે છાવણી નાખી રાજનીતિના વિધાન અનુસાર તેણે બંગેશ્વર પ્રતાપ પાસે તલ્વાર તથા બેડી લઇને એક દૂત મોકલ્યો. આ વખતે દૂતને એક પત્ર આપવામાં આવ્યો હતો. એ પત્રનો આશય એવો હતો કે, " યુદ્ધ કરો. અગર કેદી થાઓ."

ગંભીર પ્રતાપે ઘણો ગંભીર ભાવ ધારણ કરી ઉચ્ચકંઠે દૂતને કહ્યું:–" દૂત ! તું હમણાં જ ત્હારા રાજપૂતકુલકલંક પ્રભુ પાસે જઇને એમ કહેજે કે, હિન્દુ મરણને તુચ્છ સમજે છે. તેઓ મોગલોની ચરણરજ મસ્તકપર ચઢાવી તેની માફક જીવતા રહેવાને ઇચ્છતા નથી. જે ચિરકાળથી આત્મમર્યાદા ભૂલી જઇને, પોતાનું અસ્તિત્વ સુદ્ધાં ભૂલી જઇને પોતાની ભગિની, કન્યા વગેરેને મોગલોને અર્પણ કરી આજે પણ જીવતો રહ્યો છે એવા અધમાધમના પત્રનો ઉત્તર આપવાંમાં પણ બંગેશ્વર પ્રતાપાદિત્ય પોતાનું અપમાન સમજે છે ! બેડી નહિ સ્વીકારતાં હું તલ્વારનો જ સ્વીકાર કરું છું. એ નરાધમને કહેજો કે તેણે મોકલાવેલી તલ્વારથી તેનું લોહી રેડીને જ હું

પૃથિવીને શીતળ કરીશ! એના જેવા ભયંકર વન્યપશુનું લોહી પીવાને માતા કપાલિની પણ તૃષાતુર બની ગઈ છે!"

યથા સમયે ઉભયપક્ષ વચ્ચે વિરાટ યુદ્ધનું આયોજન થયું. માનસિંહે વિવિધ કૌશલથી વિવિધ પ્રકારના વ્યૂહની રચના ભિન્ન ભિન્ન સ્થળે કરવા માંડી. આ સમયે કચુરાયે તેને સાવધાન કરી દીધો કે, "મહારાજ! સાવધાન.–હવે અગ્રેસર થશો નહિ! થોડે છેટે સુરમ્ય યશોહર નગરીનું આપ દર્શન કરી શકો છો. એની પૂર્વ દિશાએ સુવિસ્તૃત પડતર જમીનની નીચે પુષ્કળ દારુ ભરી રાખ્યો છે. જો આપ હવે અગ્રેસર થશો તો ચતુર પ્રતાપ ક્ષણ માત્રમાં જ વિના યુદ્ધે આપનો સૈન્યસહ વિનાશ કરી નાખશે!"

આ વાક્યો સાંભળી આશ્ચર્યચકિત બની જઇને માનસિંહે કહ્યું:– "યુદ્ધનીતિમાં પ્રતાપે આટલી બધી ચાલાકી મેળવી છે?! ગમે તેમ હો, આજે આપે મ્હારાપર જે ઉપકાર કર્યો છે તે હું આ જીવનમાં ભૂલી શકું તેમ નથી. આપના ઉપકારનો બદલો વળી શકે તેમ નથી. એ પડતર જગ્યામાં ઉપસ્થિત થવાનો જ મ્હેં પ્રથમ વિચાર કર્યો હતો! ભાગ્યકૃપાથી આ પ્રસંગે આપે મ્હને સહાયતા કરીને અગણિત સૈન્યસહ મ્હારું રક્ષણ કર્યું છે. બંગાળીઓની બુદ્ધિ માટે હવે હું જેટલી પ્રશંસા કરું તેટલી થોડી જ છે."

કચુરાયે કહ્યું:–"મહારાજ! આપ આ એક જ વિષયપરથી પ્રતાપાદિત્યની બુદ્ધિની આટલી પ્રશંસા કરો છો; પરંતુ આવી કૂટ-બુદ્ધિથી જ તેની રાજધાનીનાં સર્વ સ્થાન સુરક્ષિત છે! અહીંથી દુર્ગની ઉત્તર સીમા આપ જોઇ શકો તેમ છો. ત્યાં જમીન નીચે સુરંગ આવેલી હોઈ એ સુરંગમાં પણ પુષ્કળ દારુગોળો ભરી રાખવામાં આવ્યો છે. દુર્ગની દક્ષિણે દુર્જય પહાડી સૈન્ય રાખવામાં આવ્યું છે.

તથા પશ્ચિમે અસંખ્ય બંગાળી વીર મૃત્યુના ભયને તુચ્છ સમજી સ્વરાજ્યનું રક્ષણ કરવા ઉભા રહ્યા છે. પરિસ્થિતિ આવી હોવાથી આપ હવે આ સ્થળેથી બિલકુલ આગળ વધશો નહિ. અહીં છાવણી રાખીને જ આપ સિંહગર્જના કરો. આપણી સિંહગર્જના સાંભળી દાંભિક પ્રતાપ કોઈ પણ પ્રકારે સ્થિર રહી શકશે નહિ—તે સૈન્યસહ આવી પહોંચી આપના સૈન્યપર અવશ્ય આક્રમણ કરશે. એ પ્રસંગે આપ સહેલાઇથી એની સાથે ટક્કર ઝીલી શકશો."

માનસિંહે આવેગથી કચુરાયને આલિંગન કર્યું. પછી તેણે કહ્યું:—"મહાભાગ! જો કોઇ પણ રીતે બંગાળાપર વિજય મેળવી શકાશે અને પ્રતાપ કેદી થશે તો એ આપની જ કૃપાનું પરિણામ છે એમ સમજવામાં આવશે. ત્યાર પછી શહેનશાહ પોતે જ આપને આપના ઉપકારનો યથોચિત પુરષ્કાર આપશે. આપ—"

કચુરાય વચ્ચે જ બોલી ઉઠયો:—"હમણાં એ બધી વાતચિત જવા દો. પ્રતાપાદિત્યની સાથે આપ ઘણી જ સાવધાનતાથી યુદ્ધ કરજો એટલી જ આપને મ્હારી પ્રાર્થના છે. વળી તેના બે સેનાપતિઓ—શંકર અને સૂર્યકાન્ત—તેના બન્ને હાથ બરાબર છે. એ બન્ને સેનાપતિઓ ઉત્તેજિત થઇ જશે તો તેઓ જ્વલંત અગ્નિની માફક આપના સકળ સૈન્યને ભસ્મીભૂત કરી નાખશે. પ્રથમથી જ સર્વ પ્રકારે આપને સાવધાન કરી દેવા એ મ્હારું કર્તવ્ય છે, અને તેથી જ મ્હેં આ સઘળી હકીકત આપને નિવેદન કરી છે. એમાં જો મ્હારો કાંઇ અપરાધ જણાય તો ક્ષમા આપજો."

માનસિંહે આનન્દપૂર્ણ હૃદયે કહ્યું:—"ના ના—એમાં આપનો શો અપરાધ છે? આવો ઉપદેશ આપવો એ ખરા બંધુનું કાર્ય છે. આપ મ્હારા કરતાં ઘણી ન્હાની ઉમ્મરના હોવા છતાં આજથી હું

આપની સાથે મિત્રતાના બંધનમાં બંધાઉં છું. આપ હમ્મેશાં આ મિત્રના કલ્યાણની કામના કરી આપના ઉદાર હૃદયનો સંપૂર્ણ પરિચય કરાવશો એવી હું આશા રાખું છું.”

આવી રીતે કચુરાયને મધુર વચનોથી સંતુષ્ટ કરીને માનસિંહે પ્રતાપાદિત્ય સંબંધીની બીજી પણ કેટલીક જરૂરી હકીકત જાણી લીધી. છેવટે કચુરાયે તેને કહ્યું:–“ મહારાજ! બીજી એક વાત સાંભળો. આ દેશનાં સઘળાં મનુષ્યો પ્રતાપાદિત્યને ભવાનીના વરપુત્ર તરીકે જાણે છે. સર્વનો એવો વિશ્વાસ છે કે, યુદ્ધ પ્રસંગે સ્વયં કાળિકા, સર્વથી અલક્ષ્ય રહીને પ્રતાપનું સેનાપતિત્વ સ્વીકારે છે. આમ હોવાથી જ સર્વ જનો તથા સૈનિકો પ્રતાપની દેવતા જેવી ભક્તિ શ્રદ્ધા કરે છે. યુદ્ધક્ષેત્રમાં પ્રતાપ ઉપસ્થિત થાય છે એટલે તેના સૈનિકો ભયથી બિલકુલ વિહ્વળ થતા નથી તેમ જ મૃત્યુની સહજ પણ ચિંતા રાખતા નથી. તેઓ એમ જ સમજે છે કે દેવી કાળિકા તેમની સહાયકારિણી છે—ભવાનીનો વર પુત્ર તેમની સમક્ષ ઉભો રહ્યો છે; તેની દેવતાની શક્તિ વિરુદ્ધ મનુષ્યની શક્તિ ક્યાં સુધી ટક્કર ઝીલી શકે? આવા દૃઢ વિશ્વાસબળથી ભાગ્યવાન્ પ્રતાપ સકળ જનોના હૃદયપર પોતાના અધિકારને સ્થાપન કરી શક્યો છે. મહારાજ! આ સર્વ વિષયનો વિચાર કરી આપ પ્રતાપના સૈન્ય ઉપર આક્રમણ કરજો.”

માનસિંહે કૃતજ્ઞતાસહ ઉત્તર આપ્યો:–“ હું પુનઃ કહું છું કે, જો યુદ્ધમાં જય મળશે તો તે આપની કૃપાના પરિણામે જ મળશે.”



# પ્રકરણ ૨૧ મું.

## નિરાશામાં આશા.

યુદ્ધનો આરંભ થાય તેના થોડા વખત અગાઉ પ્રતાપ એમ જાણી શકયો કે, જેને તેણે અન્ન જળથી બચાવ્યો હતો તે જ મહા અકૃતજ્ઞ, નરપિશાચ ભવાનન્દ એક ટોળી ઉભી કરીને ઘણા દિવસથી તેના વિરુદ્ધ કારસ્થાન કરતો હતો. તેણે જ છુપી રીતે કચુરાય પાસે માણસ મોકલીને તેને ઉત્તેજિત કર્યો હતો. તેણે જ દેશની સઘળી આંતરિક સ્થિતિની હકીકત કચુરાયદ્વારા માનસિંહના કાને પહોંચાડી હતી. તેણે જ વર્ષાઋતુના સંકટ પ્રસંગે માનસિંહ માટે રસદ એકઠી કરી હતી અને તેથી માનસિંહ યશોહર સુધી આવી શકયો હતો.

પ્રતાપ ક્ષણ માત્રમાં જ સઘળું સમજી ગયો. તેને એમ જ લાગ્યું કે, બંગાળીઓના જીવનના આ દુર્ભાગ્યનો નાશ એક માત્ર ભગવાન્ સિવાય બીજાથી થઇ શકે તેમ નથી! આમ છતાં પ્રતાપ હિમ્મત હારી ગયો હતો નહિ. તે પોતાના પ્રાણોપમ બંધુ શંકરની સાથે આ વિષયની મસલત કરવા લાગ્યો. આ સમયે પ્રતાપના ગુરુદેવ શ્રી તર્ક પંચાનન હયાત નહોતા. પ્રતાપ અને શંકર વચ્ચે ઘણી વાતચિત થઇ. છેવટે શંકરે કહ્યું:–"જો કે પાપિષ્ઠોએ જાણી જોઇને પરાધીનતાના બંધનમાં બંધાવાની ઇચ્છા કરી છે,–જો કે આપણી સઘળી ગુપ્ત નીતિ માનસિંહના જાણવામાં આવી છે તો પણ હજી આપણે આશંકા રાખવાનું પ્રયોજન નથી. મા યશોહરેશ્વરીની આપણને સહાય છે–તેની કૃપાથી યુદ્ધમાં આપણે માનસિંહનો સૈન્ય-

સહ વિનાશ કરી શકીશું. ચિંતાતુર નહિ બની જતાં તું માતાજીનું સ્મરણ કર ! ”

બંધુનાં આવાં ઉત્સાહપૂર્ણ વાક્યોથી પ્રતાપના અંતરને આશ્વાસન મળ્યું. બીજે દિવસે તેણે માતા યશોહરેશ્વરીની યથારીતિ પૂજા કરીને યુદ્ધ કર્યું.

બન્ને પક્ષ વચ્ચે યુદ્ધ જામ્યું. આવું ભયંકર યુદ્ધ પૂર્વે કદાપિ બંગાળામાં થયું હશે કે કેમ એ એક સંદેહનો વિષય હતો. બંગેશ્વર પ્રતાપાદિત્યની સલાહ પ્રમાણે મહાવીર શંકર અને સૂર્યકાન્ત પૂર્વદેશીય સેનાપતિ રઘુ, ફિરંગી રોડા, ‘ગુપ્ત સેનાપતિ’ સુખા, ઢાલિપતિ મદનકુમાર, ઉદયાદિત્ય વગેરે અગ્રેસરોએ અગણિત સૈન્ય લઇને માનસિંહપર આક્રમણ કર્યું. ગંભીર અવાજથી રણવાદ્યો વાગી ઉઠયાં. ઘોડાઓના હણહણાટ, અસ્ત્રશસ્ત્રોના ખડખડાટ, બંદુકો અને તોપોના ગગનભેદી નાદ વગેરેથી રણક્ષેત્રમાં ભીષણ કોલાહલ થવા લાગ્યો. ‘મારો મારો, કાપો–કાપો,’ નો અવાજ ચોતરફથી સાંભળવામાં આવતો હતો. આજે બંગાળી વીર આગળ રાજપૂત વીર પણ જાણે કે પરાજિત થતા હોય એમ લાગતું હતું. બંગાળી વીરો અત્યંત ઉત્સાહથી શત્રુવ્યૂહનો ભેદ કરતા હતા, તથા ક્ષણ માત્રમાં શત્રુઓનો સંહાર કરી નાખતા હતા. જો કે પ્રતાપના પણ સૈનિકો મર્યા જતા હતા; પરંતુ તેમની સંખ્યા ઘણી થોડી હતી.

આખો દિવસ આવું મહાયુદ્ધ ચાલ્યું. રાત્રિ ઉપસ્થિત થઇ. માનસિંહનું સૈન્ય પ્રથમથી જ થોડું થોડું પાછળ હઠતું હતું. હવે તે ઝડપથી પાછું હઠવા લાગ્યું. રાત્રિનો સમય હતો અને એ લશ્કર બંગાળા દેશના રસ્તાઓથી અજ્ઞાત હતું તેથી બંગાળી સૈન્યનો પ્રચંડ હુમલો જોઇ નિરુપાયે માનસિંહે એક સાંકેતિક બંસીનો અવાજ

કર્યો, તથા એ અવાજની સાથે જ તેણે અશ્વપૃષ્ઠપર દારુણ કશાઘાત કરી નક્ષત્ર ગતિથી અશ્વને દોડાવ્યો. અગણિત રાજપૂત, મોગલ અને હબસી સૈન્યે પણ તત્કાળ માનસિંહનું અનુસરણ કર્યું.

વિજયના ઉલ્લાસથી બંગાળી સૈન્ય શત્રુ સૈન્યને પાંચ ગાઉ સુધી હાંકી કાઢી યથાસ્થળે પાછું ફર્યું.

બીજા દિવસે પ્રભાતકાળે પુનઃ સમરાગ્નિ સળગી ઉઠ્યો. એ દિવસે પણ બંગાળી બહાદુરોએ ઘણી બહાદુરી બતાવીને માનસિંહને સૈન્યસહ પાછો હાંકી કાઢ્યો.

આવી રીતે અનુક્રમે બીજા પણ થોડા દિવસ યુદ્ધ કરીને માનસિંહને સૈન્યસહ પાછા હઠવું પડ્યું, અને તેથી તેના પણ સૈનિકો માર્યા ગયા તેમ જ ઘાયલ થયા. માનસિંહના મનમાં એવો વિશ્વાસ ઉપજવા લાગ્યો કે, ' બંગેશ્વર પ્રતાપાદિત્ય માતા ભવાનીના વરપુત્રરૂપે જ અવતીર્ણ થયો છે!"

કચુરાય, ભવાનન્દ વગેરે કુલાંગારોએ પોતાની સઘળી બાજી ઉંધી વળી જતી જોઈ એટલે ભવાનન્દે એક નવું ષડ્યંત્ર કર્યું. એ ષડ્યંત્રમાં કચુરાયે પણ સંમતિ દર્શાવી.

દુષ્ટબુદ્ધિ ભવાનન્દની સલાહ અનુસાર કચુરાય માનસિંહના શિબિરમાં ઉપસ્થિત થયો. એ વખતે સ્હવાર થયું નહોતું—થોડી રાત્રિ બાકી હતી. આ સમયે કપાળપર હાથ રાખી માનસિંહ ગંભીર ચિંતામાં નિમગ્ન થયેલો હતો.

થોડા સમય પછી બન્ને વચ્ચે વાતચિત ચાલૂ થઇ. ગાઢ નિશ્વાસ મૂકીને માનસિંહે કહ્યું:—" બંધુ ! માનવશક્તિ કરતાં ભાગ્યશક્તિ બળવાન્ છે. બંગેશ્વર પ્રતાપાદિત્યનું ભાગ્ય હમણાં તેનાપર સુપ્રસન્ન છે. તેને સિંહાસનચ્યુત કરવાની શક્તિ કોઇનામાં નથી. આજ સુધીમાં મ્હેં ઘણાં યુદ્ધ કર્યા છે—ઘણા દેશપર વિજય

મેળવ્યો છે; પરંતુ બંગેશ્વર પ્રતાપાદિત્યના જેવું અદ્ભુત પરાક્રમ મ્હેં કોઇ પણ સ્થળે જોયું નથી. ગમે તેમ હો, મ્હારું મૃત્યુ અનિવાર્ય છે! અરેરે! પ્રતાપ કિંવા બાદશાહમાંથી ગમે તે એકના હાથે આ જીવનનો અંત આવશે!"

કચુરાયઃ–આપ આમ ગભરાઇ શા માટે જાઓ છો?

માનસિંહઃ–ગભરાઇ જવાનું કારણ એ છે કે, આ યુદ્ધમાં વિજય મળે એવી મ્હને આશા નથી. યુદ્ધ કરવા જતાં પ્રતાપ કિંવા અન્ય બંગાળી વીરના હાથે હું માર્યો જઇશ અને જો યુદ્ધ કર્યા સિવાય દિલ્હી પાછો જઇશ તો શહેનશાહ મ્હને પ્રાણદંડ દેશે. પૂર્વે મ્હેં કુમાર ખુશરુનો પક્ષ સ્વીકારેલો હોવાંથી બાદશાહ મનમાં ને મનમાં મ્હારાપર નારાજ છે. હવે હું સમજી શક્યો છું કે ભાગ્યસત્તા સમક્ષ માનવ સત્તા સર્વથા તુચ્છ છે.

કચુરાયે સ્મિત મુખે કહ્યું:–"ના મહારાજ! આપ નિરાશ થશો નહિ–ધીરજ રાખો. આપના હાથે જ આ કાર્ય સિદ્ધ થવાનું હોવાથી માતા યશોહરેશ્વરી આપને આ દેશમાં લઇ આવી છે. એ વાત કહેવા માટે જ આ સમયે મ્હેં આપના વિશ્રામસુખમાં બાધા કરવાનું સાહસ કર્યું છે."

માનસિંહઃ-ના ના–આપ આ શું કહો છો! ગમે તે વખતે આપને આપની ઇચ્છા હોય ત્યાં આવવા જવાનો અધિકાર છે. આપ જે કહેવા ઇચ્છતા હો તે સ્પષ્ટતાથી કહેવાની કૃપા કરો.

કચુરાયે ગંભીરભાવથી કહ્યું:–"કાલે રાત્રે મ્હેં એક અદ્ભુત સ્વપ્ન જોયું છે. જાણે માતા યશોહરેશ્વરી મ્હારા ઉશિકા પાસે ઉભી રહીને એમ બોલી કે, 'રાઘવ! તું શોક કરીશ નહિ. હવે અલ્પ કાળમાં જ ત્હારા પિતાના ખૂનીને તેના ગંભીર અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવું પડશે. મહાવીર માનસિંહ જ તેને રાજ્યભ્રષ્ટ તથા કેદી કરશે.

આજ સુધી હું પ્રતાપને અનુકૂળ હતી; પરંતુ હવે મ્હેં તેનો ત્યાગ કરી માનસિંહનો પક્ષ સ્વીકાર્યો છે. તું જઇને માનસિંહને મ્હારી આ ઇચ્છા જણાવ. આવતી કાલે અપાર ઉત્સાહથી સૈન્યસહ રણસંગ્રામમાં ઉપસ્થિત થવા તેને કહેજે. એમ કરવાથી તેની ઇચ્છા સફળ થશે.' આટલા માટે જ હું આપને નિરાશ નહિ થતાં ધીરજ ધારણ કરવા કહું છું."

આ વચનોપર માનસિંહનો વિશ્વાસ બેઠો. તત્કાળ તેણે માતાના નામનું સ્મરણ કરી ગંભીર અવાજથી તૂર્યધ્વનિ કર્યો. એ ધ્વનિ થતાંની સાથે જ શિબિરમાં કોલાહલ શુરુ થયો. સર્વ સૈનિકો આશ્ચર્ય પામી ઉઠી ઉભા થઇ રણસજ્જાથી સજ્જિત થવા લાગ્યા. બંદુકો અને તોપોના ગગનભેદક અવાજ થવા લાગ્યા. રણવાદ્ય વાગવા લાગ્યાં. સકળ સૈન્ય વારંવાર મહારાજ માનસિંહની જયગર્જના કરવા લાગ્યું.

---

## પ્રકરણ ૨૨ મું.

---

### છેલ્લી વિદાય.

એકાએક થયેલા તૂર્યધ્વનિનો કાંઇ અર્થ સમજવામાં નહિ આવ્યાથી પ્રતાપ ઉત્કંઠિત બની ગયો. તત્કાળ તેણે પણ પોતાના ઉચ્ચ પ્રાસાદના શિખરપર જઇ ગંભીર નાદથી શંખધ્વનિ કર્યો. આકસ્મિક આવશ્યકતા પ્રસંગે તે આવી રીતે શંખધ્વનિ કરતો હતો. એ શંખધ્વનિથી બે ગાઉથી પણ વિશેષ માર્ગ પ્રતિધ્વનિત થતો હતો. એ ધ્વનિ સાંભળવામાં આવતાં પ્રતાપના ભક્ત સૈનિકો યુદ્ધ માટે તૈયાર થઇ પ્રતાપની જયગર્જના કરવા લાગ્યા.

પ્રતાપે વિના વિલંબે શંકર તથા સૂર્યકાન્તને મળી તેમને

કહ્યું:–"હું સમજી શકતો નથી કે આજે ક્યા બળથી બળવાન્ થઇને એ રાજપૂતકલંક તુર્યધ્વનિદ્વારા યુદ્ધ જાહિર કરે છે! ગમે તેમ હો, શત્રુ જ્યારે યુદ્ધ માટે નિમંત્રણ કરે છે ત્યારે હવે એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં તમે અગ્રેસર થાઓ. એક વખત માતા યશોહરેશ્વરીનું દર્શન કરી હું તમને આવી મળું છું."

તત્કાળ શંકર અને સૂર્યકાન્ત સઘળું સૈન્ય લઇ યુદ્ધક્ષેત્રમાં ઉપસ્થિત થયા, તથા પ્રચંડ પરાક્રમથી શત્રુવ્યુહનો ભેદ કરી શત્રુઓનો સંહાર કરવા લાગ્યા.

એકાએક પ્રતાપની ડાબી આંખ વારંવાર ફરકવા લાગી. તેનું મન ઉદાસ થઇ ગયું. તેના અંતરમાં પોતાનું તથા સ્વદેશનું સર્વસ્વ નષ્ટ થઇ જવાની આશંકા ઉપજી. આવા શંકાશીલ ભાવથી તે માતૃ-મંદિરમાં ઉપસ્થિત થયો. પ્રથમ માતાના પાદપદ્મમાં દૃષ્ટિપાત્ કરવાનો તેણે વિચાર કર્યો. તેણે જોયું કે, માતાના એ પાદપદ્મ હવે નથી–તે માત્ર પત્થર જેવા થઇ ગયા છે! પછી તેણે માતાના મુખ તરફ જોયું તો મા ઘણી ભયંકર મૂર્તિથી અને તીવ્ર દૃષ્ટિથી પોતાના તરફ જોઇ રહી હોય એમ તેને લાગ્યું. ધીમે ધીમે તેણે માતાના સર્વાંગને પાષાણના રૂપમાં ફેરવાઇ ગયેલું જોયું. આ પ્રસંગે માતાના મસ્તિષ્ક-માંથી એક દિવ્ય જ્યોતિને નીકળી અંતર્હિત થઇ ગયેલી તેણે જોઈ.

ભય, ભક્તિ અને વિસ્મયથી પ્રતાપે ગદ્દગદ કંઠે કહ્યું:–"મા! હું આ શું જોઉં છું? મા ચૈતન્યરૂપિણિ! તમે શું જતાં રહ્યાં? જાઓ મા! હવે હું પણ તમારી પાસે આવું છું!"

વીરવર પ્રતાપ આ વખતે મુક્તકંઠે રડી પડ્યો. રુદન કરતાં કરતાં પુનઃ તે કહેવા લાગ્યો:–"માતા! આ બંગદેશનો ત્યાગ કરીને તમે જાઓ! આ રાજ્ય સ્મશાન બની જાઓ; એની લક્ષ્મી, શોભા, સૌન્દર્ય–સઘળું ભ્રષ્ટ થાઓ અને દુર્ભાગી બંગાળીઓ અરસ્પર-

સના દ્વેષાગ્નિમાં બળી જાઓ! જાઓ મા યશોહરેશ્વરિ! હિન્દુના હૃદયની ભક્તિ, શક્તિ, બળ, બુદ્ધિ, આશા વિશ્વાસ—સઘળું લઇ જાઓ મા! હવે સ્વપ્નમાં પણ આ જાતિ સ્વાધીનતાનું દર્શન ન કરે!"

ચિંતાતુર બની ગયેલો પ્રતાપ મંદિરમાંથી બ્હાર નીકળ્યો. બ્હાર નીકળતાંની સાથે જ તે મુર્છિત બની ગયો. એ મુર્છિત સ્થિતિમાં તેણે એક અદ્‌ભુત સ્વપ્ન જોયું. એ સ્વપ્નમાં તેણે એવો અદ્‌ભુત દેખાવ જોયો કે જે દેખાવ ભવાનીના વરપુત્ર સિવાય બીજું કોઇ જોઈ શકે નહિ. માતાની વિશ્વમોહિની મૂર્ત્તિની રૂપજ્યોતિથી તેણે દશે દિશાઓ ઉજ્વળ બની ગયેલી જોઇ. મા જાણે કે મૃદુહાસ્ય કરતી હતી! માતાની એ જગદ્ધાત્રી કરુણામયી મૂર્ત્તિ જોઇને પુણ્યવાન્ પ્રતાપ રુદન કરવા લાગ્યો;—

"પુનઃ હું આ શું જોઉં છું મા?"

આ સમયે જાણે કે અત્યંત કોમળ તથા મધુર કંઠ સંભળાવા લાગ્યો કેઃ—"વત્સ! નિરાશ થઇશ નહિ. તું જો કે રાજ્યભ્રષ્ટ થયો છે; પરંતુ મુસલ્માનો વિશેષ કાળ સુધી આ દેશમાં રાજ્ય કરી શકશે નહિ. ભારતની હિંદુશક્તિ તથા આર્યસભ્યતા સજીત કરવા માટે ઘણા અંતરે આવેલા શ્વેતદ્વીપથી શ્વેતકાય સુસભ્ય જીવિતજાતિ સત્વર અત્રે આવશે જ. એ સમયે હિન્દુઓ પરાધીનતામાં ર્‌હેશે છતાં તેઓ સર્વ પ્રકારની સ્વાધીનતાના સુખનો આસ્વાદ મેળવી શકશે. એ સમયે હિન્દુના દર્શન, વિજ્ઞાન, કાવ્ય, સાહિત્ય, શિલ્પ, વાણિજ્ય વગેરેની આપોઆપ ઉન્નતિ થશે. ત્હેં સમગ્ર ભારતને એકતાના સૂત્રથી જોડી ધર્મરાજ્ય પ્રતિષ્ઠિત કરવાનો સંકલ્પ કર્યો હતો; પરંતુ એ સૌભાગ્ય શ્વેતદ્વીપથી આવનાર એ સર્વગુણાલંકૃત જાતિ સિવાય બીજા કોઇનું થશે નહિ. તે જ ભારતની ભાવી સમ્રાજ્ઞી છે. એ સમ્રાજ્ઞીને ગુરુપદપર બેસાડીને ત્હારા દેશબંધુઓ શાન્તિમાં પોતાનાં જીવન પસાર કરશે."

પ્રતાપ એ સ્વપ્નાવસ્થામાં જ માતાજીની મહાવાણી સાંભળવા

લાગ્યો. હવે તે શુદ્ધિમાં આવ્યો. ભક્તિ તેમ જ વિસ્મયથી તેનું શરીર રોમાંચિત થયું. તેણે માતાને ઉદ્દેશી ભક્તિપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી તેણે પોતાના મન સાથે જ કહ્યું:—"મા! ત્યારે તમારી ઇચ્છા જ પૂર્ણ થાઓ."

આમ કહી ઘોડેસવાર થઇ વાયુવેગે તેણે ઘોડાને દોડાવ્યો. કાંઇ વિચાર કરી તે એક વખત પોતાના પ્રાસાદ પાસે જઇ ઉભો રહ્યો. પછી તે ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને પ્રાસાદમાં પ્રવેશ કર્યો. આ વખતે પ્રભાત થયું હતું.

પ્રાસાદમાં પ્રવેશ કરતાંની સાથે જ પ્રણયિનીને જોઇને તેણે કહ્યું— "પ્રિયે! આજે જીવનનો છેલ્લો દિવસ છે! તું મ્હને વિદાય આપ. જન્માંતરમાં ત્હારી સાથે મ્હારું પુનર્મિલન થાય એવું જ હું ઇચ્છું છું."

પદ્મિનીએ સજળનયને તથા ગદ્‌ગદ કંઠે કહ્યું:—"પ્રાણેશ્વર! આજે આ દાસીને આપ આવી નિષ્ઠુર વાત કહેશો એમ હું પ્રથમ જ સમજી શકી હતી. ગઈ રાત્રે મ્હેં એક સ્વપ્ન જોયું છે—"

પ્રતાપ વચ્ચે કહેવા લાગ્યો:—"જવા દે, હવે એ વાત કાઢવાની જરૂર નથી; હું મ્હારા મનથી એ વિષય સમજી શકું છું. ભાવીમાં જે બનવાનું છે તે બનશે. પ્રિયે! શોક કરીશ નહિ. સઘળી એ મહામાયાની રમત છે! તેમની માયાથી આટલા દિવસ સુધી એક પ્રકારના સુખસ્વપ્નનું દર્શન કર્યું છે. આજે સ્વપ્ન દૂર થયું છે, તથા માતાજી પણ અદૃશ્ય થયાં છે!"

પદ્મનીએ સ્થિરદૃષ્ટિથી પ્રતાપ તરફ જોઈ રહી દૃઢતાસૂચક સ્વરે કહ્યું:—"હવે આ દાસીને શી આજ્ઞા છે? એ છેવટના સમાચાર સાંભળવામાં આવે ત્યાં સુધી મ્હારે—"

પ્રતાપ વચ્ચે બોલી ઉઠ્યો:—"હા, માતાજીની રમત અતિ

વિચિત્ર છે. છેવટ સૂધી જે બને તે જોયા સિવાય કાંઇ કરવાનો તને અધિકાર નથી."

"ત્યાર પછી શું કરવું ?"

"તેનો નિર્ણય તું જ કરજે. તું સતી સાધ્વી વીર રમણી છે. જો કદાચ તું એમ સાંભળે કે, બંગાળાનો સ્વાધીનતાસૂર્ય ચિરકાળ માટે અસ્ત થયો છે,–'ભવાનીનો વરપુત્ર' જીવથી મરી ગયો છે તો તું યમુનાના અગાધ શીતળ જળરાશીમાં ડૂબી મરજે. વળી મ્હારું જે કાંઇ છે,–મ્હારા લીધે જેઓ પોતાનું ગૌરવ સમજે છે એ મ્હારી નયનાનન્દકારિણી પુત્રીએ પણ ત્હારું અનુસરણ કરવું જોઇએ. નૌકા તૈયાર રાખી છે. સર્વની સાથે તું તૈયાર થઇ રહે. અશુભ સમાચાર જાણવામાં આવતાં તત્કાળ ભરગંગામાં નૌકા લઇ જઇને તેના તળીઆને કાણું કરી નાખજો. વળી જો તું એમ સાંભળે કે, માતા યશોહરેશ્વરીએ ઉંચું મ્હોં કરીને જોયું છે,–બંગાળાદેશેં ચિરસ્વાધીનતાં મેળવી છે તો મંગળ શંખનાદથી દિશાઓને કંપાવી આનન્દથી નૌકાને તીરે લઇ આવજે. ભંડાર ખુલ્લા કરી નાખજે. માત્ર પહેરેલું વસ્ત્ર રાખી બીજું સઘળું દીનદરિદ્રોને વહેંચી દેજે. માતાજીના ઇંટોના મંદિરને સોનાથી મઢાવજે ! પરંતુ પ્રિયે ! એ શુભ ક્ષણ પુનઃ આવશે કે ? એ સુવર્ણસ્વપ્ન પુનઃ સફળ થશે કે ? સતિ ! રુદન કરીશ નહિ. નેત્રોમાં ભરાઇ આવેલું અશ્રુજળ સાફ કરી નાખ. જીવનની છેલ્લી પળ સૂધી તું માતાજીનું સ્મરણ કરજે. મા દયામયી પરમેશ્વરી છે !"

પ્રતાપનાં નેત્રોમાંથી પણ અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી. અરેરે ! પછી એ અશ્રુજળ સુકાયું જ નહિ !

ત્યાર પછી એ મૌન રુદનની સાથે સાથે વીર વીરાંગનાનું અંતિમ આલિંગન થયું ! એ આલિંગનથી બન્નેના હૃદયમાં સમુદ્રમંથન થવા લાગ્યું. અલ્પકાળ આવા ભાવમાં પસાર થઇ ગયો.

પછી પ્રાણમયી પદ્મિનીએ હૃદયસ્પર્શી સ્વરે કહ્યું:–"જાઓ, પ્રાણેશ્વર! શત્રુઓનો સંહાર કરવા જાઓ! શત્રુઓના ગરમ લોહીથી માતા વસુમતીને તૃપ્ત કરતાં કરતાં તમે વીરગતિ—"

પ્રતાપે કહ્યું:–"હા હા; ત્હારા મુખમાંથી હું આવા શબ્દો સાંભળવાને જ ઇચ્છું છું! પ્રિયે! તને ધર્મપત્નીરૂપે મેળવી શક્યો હોવાથી જ વિધાતાએ મ્હને બંગેશ્વરનું ઉચ્ચ આસન આપ્યું હતું!"

પ્રતાપ વિદાય થયો. આ સમયે ઓગણિશ વર્ષની ઉમ્મરનો કુમાર ઉદયાદિત્ય વીરવેશથી સુસજ્જિત થઇને માતાના ચરણોમાં પ્રણામ કરવા આવ્યો. પ્રણામ કરીને તેણે કહ્યું:–"માતાજી! વિદાય આપો. આજના યુદ્ધમાં જો વિજયી થઇશ તો પિતાજીને કહી, મા યશોહરેશ્વરીનું સુવર્ણનું મંદિર કરાવીશ."

પદ્મિનીએ હૃદયમાં સાહસ એકઠું કરી પુત્રને શુભાશીર્વાદ આપી રણસંગ્રામમાં વિદાય કર્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

### પ્રચંડ પ્રતિહિંસા.

હવે ફુલજાની ઘરમાં રહી શકી નહિ. ચોતરફ બંદુકો તથા તોપોના ભયંકર અવાજ થતા હતા. વીરોના વીરધ્વનિથી સર્વત્ર કોલાહલ થતો હતો. ફુલજાનીએ સ્વગત વિચાર્યું:–"આજે છેલ્લો દિવસ છે કે? આજે બંગાળીઓના ભાગ્યની પરીક્ષા થવાની છે કે? માનસિંહે આજે જીવનની માયાનો ત્યાગ કર્યો છે. આજે બંગદેશ કાયમને માટે સ્વાધીન થશે અને જો તેમ નહિ બને તો રાજપૂતકલંક માનસિંહ બંગાળાના નવીન આશામય મુખ-

કમળપર પરાધીનતાનો અંધકાર લાવશે ! યુદ્ધાંતે વિધાતાએ બંગાળાના ભાગ્યમાં શું લખી રાખ્યું હશે એ કોણ જાણે છે ?!"

વિચાર કરતાં કરતાં કુલજાનીના મુખ ઉપર વિરક્તિ, ક્રોધ, તિરસ્કાર અને દુઃખની છાયા પડી. તેણે પુનઃ વિચાર્યું:—"અરેરે! મહાપાપી ભવાનન્દ અને કચુરાયે જ સ્વદેશના સર્વસ્વનો નાશ કરવા માંડયો છે. સ્વજાતિ જ સ્વજાતિનો વિનાશ કરે છે! મા વસુંધરા! તમે કેવી રીતે હજી સુધી એ કુલાંગારનો ભાર વેઠી શકો છો?"

વિદ્યુલ્લતાનાં નેત્રોમાં વિજળી ચમકી. તેનાં વિશાળ નેત્રોમાંથી અશ્રુબિંદુ ઝર્યાં;—જાણે કે અગ્નિકણો એક પછી એક નીકળવા લાગ્યા.

પ્રતાપે પુષ્કારમાં આપેલી તલ્વાર સ્હામે દિવાલપર ઝૂલી રહી હતી; એ તલ્વાર તરફ જોઇને કુલજાનીએ વિચાર્યું:—"અરેરે! આવી રીતે પડી રહીને તે મલિન બની જશે કે? શત્રુઓનું લોહી પીવાની તેની ઇચ્છા નથી કે?"

કુલજાનીનું જમણું શરીર રોમાંચિત થયું. તેણે તલ્વાર હાથમાં લઇ એક વસ્ત્રથી તેને સાફ કરી નાખી. પ્રતાપે આપેલો વીર પોષાક બ્હાર કાઢયો. કુલજાનીનું હૃદય એક વખત કંપી ઉઠયું. યુદ્ધક્ષેત્ર! બંગરમણી;—યુદ્ધ ક્ષેત્ર. અસંભવ ! પુનઃ તેનું જમણું શરીર રોમાંચિત થયું.

કુલજાનીએ એ વીરવેશ ધારણ કરી તલ્વારને કમરપટ્ટામાં લટકાવી દીધી. કેશકલાપનું ગોળ ઘુંચળું વાળી તે તેણે ફેંટામાં છુપાવી દીધો. તેનાં વિશાળ નેત્રો શત્રુઓનો સંહાર કરવાને લાલચોળ બની ગયાં. રમણીના રમણીય કટાક્ષ એ ક્રોધ પાસેથી જાણે કે દૂર થઇ ગયા. તેના મૃણાલ બાહુયુગલ, નિતંબ, હૃદય, ચરણ અર્થાત્ શરીરના સઘળા અવયવ બખ્તરમાં છુપાઇ ગયા. એ વીરબાલાએ કુમારવેશમાં યુદ્ધસજ્જાથી સુસજ્જિત થઇને સમરક્ષેત્રમાં કૂદકો માર્યો.

જે સ્થળે સૂર્યકાન્ત અદ્ભુત પરાક્રમથી શત્રુઓનો સંહાર કરતો હતો તે તરફ ફુલજાનીની નજર ગઇ. એવામાં તેણે એક સાથે અનેક શત્રુઓને સૂર્યકાન્તપર હુમલો કરતા જોયા. એક તરફ ભાલો, બીજી તરફ તલ્વાર, ત્રીજી તરફ બંદુક—એવી રીતે તેની ચોતરફથી વિવિધ અસ્ત્રશસ્ત્ર ઉંચા થયાં. આ પ્રસંગે સૂર્યકાન્ત બે મોગલ સરદારોનાં ધડથી જૂદાં થયેલાં મસ્તકો પોતાના બન્ને હાથમાં લઇ તેજસ્વી અંતરથી પોતાના સૈનિકોને દેખાડતો હતો. દૂરથી સૂર્યકાન્તનું સંકટ સમજી જઈ પોતાના પ્રાણને તુચ્છ ગણીને સૂર્યકાન્તને સાવધાન કરવા માટે ફુલજાનીએ અગણિત સૈન્યસમુદ્રમાં પડતું નાખ્યું. સૂર્યકાન્તે પણ આત્મરક્ષણ કર્યું.

દૂરથી એક મોગલે ફુલજાનીને જોઇ. જોતાંની સાથે જ તે તેને ઓળખી શકયો. અને મહા કષ્ટે તે સૂર્યકાન્તની સ્હામે આવવા લાગ્યો. એ ભયાનક સમયે અગણિત સૈન્યતરંગમાં યુવકવેશધારિણી ફુલજાનીને સૂર્યકાન્ત ઓળખી શકયો નહિ. એક વખત તેનું મ્હોં જોવામાં આવતાં એકાએક કાંઇ જાણે કે તેના મનમાં થઇ આવ્યું! કોઇ જાણે કે તેના હૃદયદ્વાર પાસે એમ કહેવા લાગ્યું કે, "જુઓ, હું કોણ છું?!' સૂર્યકાન્તે કેવળ એક ક્ષણ માટે વિચળિત બની જઇને ફરીથી એક વખત ફુલજાનીના મ્હોં તરફ જોયું. ચતુર્ચક્ષુનું મિલન થયું! અરેરે! સૂર્યકાન્ત! તું શું કરે છે? હવે તું એ તરફ જોઇશ નહિ. આ જો, શત્રુઓ ત્હારાપર હુમલો કરે છે!

દૂરથી પેલો મોગલ મહાકષ્ટે સૂર્યકાન્તની સ્હામે આવી પહોંચ્યો. લજાની પાછળ હઠી. સૂર્યકાન્તે પૂછ્યું:—" આ શું! આપ!—"

એ મોગલ તોરાબઅલ્લી હતો. તોરાબઅલ્લીએ તીવ્ર કંઠે કહ્યું:— " હા, હું જ. સૂર્યકાન્ત! ફુલજાનીને ત્હેં કયાં રાખી છે?"

સૂર્યકાન્તઃ—તે કયાં છે એ હું જાણતો નથી. હમણાં એ વાત કરવાનો વખત નથી. દૂર થા, નરાધમ!

એક મોગલે આ સમયે સૂર્યકાન્તના હાથમાં તલ્વાર ખોસી. કુલજાનીએ તત્કાલ અસ્ત્રાઘાતથી એ મોગલનો સંહાર કરી નાખ્યો.

આ સમયે એક તોપનો ગોળો સૂર્યકાન્ત તરફ આવતો હતો. આ પ્રકારનું દર્શન કરી કુલજાની સૂર્યકાન્તની આગળ જઈ પોતાના જીવનને તુચ્છ ગણી સૂર્યકાન્તનું રક્ષણ કરવા ઉભી રહી. ગોળો સ્થાનભ્રષ્ટ થઈ કુલજાનીની પાસેથી ચાલ્યો ગયો.

તોરાએ પૂર્વવત્ સ્વરે કહ્યું:—"ફુલજાની ક્યાં છે એ તું જાણતો નથી કે? હજી પણ મ્હને છેતરે છે? સૂર્યકાન્ત! ત્હારી સ્હામે આ કોણ છે તે જો જોઇએ!"

સૂર્યકાન્ત:—હું મ્હારી સ્હામે તો આ એક વીર યુવકને જોઇ શકું છું. એમનું નામ કુમાર છે.

"કુમાર છે? ઠીક!"

વિકૃત મુખે આ શબ્દ ઉચ્ચારી તોરાએ પોતાના ભાલાથી કુલજાનીનો શિરપેચ ઉપાડી લીધો. તરત જ શિરપેચમાં છુપાઇ રહેલો કૃષ્ણકેશકલાપ ફુલજાનીના પૃષ્ઠ દેશપર ફેલાઈ ગયો. કુલ એક વખત માત્ર સૂર્યકાન્તની તરફ ફરી ઉભી રહી. એ કેવી અપૂર્વ શોભા હતી! સૂર્યકાન્તે વિસ્મયથી એ દેવીમૂર્ત્તિનું દર્શન કર્યું. ચતુર્ચક્ષુનું મિલન થયુ. મુખપર અવ્યક્ત ભાવ પ્રકાશી નીકળ્યો.

બરાબર આ સમયે તોપનો એક સળગતો ગોળો આવી ફુલજાનીના હૃદયમાં લાગ્યો. ફુલજાની જમીનપર પડી જાય તે પૂર્વે જ સૂર્યકાન્તે તેને ઉંચકી લઇને કહ્યું:—"અરેરે! કુલ! આ શું થયું?! તું રણ સંગ્રામમાં? આવા વેશમાં,—કેવળ મ્હારા માટે? અરેરે! બાળિકા! હું ત્હારાપર કેટલો બધો પ્રેમ રાખું છું એ તને એકકે દિવસ કહી શક્યો નહિ! ઉઃ!"

અધરનું હાસ્ય દૂર થયું નહિ. એ હાસ્ય કાયમ રહ્યું ત્યાં સખીમાં તો ફુલ સ્વર્ગમાં ચાલી ગઇ!

એ સમયે બીજા એક તોપના ગોળાએ આવી સૂર્યકાન્તની છાતી ભેદી નાખી અને બરાબર એ સમયે જ તોરાબઅલ્લીની તલ્વારથી સૂર્યકાન્તનું મસ્તક ધડથી જૂદું થઇ જમીનપર પડ્યું. આવી રીતે તેણે સૂર્યકાન્તથી ફુલજાનીને વિચ્છિન્ન કરી નાખી.

નરકનો અગ્નિ બુઝાઈ ગયો! મૂર્તિમાન્ હિંસા–પાપ તોરાબનું હૃદય આટલા દિવસે શીતળ થયું! અરેરે પ્રેમ! અરેરે! રમણીના રૂપ!

---

## પ્રકરણ ૨૪ મું.

---

### પ્રતાપનું પતન.

સૂર્યકાન્તનું પતન જોઇને બંગાળી સૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. સુયોગ સમજી માનસિંહ તોપોના ગોળા ઉપર ગોળા છોડવા લાગ્યો. અલ્પ કાળમાં જ દેવતુલ્ય ઉદયાદિત્ય અપૂર્વ ઉત્સાહથી જે સ્થળે પોતાને સૈનિકોને મોગલોનો સંહાર કરવા ઉત્તેજિત કરતો હતો એ તરફ એક સળગતો ગોળો આવ્યો. અરેરે! એ ગોળો રાજકુમાર ઉદયાદિત્યને વાગતાં તે વીર–ગતિ પામ્યો.

ચોતરફ આ વખતે ‘ હાય હાય ’ ના પોકાર થયા. એ ‘ હાય હાય ’ ના પોકારો સાથે જ વીરવર પ્રતાપનો નૌકા સેનાપતિ બહાદુર ફિરંગી રોડા રણસંગ્રામમાં ચિરનિદ્રામાં સુતો.

ઉપરા ઉપરી ત્રણ મુખ્ય સેનાપતિ પડ્યા! બંગાળી સૈન્યનો હાહાકાર શાન્ત થયો નહિ. આકાશ મેઘાચ્છન્ન થઇ ગયું!

તેજસ્વી શંકર ગરજી ઉઠયો:—" ભાઇઓ ! આ શોક કરવાનો સમય છે કે? જેમણે તમારા અત્યંત પ્રિય ત્રણ સેનાપતિઓનો સંહાર કર્યો છે તેમને જીવતા રાખી તમે પાછા ફરવાની ઇચ્છા રાખો છો ? તમે આટલું બધું કષ્ટ સહન કરીને આજકાલ કરતાં લગભગ અઢાર વર્ષથી જે બંગાળા દેશને સ્વાધીન કરી રાખ્યો હતો એ દેશને આજના માત્ર એક જ દિવસના યુદ્ધથી વિધર્મીઓના હાથમાં જવા દેશો ? સુવર્ણભૂમિ બંગાળાની સ્વાધીનતાનો નાશ થવા દેશો ?"

શંકરનાં આ તેજસ્વી વાક્યો સાંભળી બંગાળી સૈનિકો પુનઃ ઉત્તેજિત બની ગયા. પુનઃ તેઓ મરણભયને તુચ્છ સમજી માનસિંહના સૈન્યનો સંહાર કરવા લાગ્યા.

વિના વિલંબે પ્રતાપને સમાચાર મળ્યા કે, સર્વસ્વનો નાશ થયો છે!—વીરવર સૂર્યકાન્ત, કુમાર ઉદયાદિત્ય અને ફિરંગી રોડા હવે આ સંસારમાં નથી.

પ્રાણોપમ સુહૃદ, પ્રાણાધિક પુત્ર તથા એક મુખ્ય સેનાપતિના વીરગતિ પામ્યાના વર્તમાન સાંભળી પ્રતાપ સહજ પણ વિચલિત થયો નહિ. તેણે પોતાના કર્તવ્યમાં લક્ષ્ય આપ્યું.

પ્રબળ પરાક્રમથી હિન્દુ સૈન્યને લઈ પ્રતાપ એકાએક મોગલ સૈન્યની પાછળ જઇ પહોંચ્યો. શંકર પણ તેને મળી ગયો. પછીથી એ બન્ને મહાવીર સળગતા અગ્નિની માફક મોગલ સૈન્યને ભસ્મીભૂત કરવા લાગ્યા. તેમનું એ ભીમ ભૈરવ ભયંકર સ્વરૂપ જોઇને શત્રુઓ ભયભીત બની ગયા.

પરંતુ અરેરે ! વિધિની ગતિ વક્ર હતી ! આવી રીતે મહાયુદ્ધ ચાલતાં ચાલતાં રાત્રિ પડી. અંધકારની વિશેષતાથી કાંઇ જોઇ શકાતું નહિ. આ સમયે ભવાનન્દની સલાહથી કચુરાયે માનસિંહની પાછળ

ઉભા રહીને 'પ્રતાપનું મૃત્યુ થયું છે.' એવી ખોટી અફવા ફેલાવી. આ અફવા બંગાળી સૈન્યના સાંભળવામાં આવતાં તે નિર્વીર્ય અને નિરાશ બની ગયું. બંગાળી સૈનિકો ચોતરફ છૂટા થઇ ગયા.

પોતાના સૈનિકો શા કારણથી પલાયન કરી જાય છે એ સમજવામાં નહિ આવવાથી પ્રતાપ સહજ વિચલિત બની ગયો. પછી તેણે પોતે પણ પોતાના મૃત્યુની અફવા સાંભળી. તેણે વિચાર્યું કે, "આ માનસિંહનું એક અવ્યર્થ કોશલ છે. આવી રીતે મ્હારા મૃત્યુની અફવા ફેલાવીને તેણે મ્હારા સૈનિકોને જીવતા મારી નાખ્યા છે."

બરાબર આ સમયે વિજળી ચમકી. એ વિજળીના પ્રકાશમાં ચમકિત બની જઇને પ્રતાપે જોયું કે માનસિંહની પાછળ ઉભા રહીને નરાધમ કચુરાય અને ભવાનન્દ જ તેના મૃત્યુની ખોટી અફવા ફેલાવી હિન્દુ સૈન્યને નિરાશ કરી નાખતા હતા. પ્રતાપે એક ગાઢ નિશ્વાસ મૂકયો, તથા એ નિશ્વાસની સાથે જ મુર્ચ્છિત બની જઇને તે ઘોડાપરથી નીચે પડી ગયો.

આ સમયે માનસિંહ પ્રતાપને કેદ કરવા આગળ વધ્યો. પ્રતાપની આસપાસ થોડા બંગાળી સૈનિકો ઉભા રહી પ્રતાપનું રક્ષણ કરતા હતા. એ મુષ્ટિમય બંગાળી સૈન્ય રાજરાજેશ્વર પ્રતાપાદિત્યના શરીરનું રક્ષણ કરવા માટે અચળ—અટલ થઇને ઉભું રહ્યું; પરંતુ અગણિત શત્રુ સૈન્ય આગળ એ થોડું બંગાળી સૈન્ય કયાં સુધી ટકી શકે? એ બંગાળી સૈનિકો અંતકાળ સુધી પ્રતાપના શરીર પાસેથી ડગલું પણ પાછા હઠયા નહિ.

છેવટે એકલો શંકર રહ્યો. એ મહાપ્રાણ તેજસ્વી યુવક શંકર પોતાના પ્રાણને તુચ્છ કરીને પ્રાણોપમ બંધુ પ્રતાપ પાસે ઉભો રહ્યો. એ સમયે એનું આત્મજ્ઞાન વિલુપ્ત થઇ જવા આવેલું હોઇ તેના મનનો ભાવ કેવો હશે તેની કલ્પના વાંચકોએ જ કરી લેવી.

સ્થિર, ધીર, ગંભીર મૂર્તિની માફક એકાગ્રદષ્ટિથી તે પ્રતાપના શરીર તરફ જોઈ રહ્યો. આવી રીતે ક્ષણ કાળ સુધી જોયા પછી તે પણ મુર્છિત બની જઇ વીરવર પ્રતાપના શરીરપર ઢળી પડયો.

ધીમે ધીમે કાળરાત્રિનું સામ્રાજ્ય સ્થાપિત થયું. એ કાળરાત્રિનો અંત આવ્યો જ નહિ! બંગાળાના છેલ્લા વીરની જીવનસંધ્યાની સાથે એ કાળરાત્રિ ચિર અંધકારમાં પર્યવસિત થઇ. બંગાળાની સ્વાધીનતાની વાર્તા પણું કવિની કલ્પના સમાન થઇ પડી.

પછી માનસિંહ એ બન્ને મહાપુરુષને કેદ કરી પોતાના શિબિરમાં લઈ ગયો.

# ઉપસંહાર.

ત્યાર પછી ? અરે રે! ત્યાર પછી જે બનવાનું હતું તે બન્યું. માનસિંહે યશોહરના દુર્ભેદ્ય દુર્ગને સ્વાધીન કરી તેમાંની સઘળી દ્રવ્યસામગ્રીનો સંગ્રહ કર્યો. પછી મહા સમારોહથી દેવી યશોહરેશ્વરીની પૂજા કરીને તે કૃતાર્થ તથા ધન્ય થયો.

એ યશોહરેશ્વરીની પાષાણ પ્રતિમાને પોતાના દેશમાં લઇ જઇને માનસિંહે શાસ્ત્રોક્ત વિધાન અનુસાર સ્થાપિત કરી હતી. આજે પણ જયપુરમાં અંબર પર્વત ઉપર માની એ મંગળ મૂર્તિ વિરાજ કરે છે. આશ્ચર્યનો વિષય એ છે કે, આજે પણ માની એ આરસ પત્થરથી બનેલી ગ્રીવા સહજ વાંકી છે. જન સાધારણનો એવો વિશ્વાસ છે કે, મા—યશોહરેશ્વરી પ્રતાપપર વિરક્ત થઈ માથું વાંકું કરી ઉભી રહી હતી તથા એ સમયે માનું એ મંદિર પણ કંપી ઉઠયું હતું.

પ્રતાપ—મહિષી સતી સાધ્વી પદ્મિનીએ સ્વામીના પરાજયની વાર્તા સાંભળી, સ્વામીના ઉપદેશને અનુસરી, સંગિની સહચરીઓની સાથે યમુનાના શીતળ જળમાં આત્મા વિસર્જન કરી પોતાની સઘળી જ્વાળા શાન્ત કરી હતી.

બંગાળાના છેલ્લા વીરને દિલ્હી દરબાર સૂધી જવું પડ્યું નહોતું. દારુણ માનસિક કષ્ટથી વારાણસીના પુણ્ય ક્ષેત્રમાં તેણે દેહ ત્યાગ કર્યો હતો...જો કે તેના નશ્વર દેહનું પતન થયું છે ખરું; પરંતુ પ્રકૃતિનો ઇતિહાસ અનંત કાળ સૂધી તેને અમર કરી રાખશે.

મહાભાગ શંકરે છેવટની દશામાં, ' મોગલો વિરુદ્ધ હવે હથિયાર ઉપાડીશ નહિ ' એવી શર્ત સ્વીકારી, સઘળી સંપત્તિ દીન દરિદ્ર તથા અનાથ જનોને વહેંચી દઇ ગંગાવાસ કરવાના ઉદ્દેશથી બારાસાત ગામમાં જઇ અત્યંત દીન ભાવથી જીવનનો આવશિષ્ટ રહેલો કાળ ઇશ્વરાધનામાં વીતાડયો. શંકરના વંશજો હજી પણ જીવે છે.

